# નૂપુરઝંકાર



નરસિંહરાવ ભોળાનાથ.

# નૂપુરઝંકાર



નરસિંહરાવ ભોળાનાથ.

# નૂપુરઝંકાર

રચનાર

નરસિંહરાવ ભોળાનાથ, બી. એ.

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

પીરમશાહરોડ—અમદાવાદ.

દ્વિતીય આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

ઇ. સ. ૧૯૨૯. સંવત ૧૯૮૬

કિંમત

કાચું પૂંઠું રૂ. ૧-૪-૦ પાકું પૂંઠું રૂ. ૧-૮-૦

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પંદર વર્ષના ગાળા પછી "નૂપુરઝંકાર"નું પુનરાવર્તન રસિકો માટે રજૂ કરૂંછું. પ્રથમ આવૃત્તિમાંના સંગ્રહમાં સંખ્યાનો ફેરફાર નથી. પરચૂરણ સુધારા, શબ્દાદિકમાં, કર્યાછે, ટીકામાં કેટલાક મહત્ત્વના ઉમેરા છે તે યથાસ્થાન જણાઈ આવશે. ટીકાની પૂરવણીમાં બે ત્રણ ઉમેરા મહત્ત્વના છે તે તરફ વાચકનું ધ્યાન દોરૂંછું.

"નૂપુરઝંકાર" પછી કેટલાંક કાવ્યો રચાયાંછે, હેનો સમાવેશ આ આવૃત્તિમાં કરવો તે ઉચિત ગણ્યું નથી. એ કાવ્યોની સંખ્યા અતિ અલ્પ નથી તે એક કારણ છે. અનુકૂળ સંજોગમાં એ નવો સંગ્રહ જુદો પ્રગટ કરાશે તો પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં "વિસર્જનકાળના જ ઝંકાર છે" એમ વચન છે અને બીજો કાવ્યસંગ્રહ રજૂ કરવાનો અસંભવ દર્શાવનારું વચન છે, તે ખોટાં પડશે.

સાન્ટાક્રુઝ
તા. ૨૭ મી ઑકટોબર ૧૯૨૯ } નરસિંહરાવ ભોળાનાથ.

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

આ કાવ્યસંગ્રહ પ્રકટ થવાનો છે અને હેનું નામ 'નૂપુર-ઝંકાર' છે એમ સાંભળી એક જણે એક ચાતુર્યભરેલો તર્ક કર્યો હતો; 'કુસુમમાળા', 'હૃદયવીણા', અને 'નૂપુરઝંકાર'—એમ ક્રમવાર નામમાળામાં સંલગ્ન હેતુ સમાયલો હોવો જોઇયે; તે આમઃ— કવિતાની દેવીનો પ્રથમ મ્હને સાક્ષાત્કાર થતાં મ્હેં હેને કાવ્યકુસુમોની માળા સમર્પી; પછી દેવી આવીને સ્થિર ઊભી તે વખતે મ્હારા હૃદય-ની વીણા હેની સમક્ષ મ્હેં વગાડી; અને હવે અંતે એ દેવીનું વિ-

સર્જન થાયછે તે વખતે હેના નૂપુરના ઝંકાર સંભળાયછે.—આ તર્કમાં રસિકતા તેમ જ ચાતુર્ય સમાયાંછે, એ ખરું. પરંતુ મ્હારા સ્વપ્નામાં પણુ નહિં હેવો અર્થ આ રસિક જને ખોળી કાઢ્યોછે એમ મ્હારે કહેવું પડેછે. 'નૂપુરઝંકાર' નામનો હેતુ આરમ્ભના અવતરણકાવ્યમાં સૂચવાયો જ છે. તે હેતુ જોડે ઉપરની કલ્પનાનું સામ્ય કવિતદેવીના નૂપુરના ઝંકાર—એટલામાં જ છે, એટલી પણુ અટકળ કરવા માટે એ રસિકને યશ ઘટેછે.

પરંતુ આ તર્કમાં મ્હારી કવિત્વશક્તિ ક્ષીણ થઈ વદાય લેવા તૈયાર થઈછે એમ ગર્ભિત આરોપ છે તે એમ મિત્રના ઉદ્દેશથી ન્હાર હશે કે કેમ તે તો કળી સકાય એમ નથી, પણ એ ઉપરથી આજ રસિક વાચકવર્ગ આગળ મ્હારે એક વાત નિવેદન કરવાની પ્રેરણા થઈછે તેથી પ્રસ્તુત તર્ક કરનારનો આભાર માનુંછું, મ્હારી કવિત્વ-શક્તિની ક્ષીણતા અને પ્રયાણ વિશે હું નિર્ણય આપું એ અશક્ય નહિં, તો સુરુચિથી વિરુદ્ધ છે,—ગમે તે પક્ષ, અસ્તિપક્ષમાં તેમ જ નાસ્તિ-પક્ષમાં. એ પ્રશ્નનો નિર્ણય તો અન્યને જ સોંપાય. મ્હારે તો આજ એટલું જ કહેવુંછે કે કવિતદેવીના વિસર્જન સમયના નૂપુરઝંકારનું સુજ્ઞ વર્ગની સમક્ષ ઉદ્બોધન કરતાં મ્હને પણ—અન્ય દૃષ્ટિએ—એમ જ લાગેછે કે આ વિસર્જનકાળના જ ઝંકાર છે. હવે અવશિષ્ટ રહેલા મ્હારા જીવનકાળમાં આ પછી વળી બીજો કાવ્યસંગ્રહ ગુર્જર પ્રજા આગળ રજૂ થાય એ સંભાવની ન્હાર જ છે; માટે આ વિસર્જન-કાળના ધ્વનિની સાથે સુજ્ઞ રસિકવર્ગને મ્હારે પણ વદાયના ઉદ્ગાર દર્શાવવાનું પ્રાપ્ત થાયછે.

એ ઉદ્ગારો અલ્પ શબ્દોમાં જ પ્રગટ કરુંછું. હૃદયની લાગણી-ની તીવ્રતા જોડે દીર્ઘસૂત્રી વાણી અસંગત જ હોય. 'કુસુમમાળા' આજથી સત્તાવીસ વર્ષ ઉપર પ્રગટ થઈ, અને હેનો સત્કાર વાચક-વર્ગ તરફથી એટલો તો ઉત્સાહ અને ભાવભર્યો થયો કે તે મ્હારા સ્વપ્ન-માં પણુ મ્હેં કલ્પેલો ન્હોતો. તે પછી નવ વર્ષે 'હૃદયવીણા' નું

શ્રવણ રસિક વર્ગને કરાવ્યું. હેનો સત્કાર પણ—એ સંગ્રહ જે અધિકાર માગેછે તેહેનો વિચાર કરતાં—આનન્દજનક હતો. આમ રસિક ગુર્જર પ્રજાએ મ્હારા ઉપર સતત કૃપાભાવથી દૃષ્ટિ કરીછે, તેથી ઉત્પન્ન થતી હૃદયની આર્દ્રતા અને આભારવૃત્તિ, આ વિસર્જનકાળને પ્રસંગે, અન્તઃકરણથી દર્શાવી સર્વ બન્ધુઓની સ્નેહભરી વદાય લઉંછું. મ્હારી કાવ્યપ્રવૃત્તિનું પશ્ચાદવલોકન કરતે હૃદયમાં રસિક ગુર્જર બન્ધુઓ તરફ જે કોમળભાવ સ્ફુરેછે તેહેનું પ્રતિબિમ્બ પાડવાને હું અસમર્થ છું. મ્હારી કાવ્યપ્રવૃત્તિથી જનસમાજમાં કોઇ પણ વ્યક્તિના હૃદયમાં ઉલ્લાસ, આનન્દ, આશ્વાસન પૂરાયાં હશે, આ જીવનના કઠોર નાદ ક્ષણભર પણ ભૂલાયા હશે, ઉચ્ચ પ્રદેશમાં પળવાર પણ સ્થિતિ થઈ હશે, તો હું એ જ મ્હારું જીવનસાફલ્ય માનીશ. દૂર ભાવિકાળમાં એ સેવા મ્હારી કવિતા કરશે કે કેમ તે પ્રશ્ન મ્હારા હૃદયમાં વ્યર્થ શા માટે ધોળું ? એ પ્રશ્નનો ઉત્તર કોઇ પણ પક્ષમાં પડો, ક્ષણિક જીવનમાં નાચનાર માનવ પ્રાણીને તે સાથે સ્થાયી સંબન્ધ નથી.

તેમ છતાં માનવસ્વભાવને સુલભ આર્દ્રતાથી રસિક વાચકને આ સંગ્રહના અન્તિમ કાવ્યમાં યાચના કરીછે તે વિરોધી આચરણ નહિ ગણાય એટલી આશા રાખુંછું; અને એ વિશ્વાસમાં રહીને કહુંછું કેઃ—

જો એક અશ્રુ તુજ મ્હેં કદી હોય લોચ્યું,
એકાદ અશ્રુતણું દાન જ યાચું તો હું.

વાંદરા
તા. ૧૭ મી જુલાઈ ૧૯૧૪.

નરસિંહરાવ ભોળાનાથ.

# ઉપહાર.

## જીવનસખી !

(વસન્તતિલકા) સૌભાગ્યકુંકુમસુહાતોઁ રમે ઉષા જ્હાં,
તે વાડીમાંથી કુસુમો કંઇ વીણ્યાં તાજાં;
મ્હેં માળ ગૂંથી, સખિ! જે બહુ કાળ પૂર્વે,
ત્હેનું લઈ રમીઁ તું સૌરભ પ્રેમગર્વે. ૧
ઉલ્લાસકાળ શમિયો ન શમ્યો જ જ્યહારે,
વીણાતણા ધ્વનિ થયા હૃદયે જ ભારે;
મ્હેં તે સૂરો ગજવતી જગવી જ વીણા,
તે ત્હેં ઝીલ્યા સખિ! સૂરો સહુ ભાવભીના. ૨
ત્હેં આમ જીવન વિશે રસમન્ત્ર પૂર્યો,
જેને બળે વિષમ માર્ગ બન્યો મધૂરો;
ને પ્રેમતન્ત્ર મૃદુભાવભરેલ ત્હારો,
શ્રદ્ધાથીઁ મ્હેં અનુભવ્યો સુખ આપનારો. ૩
એથી મહાન હિતકાર્ય કર્યાં સખી! ત્હેં,
કાં રાખું ગુપ્ત? જગને જણવું શીઁ રીતે?
પ્રેમાગ્નિહોત્રપથમાં સહધર્મચારે,
દોર્યો મ્હને તિમિર વિઘ્ન વિદારીઁ ભારે. ૪
એ પાવકે કરિયું જીવનને વિશુદ્ધ,
બાળી દઈ મલિન કર્મ બધાં અશુદ્ધ;
ત્હેં દિવ્ય આત્મબલિદાન દઈ ઉગાર્યો,
અસ્પૃશ્ય માનીઁ સખિ! ત્હેં નવ તુચ્છકાર્યો. ૫
એ સર્વ જીવનસખા! સ્મરણો જ ઘેરાં,
દાબ્યાં દબાય નહિં, આજ સ્ફુરે અનેરાં;
તો જોડું એ કવિતદેવીતણા અભંગ
નૂપુરઝંકૃતિતણા પડછંદ સંગ. ૬

વાંદરા. તા. ૧૧ મી સેપ્ટેમ્બર ૧૯૧૧.

૭

# અશ્રુસંયમ.

ગરબી. ● )

આંસુડાં શિદ ઢોળું સૂકા રાનમાં ?
રેડું ઉરમાં ઊંડી એ અર્મોરેલને;
ભીંજે ત્ય્હાં કંઇ વેલો અલૌકિક ભાવની,
ને કુસુમિત થઈ દિવ્ય રૂપની એ બને.
આંસુડાં શિદ ઢોળું૦ ૧

કે સૂકા રણમાંહિં કહિં કહિં નીરખું
સ્નેહી-ઉરકુંજો, ત્ય્હાં લહું વિશ્રાન્તિ જો;
ને એ કુંજ વિશે આંસુ-અર્મોબિન્દુડાં
થોડાં થોડાં પાડી પામું શાન્તિ જો.
આંસુડાં શિદ ઢોળું૦ ૨

જીવન ભરિયું આંસુતણા અર્મોપૂરથી,
હૃદય હૃદય વ્હે રેલ ઘણી અશ્રુતણી,
મનુજબન્ધુનાં આંસુ કેરા સિન્ધુમાં
મુજ આંસુ તણી ઝીણી સૅરય જજો શમી !
આંસુડાં શિદ ઢોળું૦ ૩

કુવિતદેવીના આ નૂપુરઝંકારને
સુણવા નવ થોભી તું બેઠી વ્હાલી ઓ !
થઈ અધીરી દેવીના સંગીતને
દિવ્ય ધામમાં સુણવા વેગે ચાલી ઓ !
આંસુડાં ઢોળું, નવ ઢોળું આ સમે. ૪

અણુકરમાયા દેવીના સૂર નિર્મળા
કદ કદી મોકલજે મુજને એ ધામથી;

લઈશ ઝીલી મુજ ઉરમાં સૂર દિવ્ય એ;
આ સમયે અભિલાષા કો બીજી નથી.
આંસુડાં મુજ ઉરમાં ઝરી ઉરમાં શમે. ૫

પણ ઊંડી અભિલાષા એક રહી હજી:—
જીવનપથ પૂરો થાશે મુજ જે ક્ષણે,
તે ક્ષણ તુજ સંગ વશીને મુજ આત્મ આ
એ સંગીતો નિત્ય નિરન્તર જો સુણે!
આંસુડાં મુજ નવલ અમીરસ ત્ય્હાં બને! ૬

**વાંદરા**
ના. ૨૩ મી ડીસેમ્બર ૧૯૧૩

---

* 'ઓધવજી સંદેશો કહેજો શ્યામને'—એ ચાલ.

# અનુક્રમણિકા.

---

૨૫૨૫૩

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૫ | કડી ૪, ચરણ ૧ | બેસુરું | બેસૂરું |
| ૧૬ | છેલ્લી | ઘાટના | ઘટના |
| ૨૦ | છેલ્લેથી ત્રીજી | ભૅંસાઈ | ભૂંસાઈ |
| ૨૫ | કડી ૨૩, ચરણ ૩ | સુર | સૂર |
| ૨૭ | કડી, ૫, ચરણ ૧ | ધોઈં | ધોઈ |
| ,, | ,, ,, ૨ | વ્રણમાં | વ્રણમાં, |
| ૨૮ | ૧૩ | માનસરને | માનસસરને |
| ૩૧ | શ્લોક ૧૪, ચરણ ૧ | સાં | શાં |
| ૩૫ | છેલ્લેથી ત્રીજી | નહિ | નહિં |
| ,, | ,, | માંહિ | માંહિં |
| ૩૬ | ગરબી, કડી ૨, પં. ૧ | શિશું | શિશુ |
| ,, | ગરબા, કડી ૫ ને ૬ ની વચ્ચે | બે લીંટી જેટલી ખાલી જગા રાખવી. | |
| ૩૮ | ૨ | ઊંભી | ઊભી |
| ,, | ૮ | તુજ | તુજ |
| ૪૦ | ૩ | ક્રરે | કરે |
| ૪૭ | ૮ | આસ્વાદવાં શબ્દનો ‘આ’ આરમ્ભ તરફ એક અક્ષર જેટલો ખશેડવો. | |
| ૫૨ | ૧૧ | નશ્વર | નશ્વર છે |
| ૬૪ | ‘શૂન્ય હૃદય મુગ્ધા’ કડી ૧, પં. ૧ | ભૂૅલી | ભૅૂલી |
| ૭૦ | ૧ | કહીં | કહિં |
| ૭૨ | ૨ | ક્રો’ને | કો’ને |
| ૭૩ | ૧૭ | મોંધી | મોંઘી |

| | | | |
|---|---|---|---|
| ૭૪ | ૧૨ | સંભાળી ! | સંભાળી |
| ૭૬ | છેલ્લેથી ૪ થી | મોંઘો | મોંઘો |
| ૭૮ | ૪ | સ્વમ | સ્વપ્ન |
| ૭૯ | છેલ્લેથી ૬ ઠ્ઠી | સૂર્વે | પૂર્વે |
| ૮૧ | છેલ્લી | જ્યોતિ | જ્યોતિ |
| ૯૪ | ૨ | સેર | સેરય |
| ૯૪ | ૯ તથા ૧૧ | વ્હેપારી | વ્હેપારી |
| ૯૯ | ૧૪ | જ્યાતે | જ્યોતે |
| ૧૦૪ | શ્લોક ૩, ચ. ૧ | પ્હેલ | પ્હેલ |
| ૧૧૨ | શ્લો. ૬–૭–૮–૯ની ટીકા | હતી; કેમકે | હતી, પરંતુ એ વીણાના કે ગાનના સ્વર મ્હારાથી સંભળાતા ન્હોતા; કેમકે |
| ૧૧૭ | ૧૪ | હેય | હોય |
| ૧૧૯ | ૧૦ | પેસતા | પેસતા |
| ૧૨૧ | ૧૧ | બળહીન | બલહીન |
| ૧૨૫ | ૧૯ | મોઘી | મોંઘી |
| ૧૨૮ | છેલ્લી | અચ્છોદ | અચ્છોદ |
| ૧૩૨ | ૮ | થનું | થતું |
| ૧૩૩ | ૧૫ | તલ્લન | તલ્લીન |
| ૧૪૦ | ૧૧ | charctry | charactry |
| ,, | ૨૦ | unreflectieg | unreflecting |
| ,, | ૨૧ | aud | and |
| ૧૪૨ | ૫ | ડીક | ઠીક |
| ,, | ૧૭ | ( પછી ) | પછી |
| ૧૪૪ | છેલ્લેથી છઠ્ઠી | ઊમિ | ઊર્મિ |
| ૧૪૫ | ૧૩ | સેર | સેરય |

| | | | |
|---|---|---|---|
| ૧૪૮ | ૧ | કાય | કાર્ય |
| ૧૫૦ | છેલ્લેથી ૪ થી | નિવિકલ્પ | નિર્વિકલ્પ |
| ૧૫૧ | છેલ્લેથી ૪ થી, છેલ્લો શબ્દ | તો | તે |
| ૧૫૫ | છેલ્લેથી ૬ ઠ્ઠી | નિ ેશ | નિર્દેશ |
| ૧૫૮ | છેલ્લેથી ૨ જી | ૬ | ૭ |
| ૧૬૧ | ૧ | દાલ | દાંલ |
| ૧૬૪ | ફુટનોટ, પં. છેલ્લી | નોવ્હેમ્બર | **નૉવ્હેમ્બર** |
| ૧૬૫ | છેલ્લેથી ૪ થી | નોંધ્યું | નોંધ્યું |
| ૧૭૦ | ૧૦ | સ્મિત સખી | સ્મિતસખી |
| ૧૭૨ | છેલ્લેથી ૭ મી | વ્હેવાનું | વ્હેવાનું |
| ૧૮૩ | છેલ્લેથી ૫ મી | કર્મ | કર્મ ( " રાસ ) |
| ,, | ,, ૩ જી | આ | અહિં 'હાસ' તે |
| ૧૯૫ | ૧૬ | વ્હેતો | વ્હેતો |
| ,, | ૧૯ | ફેલાયલાં | ફેલાયલાં |
| ૨૧૬ | પેરા ૩, પં. ૨ | લામતો | લાગતો |
| ,, | પેરા ૫, પં. ૩ | આપ્યોછો | આપ્યોછે; |
| ૨૩૨ | ૧૧ | અદૃશ્ય | અદશ્ય |
| ૨૪૮ | છેલ્લી | વિવેધક | વિવેચક |



## નરસિંહરાવ ભોળાનાથનાં પુસ્તકો.

| નામ | કિમ્મત | મળવાનું ઠેકાણું |
|---|---|---|
| ૧. સ્મરણસંહિતા | ૧—૮—૦ | જીવનલાલ અમરશી મહેતા |
| ૨. કુસુમમાળા | ૦—૧૦—૦ | પીરમશાહ રોડ અમદાવાદ. |
| ૩. હૃદયવીણા | ૧—૪—૦ | એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ. |
| ૪. મનોમુકુર | ૩—૦—૦ | ,, |
| ૫. સ્મરણમુકુર | ૩—૦—૦ | એમ. સી. કોઠારી રાવપુરા રોડ, વડોદરા |

---

## નલિનકાન્ત નરસિંહરાવનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧. નૂરજહાન | ૦—૧૨—૦ | જીવનલાલ અમરશી મહેતા |
| ૨. ઇન્દુકલા | ૦—૧૦—૦ | પીરમશાહ રોડ, અમદાવાદ. |

---

## સૌ. ઊર્મિલા દયારામનાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧. ઉષાનન્દિની | ૦—૮—૦ | જીવનલાલ અમરશી મહેતા પીરમશાહ રોડ, અમદાવાદ. |
| ૧. કમલિની | ૧—૦—૦ | 'સુન્દરી સુબોધ' ઓફિસ. અમદાવાદ. |

માધ્યમિક શાળાઓમાં ટેકસ્ટ બુક તરીકે મંજુર થયેલ—

# સંસ્કૃત સાહિત્યની કથાઓ

**ભાગ ૧ લો—મહાકવિ કાલિદાસનાં કાવ્ય-નાટકોની કથાઓ.**

લખનાર:—**ન્હાનાલાલ નાથાલાલ શાહ,** એમ. એ.

સોનેરી નામનું પાકું પુઠું. **કિંમત રૂ. ૧-૧૨-૦**

આ ગ્રંથમાં નીચેની કથાઓ છે:—

**(૧) રઘુવંશવર્ણન. (૨) માલવિકાગ્નિમિત્ર. (૩) વિક્રમોર્વશીય. (૪) અભિજ્ઞાન શાકુન્તલ. (૫) કુમારસંભવ.**

---

# સંસ્કૃત સાહિત્યની કથાઓ

**ભાગ ૨ જો: કીંમત રૂ. અઢી.**

**આ ભાગમાં નીચેના છ મહાકવિઓની દસ નાટયકથાઓ છે:—**

**बाणभट्ट-કાદંબરી. सुबन्धु-વાસવદત્તા. भवभूति-(૧) મહાવીરચરિત, (૨) ઉત્તર રામચરિત. (૩) માલતી-માધવ.**

**श्रीहर्षदेव-(૧) રત્નાવલી, (૨) પ્રિયદર્શિકા, (૩) નાગાનન્દ.**

**विशाखदत्त-મુદ્રારાક્ષસ. शूद्रक-મૃચ્છકટિક.**

રોયલ ૧૨ પેજી, પૃષ્ઠ ૩૬૦ ઉપર. પુઠું પાકું ને સોનેરી નામનું.

---

**વડોદરા રાજ્યના વિદ્યાધિકારી મે. રા. રા. નંદનાથ કેદારનાથ** દીક્ષિતનો અભિપ્રાય:—"લેખકની શૈલી આકર્ષક છે. ભાષા સાદી, સરલ તથા સંસ્કારી છે, અને કથાઓ એવી રીતે યોજી છે કે, વાચકને વાર્તા પૂરી થતાં સુધી પુસ્તક છોડવું ગમે નહીં ++ **જો ૧૩ વર્ષથી માંડીને વધારે મોટી વયના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં આવાં પુસ્તકો રાખવામાં આવે તો તેથી ખરેખર લાભ થશે** એમ હું માનું છું. કોષ વગેરે સામગ્રીથી બીજા વાચકોને અર્થ સરળ થશે."

# સંસ્કૃત સાહિત્યની કથાઓ:

**છુટા છુટા કવિઓની કૃતિની શાળોપયોગી આવૃત્તિ.**

પ્રાચીન સંસ્કૃત નાટક સાહિત્ય વાર્તાના રૂપમાં–

**કાદમ્બરી અને વાસવદત્તા** } મૂળ લેખકો:— **શ્રીબાણભટ્ટ** અને **સુબન્ધુ.** મૂળ સંસ્કૃત ઉપરથી સંક્ષિપ્ત ગુજરાતીમાં કર્તા–સાક્ષર શ્રી **છગનલાલ હરિલાલ પંડ્યા. કીંમત રૂ. ૦–૮–૦** પાકું પુંઠું **બારઆના**

**મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ** } મૂળ નાટક લેખકો:– મહાકવિ શૂદ્રક અને **વિશાખદત્ત.** મૂળ નાટકોના આધારે કથાલેખક; રા. ન્હાનાલાલ નાથાલાલ શાહ, એમ. એ. **કીંમત રૂ. ૦–૮–૦.**

**ભવભૂતિ અને હર્ષદેવ** } આમાં મહાકવિ **ભવભૂતિ** કૃત (૧) **મહાવીર ચરિત,** (૨) ઉત્તર રામચરિત અને (૩) **માલતી–માધવ** તથા **શ્રીહર્ષદેવકૃત** (૪) **રત્નાવલી,** (૫) પ્રિયદર્શિકા, અને (૬) **નાગાનંદ** (જીમૂતવાહન) એ છ નાટકોની સુન્દર કથાઓ છે. **કીંમત રૂ. ૦–૧૨–૦**

**મહાવીર ચરિત** } શ્રી રામચંદ્રજીના પૂર્વજીવનની કથા– ભવભૂતિની ભાષામાં–એકલું વાર્તારૂપે.

**કીંમત માત્ર પાંચ આના.** પાંચ આનાની ટીકીટ મોકલવી.

**કર્પૂરમંજરી** } **મહાકવિ રાજશેખર કૃત** શૃંગારરસપ્રધાન સટ્ટકની નવલિકા. **કીંમત રૂ. ૦–૮–૦**

# નૂપુરઝંકાર.

## અવતરણ.

( ખંડહરિગીત. )

જાગતાં મ્હેં અનુભવ્યાં
સ્વપ્ન અદ્‌ભુત અણગણ્યાં,
દર્શનો ત્ય્હાં ઝાંખિયાં
તે ચીતર્યાં કદી જાય ના. ૧

સ્મૃતિપટે, પણ, ઊઘડ્યું
એક દર્શન આજ જો !
હૂબહૂ થાતું ખડું
મુજ નયન આગે તાજું જો ! ૨

( લાવણ્યમયી. )

વસન રુપેરી તેજે ભરિયાં ધરિયાં ઉજ્જ્વલ અંગ,
દિવ્ય કન્યકા વીણા કર ધરી ઊભી હિમગિરિશૃઙ્ગ,
ત્રિભંગ રહી સ્થિર મૂર્તિ. ૩
સુવર્ણ ઘુઘરી ચરણે બાંધી, પદનખ દીપે લાલ,
મધ્યમેખલા કુમુદે ગૂંથી, કંઠે મુક્તાહાર
ઝરે કિરણો અમી સરખાં. ૪
કેશભાર ઘનશ્યામળ છૂટો વીંટી વળ્યો મુખચંદ,
નયનો ઊંચા વ્યોમ વિશે કંઈ વાંચે ઊંડા મન્ત્ર,
મન્દ રમતું સ્મિત અધરે. ૫
વીણાતન્ત્રી વિશે રમંતી અંગુલિયો સપ્રેમ,
હિમગિરિવનનાં દેવદારુમાં કિરણો નચવે જેમ
વ્યોમ ઠરી ચંદા પેલી. ૬

તોય શ્રવણ મુજ પડે નહિં એ વીણાનાદ અનન્ત,
દિવ્યકન્યકાગાનતણા સુર તે પણ સુણું નવ મન્દ,
ચન્દમાં લય એ પામે. ૭
કુવિતદેવી એ સલીલ ઊભી ગાનવાદ્યમાં લીન,
વ્યોમથકી નવ નયન ખસેડે;—એ દર્શન હું નવીન
દીન બની ઊભો નિરખું. ૮

( ખંડહરિગીત. )

ક્ષણ પછી જો ! આદરે
નૃત્યલીલા સુન્દરી,
ને શ્રવણ મુજ ત્હાં પડે
વાજંતો નૂપુરઘૂઘરી. ૯
કન્યકાના ગાનથી,
ગૂઢ વીણાનાદથી,
અમૃતબિન્દુ કંઇ ઝરે
તે કનકકિંકિણી ઝીલતી. ૧૦
એહ નૂપુરનાદનાં
કંઇ પડ્યાં પ્રતિબિમ્બ જે
*નાદયન્ત્રે ઉરતણા,
અર્પું જગાડી આજ તે. ૧૧
દોષથી ઉરયન્ત્રના
સ્વરમધુરતા કંઇ ઘટે,
રસિક ! તું માં નિન્દતો
નૂપુરતણા ઝંકારને. ૧૨

---

* નાદયન્ત્ર=ગ્રામોફોન.

# ભારતજનનીની અશ્રુમાળા.

( લાવણ્યમયી. )

હિમગિરિ શિખરો ઊંડી રજનિમાં ધરતાં તારકમાળ,
ચંદા કૌતુકભર ત્ય્હાં રસતી અમોલેપો શો રસાળ,
બાળલીલા કંઇ ધરતી ! ૧
હેવા એક મનોહર શૃઙ્ગે શ્વેત વસન ધરી અંગ,
સ્ફટિકમાળ કંઠે ઝગમગતી, મૌન ધરંતી અભંગ,
દિવ્ય મૂર્તિ કો ઊભી. ૨
સ્થિર નયને નભમાં નિરખંતી ગૌર વદન ધરી મ્લાન,
અનિલે રમતો કેશભાર નવ લેખે દેવી મહાન,
ધ્યાન ધરતી કંઇ ઊંડું ! ૩
સૂતાં સનાતન દેવદારુવન નીચે ગિરિતટ દૂર,
સમીર જ્ય્હાં સ્વચ્છન્દે ઘૂમે ને ઘુઘવે સુમધુર
સિન્ધુસમ ઘોષ ગભીરો; ૪
અસંખ્ય ઝરણાં શિલા ઉપરથી પડતાં ધરીને હાસ,
મંજુલ ગાને નૃત્ય કરંતાં, ને એ અનુપમ રાસ
નિરખી રહી ચંદા કોડે. ૫
એહ ગાન ને એહ ઘુઘૂરવ કેરા ધ્વનિ અતિ મન્દ,
દેવીચરણે સલીલ પડતા, દેવી તે ન સુણંત,
તપે તપ એહ અનેરું. ૬

( વસન્તતિલકા. )

એ ઉચ્ચ શૃઙ્ગ તણી એક કિનાર પાસે,
ઊભો લપાઈ હિમખંડ વિશાળ વાંસે,
દેવીતણું અલભ દર્શન ધન્ય લેતો
હું મૌન ધારી અનિમેષ જ કાંઇ બેઠો. ૭

(અનુષ્ટુપ્.)

રખે દેવીતણી ઊંડી સમાધિ ભંગ પામતી,
એમ ધારી ત્યહાં મ્હારી શ્વાસધારા વિરામતી. ૮
સહસા ગાનની ધારા દેવીના કણ્ઠથી વહી,
જ્યોત્સ્નાના પૂરની સાથે ભળતી જો દીસે કંઇ. ૯

(ગરબી. §)

"દીનતણા ઓ દયાળ! દ્વાર તુજ આવી પુકારું;
ર્‌હેવાય ના દુઃખઝાળ, દ્વાર તુજ આવી પુકારું.
દીનતણા૦ ૧૦

(સાખી.)

દીર્ઘ જમાના વહી ગયા, દુઃખ સહ્યું અવિરામ,
બાળકાજ તપ આ તપું દિનરજનિ, રજનિદિન આમ,
આર્તરવ આજ પુકારું.
દીનતણા૦ ૧૧

વિશાળ આ આકાશમાં વ્યાપી જ્યોત્સ્ના દૂર;
એ થકી અદકું જો! વહે તુજ પ્રેમ દયાનું પૂર,
પ્રાર્થના આજ ઉચ્ચારું.
દીનતણા૦ ૧૨

અન્ધતિમિરમાં ભમી રહ્યાં દીન માહરાં બાળ,
જ્ઞાનદીપ તુજ સત્યનો ધરી સુપથ ચઢાવ્ય કૃપાળ!
આશ મ્હોટી આજ હું ધારું.
દીનતણા૦ ૧૩

કીર્તિ પુરાતન ઝળકતી ગુમાવી બેઠાં સર્વ,
ભાવિતણું રવિબિમ્બ તું પ્રગટાવ્ય અધિક ભરગર્વ,
હૃદય મુજ જેથી હું ઠારું.
દીનતણા૦" ૧૪

§ "લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો."—એ ચાલ.

( ઉપજાતિ. )

વિરામી એ ગીત-અમીની ધારા
ને દેવીનેનો થકી અશ્રુમાળા
વહી રહી જો ! અવિરામ વેગે,
કપોલ સ્પર્શી ઉરભાગ ટેકે. ૧૫

( સોરઠા. )

ને, અદ્ભુત ! એ ધાર અશ્રુતણી ઠરી જામતી,
ઝગમગ સ્ફાટિક માળકેરું રૂપ જ પામતી. ૧૬

તજી શિલાની છાય હું સહસા ત્ય્હાં નીકળ્યો,
જઈ દેવીને પાય દીનભાવથી કંઈ ઢળ્યો. ૧૭

( દ્રુતવિલમ્બિત. )

'જનનિ ! આપ્ય ક્ષમા તુજ બાળને,
શરણુ દે તુજ પાયતણું મ્હને;
તિમિર–અન્ધ બન્યા મુજ બન્ધુ તે
નવ શકે નિરખી જ સુપન્થને. ૧૮
તિમિરમાં મુજને પણ ના સૂઝે;
તુજ સમીપ વ્યથા મનની રૂઝે.
અહિં વશી તપ ઉત્કટ હું તપું,
તુજ અને પ્રભુનામ સદા જપું !' ૧૯

( અનુષ્ટુપ્. )

ઊઠાડી ભૂમિથી પ્રેમે, ગ્રહી અંગુલિ માહરી,
વદે દેવી પછી વાણી કાંઈ વત્સલતાભરી. ૨૦

( વસન્તતિલકા. )

" માં વત્સ ! તું કંઈ વિરક્ત થતો અધીર,
જા બન્ધુમંડળ વિશે બની કર્મવીર

કર્તવ્યકેરું તપ આદર્યં તું સમર્થ,
ને હું તપીશ તપ આંહિં જ બાળ–અર્થ. ૨૧

( લાવણ્યમયી. )

વિદ્યા, ધન ને ધર્મ ગુમાવ્યાં, ગુમાવિયું ગૃહનૂર,
ઈર્ષ્યા, કલહો, કપટો, જામ્યાં, પાપતણું વહ્યું પૂર,
બાળ મુજ જાય તણાયાં ! ૨૨
વિરલ વીર કો મથતા કરવા, બન્ધુતણો ઉદ્ધાર,
તદપિ મોહસિન્ધુના તરંગો, બાળ ગ્રસે અનિવાર,
હારતા વીર બિચારા ! ૨૩
રૂઢિ રાક્ષસી હસતી ઊભી, યજ્ઞતણો રચ્યો કુંડ,
કોમળ કોમળ બાળકો હોમે, પ્રજળે અગ્નિ પ્રચંડ,
બાળ મુજ નવ કંઇ જાણે. ૨૪
અને હોમતી અનાથ વિધવા પાપદુઃખને ગર્ત,
અટ્ટહાસ રાક્ષસી કરંતી, બાળક ન લહે અર્થ,
અન્ધતિમિરે સહુ ડૂબ્યાં. ૨૫
તદપિ નિરાશાવશ નવ થાઉં, ધરું ઉગ્ર તપ આજ,
વત્સ ! ત્હને વર આપું અમોલું ઉદ્ધર્યં બન્ધુસમાજ,
વાજશે દુંદુભિ જયનો. ૨૬

( વસન્તતિલકા. )

લે અશ્રુની સ્ફટિકમાળ હું આપું, તે તો
કર્તવ્યવિઘ્ન નડતાં કર ફેરવે, તો
ઊંડું સુણીશ મુજ પ્રાર્થનગીત પાછું,
ને વિઘ્નનું દળ થશે વિખરી જ આછું." ૨૭

---

## ઉદ્‌બોધન.—૧.

( ગરબી )*

જાગો, ભારતસંતાન ! બન્ધુ હો ! જાગો હવે તો;
ઊગ્યો વિમળ સત્યભાણુ, બન્ધુ હો ! જાગો હવે તો;
જાગો, ભારતસંતાન !

( સાખી )

પડયા ઘોર નિદ્રા વિશે, વીત્યાં વર્ષ અસંખ્ય,
મૃતસમ પડિયા બન્ધુ ઓ ! નવજીવન હ્યો નિઃશંક,
બન્ધુ હો ! જાગો હવે તો !
જાગો, ભારતસંતાન ! ૧

નિદ્રિત દેખી આવી ત્ય્હાં રૂઢિ રાક્ષસી કૂર;
બાંધ્યાં બન્ધન ઝકડીને, લીધું ચોરી જીવનનૂર;
બન્ધુ હો ! જાગો હવે તો !
જાગો, ભારતસંતાન ! ૨

તોડો બન્ધન બળ કરી, આળસ મરડી અંગ,
જીવનમાર્ગે સંચરો ધરી અભિનવ વિરલ ઉમંગ,
બન્ધુ હો ! જાગો હવે તો !
જાગો, ભારતસંતાન ! ૩

બન્ધુભાવ સહુ આર્યમાં પ્રગટે કૂહો શી પેર ?
હૃદય હૃદય જ્ય્હાં વ્યાપિયું દુષ્ટ જાતિભેદનું ઝેર;
બન્ધુ હો ! જાગો હવે તો !
જાગો, ભારતસંતાન ! ૪

---

* ‘ લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો ’ એ ચાલ.

ભેદ ન જોતા આર્યજન પુરાણુ ભારત માંહિં,
ગુણુકર્મે વર્ગો રચ્યા, તોય બન્ધુભાવ સ્થિર ત્યાંહિં;
બન્ધુ હો ! જાગો હવે તો !
જાગો, ભારતસંતાન ! ૫

ભેદ તજો, સંપ જ સજો, ભજો એક ભગવાન,
ધર્મપથે પગ સ્થિર હજો, તો પામીશું પુણ્યનું સ્થાન;
બન્ધુ હો ! જાગો હવે તો !
જાગો, ભારતસંતાન ! ૬

નિન્દા કરશે નિન્દકો, નવ ધરશો તે ધ્યાન,
સત્યતણો ધ્વજ ધારીને કરો જીવનરણુમાં પ્રયાણુ;
**सत्यमेव जयते** ગજવજો,
શૂરાં ભારતસંતાન ! ૭

---

## ઉદ્બોધન—૨.

( ગીત. )*

જાગો સર્વ ભારતસંતાન !
ઊગ્યો જુઓ સત્યભાણુ !
ગાઓ સત્યતણાં યશોગાન.

સૂતા ત્હમે ઘોર નિદ્રા વિશે કંઈ,
વીત્યાં વર્ષો એમ અસંખ્ય;
મૃતસમ તજી દમ, પડયા બંધુ ! હજી કયમ ?

* ‘ મળી સર્વ ભારતસંતાન ’—ઇ—એ ગીતની ચાલ.

હ્યો નવજીવન બનીને અશંક;
જાગો ભારતનાં બાળ !
જાગો ભારતનાં બાળ !
જાગો ભારતનાં બાળ !
અભય અભય
થાઓ ભારતનાં બાળ૦ ૧

નિદ્રિત દીઠા તહિં આવી રૂઢિ રાક્ષસી,
બાંધ્યાં બન્ધન, ચોર્યું આત્મનૂર;
બન્ધન એ છિન્ન ભિન્ન કરો, નવ પડો મન્દ,
ઉમંગે આગળ ધસો બની કર્મશૂર;
જાગો ભારતનાં બાળ !
જાગો ભારતનાં બાળ૦ ૨

બન્ધુતા વહે શી રીત આર્યવૃન્દ માંહિં ?
ઉર ઉર રેહ્યું જાતિભેદવિષ જ્યાંહિં;
ભેદ ના જાણ્યો પુરાણુ આર્યો એ હતા મહાન,
ગુણુકર્મે બન્યા વર્ગ, તજ્યું ઐક્ય નાહિં;
જાગો ભારતનાં બાળ !
જાગો ભારતનાં બાળ૦ ૩

જાતિભેદ થકી થયો આજ શો વિનાશ !
અધમતામાં આર્ય પડ્યા તજી ઉચ્ચ સ્થાન;
તજો ભેદ, સજો સંપ, ભજો ઈશને અજંપ,
ધર્મપંથે સ્થિર થજો, મળે પુણ્યસ્થાન;
જાગો ભારતનાં બાળ !
જાગો ભારતનાં બાળ૦ ૪

નિન્દકો ભલે જ નિન્દા કરતા અજાણ,
નવ ધરશો ત્હાં અણુમાત્ર ધ્યાન;
ધરી સત્યનું નિશાન કરો જીવનપ્રયાણ,
**सत्यमेव जयते** એ જ છે પ્રમાણ;
જાગો ભારતનાં બાળ !
જાગો ભારતનાં બાળ૦ ૫

---

## મ્હારાં રમકડાં.

(ખંડહરિગીત.)

પ્રકૃતિકેરાં ચુમ્બને
જાગિયો હું જે સમે,
રમકડાં કંઇ અવનવાં
આપ્યાં મ્હને એ માડિયે. ૧
ગગનકેરે આંગણે
રમકડાં કોડે રમું;
બાલ્ય મુજ એ પેર મ્હેં
આનન્દરસમાં નિર્ગમ્યું. ૨
રજનિપટ લટકાવિયા
રજતતારક ટેરવું;
ચન્દ્રગોળો કારમો
મુજ અંગુલીપર ફેરવું. ૩
માત અદ્ભુત કળવડે
હાર્યો ફૂલવે ગોળ એ;
શક્તિ હેની મેળવું,
મનમાં ઊંડા મુજ કોડ એ. ૪

૧૫૦૫૩

સરિત સન્ધ્યાકેરીમાં
મેઘવાળુમાં રમું;
માતકેરા મન્દિરે
સ્વચ્છન્દ એ રીતે ભમું. ૫

સૂર્યસંગે લગ્નમાં
લીન ના થઈ સુન્દરી
ઉષા જે હજી એકલી,
તે સંગ રમું હું મન ભરી. ૬

ધૂમકેતુ ઊડાવતો
મૃદુ ફુવારો રજતનો,
સ્નાન ત્ય્હાં કુતુકે કરું;
મલકાટ માડી-મન ઘણો. ૭

કૌમુદીએ લીંપિયું
સિન્ધુનું રણ જ્ય્હાં પડયું,
હોંસથી ને સાહસે
એકલતરંગે ત્ય્હાં ચઢું. ૮

અનિલ ગિરિનાં શૃઙ્ગને
ડોલવે સુસવાટથી,
વનવિશે જ વગાડતો
વેણુ મનોહર નાદથી; ૯

વેણુના સુર એ સુણી
ભેળવું નિજ સુર રસે,
ગાન અદ્ભુત જગવતો
નાચું કૂદું;—માડી હસે. ૧૦

પ્રકૃતિકેરો બાળ હું,
ખેલ ખેલું એમ હું,
રમકડાં સહુ મનગમ્યાં
રમતો ફરું સપ્રેમ હું. ૧૧

( સોરઠો. )

રમતો રમતો એમ હું નિદ્રાવશ થઈ પડયો;
કાળ વહ્યો ગયો કેમ ?—જાણ્યું નાહિં લગાર મ્હેં. ૧૨

( ઉધોર. )

જાગ્યો ફરી એકાએક,
દીઠું તિમિર ગાઢું છેક;
ભીષણ ગર્જનોના નાદ
કરતા મેઘ ધર્યો ઉન્માદ. ૧૩

( દ્રુતવિલમ્બિત. )

રમકડાં મુજ કોણ ગયું હરી ?
રુદન એમ કરું હું ફરી ફરી;
ભયદ નાદ થકી ગભરાઈને
ગિરિગુહામહિં બેસું લપાઈને. ૧૪

તિમિરને દ્વિગુણું કરતી કંઈ
ચમકતી હતી વીજ અહિં તહિં;
ઘનતણાં પટ આક્રમી કારમો
મરણરાક્ષસ ત્યાંહિં થયો છતો. ૧૫

( ભુજંગી. )

ધરી રાક્ષસે ત્હ્યાં વિરાટસ્વરૂપ,
વિકાશ્યું વિશાળું ભયંકાર મુખ;
થયાં દૃશ્ય ત્હ્યાં ક્રીડનદ્રવ્ય પેલાં,
ગુમાવ્યાં પડયો ઊંઘમાં જેહ વેળા. ૧૬

( ચોપાઈ. )

દેખી પ્રિય રમકડાં એહ,
દુર્લભ ઠામ પડિયાં જેહ;
રડવા અધિક લાગ્યો ત્યાંહિં,
માડી પ્રગટ તત્ક્ષણ થાય. ૧૭

ઉદ્ધરી મૃત્યુમુખથી ખાસ
મૂકી રમકડાં મુજ પાસ.
બોલી પ્રકૃતિ માતા વેણ,
વત્સલતાભર્યાં ધરી નેણ. ૧૮

( હરિણી. )

" રુદન કરવું છાજે નાહિં હવે તુજને કંઇ,
રમી રમકડાં માણે મોજો, ગયું વય તે વહી;
તુજ રમકડાં બાલ્યાવસ્થાતણાં પડિયાં અહિં,
તદપિ પલટી છાયા, ઘેરું સ્વરૂપ રહ્યાં લહી. ૧૯

( અનુષ્ટુપ્. )

મૃત્યુ ને જીવનક્ષોભે અર્પીને રંગ કારમા,
ક્રીડનદ્રવ્ય એ ત્હારાં અમોલાં અદકાં બન્યાં. ૨૦

( દ્રુતવિલમ્બિત. )

ધરી ગભીર નવી ઘન છાય એ,
મૃદુ વિલાસી સુરંગ નહિં તજે;
મૃદુલ રંગ બધા ઘનતા સજે,
વળી ગભીર બધા મૃદુતા ભજે. ૨૧

બદલ્યું રૂપ તથાપિ હજી બધાં
દ્વિવિધ રૂપ ધરી મન લોભતાં

રમકડાં તુજ જીવન પ્રેરશે,
તિમિર આ જગનું સહુ વેરશે." ૨૨

( ગઝલ. )

" ભલે માડી ! ભલે માડી !
ન્હનોતાં વેણુ આ ત્હારાં
હૃદય રેડે અમોલી કો
અમીરસની ઊંડી ધારા. ૨૩
ગયું બાલ્ય પાછું ના માગું,
બન્યું ઘેરું હૃદય આજે;
ગભીરા પ્રૌઢ ભાવોમાં
બાલ્યરંગો છુપા રાજે. ૨૪

( દુહા. )

માડી ! તુજ ઉછંગમાં સૂતો રહી સદાય,
પ્રૌઢ બાળ હું સ્વપ્નસુખ અનુભવું અદ્‌ભુત કાંઈ. ૨૫
કરયુગ ને ઉત્સંગમાં દિવ્ય રમકડાં સર્વ
પકડી રાખું ઊંઘમાં રમતો રહું સગર્વ. ૨૬
મૃદુ ગંભીરાં કાંઈ તુજ સુણું હાલેડાંગાન,
સુણુતો સુણુતો એમ હું ન્હોચું મુજ અવસાન." ૨૭



# દિવ્ય આશા.

ગરબી. )*

સ્વર્ગમંડળે થકી હું ઊતરી રે લોલ,
સ્વર્ગ માંહિં કાંઈ મુજ નિવાસ,
દિવ્ય આશ હું રે લોલ;
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ. ૧

દીન બન્યાં દુઃખભારથી દબી રે લોલ,
મનુજ બાળ ! લ્યો કુસુમસુવાસ;
દિવ્ય હાસથી રે લોલ,
સર્વ ઠામ મ્હાલું કુસુમ વેરતી રે લોલ. ૨

મર્ત્ય જીવને થતા કઠોર શોર લોલ,
તે શમાવી ગાઉં અનુપ ગાન,
ઉચ્ચ તાનનાં રે લોલ,
ઠામ ઠામ ચાલું ગીત રેડતી રે લોલ. ૩

વિશ્વમોહનીનું બીન બેસુરું રે લોલ
મૂક થાય, જ્યહાં તણાય તાન
દિવ્ય વાદ્યનાં રે લોલ;—
મનુજલોકમાં હું એમ ખેલતી રે લોલ. ૪

શાન્ત સિન્ધુ ગાન ગાય જ્યહાં ગભીર લોલ,
સાન્ધ્ય રંગ વ્યોમ રમે રાસ,
વાસ ત્ય્હાં કરું રે લોલ
તારલાકણી બની હું એકલી રે લોલ. ૫

---

* 'ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ'—એ ચાલ.

# " દૂર, દૂર, સુદૂર એ. "

( ખંડહરિગીત. )

શૂન્ય ખારા સિન્ધુનું
નિરખું વ્હેતું પૂર હું,
વિજન એ વેરાનને
ભેદી વિલોકું દૂર હું,—
દૂર, દૂર, સુદૂર હું. ૧

જવનિકા સન્ધ્યાતણી
ગૂઢ કાંઈ અગૂઢ જે
વ્યોમનો બુરખો બની,
તે પાર નિરખું દૂર જે,—
દૂર, કાંઇ સુદૂર જે. ૨

ગહન તારાજડિત આ
રજનિના ઊંડાણમાં,
નજર નાંખી જાય ના
એ નિરખું દૂર વિતાનમાં,—
દૂર એ મેદાનમાં. ૩

રવિ કિરણથી રંગિયાં,
કનકવર્ણાં ગૂઢ જે,
હિમથી ઢાંકયાં શૃઙ્ગ ત્ય્હાં,
ફેંકું નજર કંઇ દૂર એ,—
દૂર, દૂર, સુદૂર એ. ૪

ગમ્ય કાંઇ અગમ્ય એ
પ્રકૃતિકેરાં રૂપને
નિરખતાં મુજ હૃદયમાં
કંઇ ભાવઘાટના શી બને! ૫

પ્રિય જનો અતિ દૂર જે
નયન સંમુખ તે સ્ફુરે,
દૂર તેમ અદૂર એ
છબિ દિવ્ય મુજ આગે તરે,—
દૂર, દૂર, સુદૂર જે; ૬

ને વિલોકું સ્વપ્નશું
દિવ્ય ધરતી નૂર જે,
ભૂમિ જીવન પારની
ચમકી રહી અતિ દૂર તે;—
દૂર, દૂર, સુદૂર એ. ૭

---

## ચિત્રવિલોપન.

( ઇન્દ્રવજ્રા-વસન્તતિલકા )

સન્ધ્યા રમાડે ધરીને ઉછંગે
આ શુક્રતારાકણીને શી રંગે !
ને સિન્ધુમાં ગૂઢ થઈ ગયેલો
જોતી રહી રસ થકી રવિનાથ પેલો. ૧

પ્રીતેથી પીતી સુખ વર્તમાન,
ને ભાવિનાં રમ્ય સુણંતી ગાન,
સ્વપ્ને ન જોતી અતિ ગૂઢ ઘેરું
એ ચિત્ર દૂર વસતું લયકાળ કેરું. ૨

(અનુષ્ટુપ્.)

સાવિત્રી સિન્ધુમાં વ્હેતી, તરંગો ઊછળે તહિં,
નાવડું નાચતું ત્હેમાં આવતું જો ! દીસે અહિં. ૩
યુવતી તે વિશે બેઠી બાળકી છાતિયે ધરી,
પ્રેમવાત્સલ્યના ઝ્હાના અમોલા શા વહ્યા ઝરી. ૪

(ખંડહરિગીત.)

" નાવડું હંકારજો
વેગથી, સંભાળથી,
ઓ ખલાસી કુશળ ઓ !
આ મોંઘી છે મુજ બાળકી." ૫

" લાડકી મુજ જગવિશે
આવી એક જ માસથી,
તોય મુજ હઇડે વશી
દિન અણગણ્યા ત્યમ ભાસતી. ૬

સિન્ધુતટ પેલો ઊંચે
દુર્ગ પર્વતટોચ જે,
તાત ત્ય્હાં તુજ વાટડી
જોતા ઊભા ધરી મોદને. ૭

થાશું ભેળાં ક્ષણુ મહિં,
દીર્ઘ વિરહ જ છેદીને,
પ્રથમ દર્શન આંકતાં
કંઇ ચુમ્બનો કરશે ત્હને. ૮

નાવડું આ સિન્ધુમાં
ઊછળે કંઇ વેગથી,
હૃદય પણ મુજ નાચતું
દે તાલ ત્હેને પ્રેમથી. ૯

પ્રેમસાંકળ જે રૂડી
મધુર બે-અમ-ઉરની
બીડતી દૃઢ તેહને
તું કનક-કડી વણ મૂલની. ૧૦

દુર્ગપર જો ! ફરફરે
ધવલ કર-અંચલ મ્હણે;
હઇડું આ કંઈ થરથરે,
ને પ્રેમમન્ત્રો શા ભણે ! ૧૧

હા ! મીઠું બુલ્બુલ માહરું !
કૂજતું કલરવ કરે,
લાડકી ! તુજ એ અમી
પીતાં ન મન તૃપ્તિ ધરે. ૧૨

તાતને તુજ કૂજનો
એ રૂડાં તું સુણાવજે,
મર્ત્યલોકે સ્વર્ગની
કંઈ દીપ્તિ ક્ષણ ઝળકાવજે. ૧૩

મીઠડી જો વ્યોમમાં
શુક્રકર્ણી શી શોભતી !
હા ! તદપિ મુજ લાડકી
એથી રુચિર અદકી અતિ. ૧૪

ભૂત ભાવિ ભૂલતી,
સુખ હિંદોળે ઝૂલતી
સંગ લઈ મુજ પૂતળી
આનન્દસિન્ધુ હું બૂડી. "— ૧૫

( ઉધોર. )

" ઓ ! આ આમ એકાએક
નાવડું વાંકું વળિયું છેક !
ધાઓ ! અરે જીવનનાથ !—
લાડકો ! ભર્ય તું મુજને બાથ ! " ૧૬

( અર્ધભુજંગી. )

" ખલાસી ! બચાવો !
અરે કોઇ આવો !—
" દયાસિન્ધુ ! આવું !
શિશુ સાથ લાવું !" ૧૭

( માલિની. )

નિમિષ મહિં જ ડૂબ્યું નાવડું સિન્ધુ માંહિં,
મધુર સુખછબીઓ ને ગઈ જો ! ભૅસાઈ !
ઉદધિ-ઉદર સન્ધ્યા શુક્ર બંને સમાયાં;
તિમિર મહિં જ ગૂઢાં સિન્ધુએ ગાન ગાયાં. ૧૮



# વિરાગિણીની વીણા.

( ખંડહરિગીત. )

મન્દ અનિલ પલાણીને
મધુર રવ રજની વિશે
હૃદય લેતો તાણીને
ક્ય્હાં થકી આ? કો નવ દીસે. ૧

હા ! ત્ય્હણે સરિતાતટે
એકલી કો સુન્દરી
બેઠી આસન યોગમાં,
વીણા ઉછંગ વિશે ધરી. ૨

કેશભાર સમીરમાં
ખેલતો કંઈ મન્દ આ
શ્વેત સાદા ચીરમાં
પૂરે ધવલતા ચન્દ આ. ૩

ગીત-અમીરસ રેલતી
શાન્તિમાં એ સુન્દરી;
ગૂઢ રહી; કંઇ માનથી
સુણિયે હવે મૌન જ ધરી. ૪

( ગીતિ. )

" માનસસરમાં તરતી
હંસી સ્વચ્છન્દ ખેલ કંઈ કરતી;
સંગીતરસે ત્હેવી,
વીણા મ્હારી વિલાસ મૃદુ ધરતી. ૫

( હરિગીત. )

સંગીતરસસરવરતણી હંસી તું વીણા માહરી !
નારદવિપ્ર-ની દિવ્ય ને તુમ્બુરુતણી પરિવાદિની,
તે પૂર્વજાઓ તાહરી, તું ઊતરે નવ એહથી;
ક્યમ મૂક થઈ સહસા તું, મીઠી ? પ્રેરું તુજને મથીં મથી. ૬

( અનુષ્ટુપ્. )

બોલ્ય, મીઠી અરે મ્હારી સુખદુઃખની ભાગિની !
દુઃખ ડૂબી તણી મોંઘી એક આશ્વાસદાયિની ! ૭

( ઉધોર. )

મ્હેં તો કાલ્ય લગી તુજ ગાન
જગવ્યું પ્રેમથી લઈ તાન;
પ્રેમે મૂકી નિજ ઉત્સંગ
કીધાં લાડ શાં તુજ સંગ ! ૮

મૃદુતા, સ્નેહ આદર ધારી
છેડચા તાર તુજ સુખકારી;
કૂડો આજ શો ઉત્પાત
બનિયો ? તું રીસાઈ, માત ! ૯

( વસંતતિલકા. )

કો'ણે કહે મધુરી મ્હારી ! ત્હને ડૂભાવી
કો'ણે દીધી મધુર ગાનનદી સૂકાવી ?
કો દુષ્ટ ડાકિનીતણી પડી વા કુદૃષ્ટિ,
ને આ વિરામી મધુરી ! તુજ ગાનવૃષ્ટિ. ૧૦

( ગરબી.* )

બોલ્ય ફરી, મુજ પ્રાણ ! મધુરકંઠી ઓ મુજ વીણા !
દે મુને જીવનદાન, અમૃત સૂર જગવી જ ઝીણા,
બોલ્ય ફરી મુજ પ્રાણ ! ૧૧

( સાખી. )

મૂર્છાવશ તું તો થઈ, કે રહી મરણસમીપ,
જીવન માગે બાપડી, તે શું ચેતવશે મુજદીપ
અમીરસ પૂરી અમોલો ?
બોલે કદી મુજ પ્રાણ ? ૧૨

સંજીવની કો શક્તિથી નૂતન જીવનનૂર
રેડું તુજમાં, ને વહો તુજ રગ રગ ગાનનું પૂર;
અમરજનજોગી તું વીણા,
બોલે ફરી મુજ પ્રાણ. ૧૩

દિવ્ય લોકમાં જઈ વસ્યું અદ્‌ભુત જે સંગીત
યોગબળે લઈ આવું તે, પ્રેરું તુજમાં તે રૂડી રીત્ય;
વહે ઝંકાર તું ધીરા;
. બોલે પછી મુજ પ્રાણ. ૧૪

ગૂઢ અશ્રુસાગર વિશે વિવશ તણાયું જાય
હઇડું મુજ, તે માંહિંથી રેડું સૂર મુજ અંગુલી માંહ્ય;
ઝીલે એહ તુજ તન્ત્રી દીના !
બોલ્ય કંઈ મુજ પ્રાણ ! ૧૫

* 'લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો'—એ ચાલ.

પુંડરીકવિરહે મહાશ્વેતા રહી પોંડાઈ,
સરવર, વ્યોમ, અને વનો, મોહમન્ત્રે જ બાંધ્યાં કાંઈ
લઈ કર અનુપમ વીણા,
રેલી રહી દિવ્ય ગાન. ૧૬

પતિવ્રતા પદ્માવતી મૂર્છિત મરણપ્રાય
સૂતી, ને જયદેવની વાગી વીણા, અને જો ત્યાંહિં
તજી સ્વપ્ન જાગી સતી એ,
પીધું ફરી સુખપાન. ૧૭

એ વીણાઓથી કંઈ શતગુણ અદકું આજ
પૂરું તુજ તન્ત્રી વિશે રવમાધુર્ય મુજ સુખકાજ,
હૃદય મુજ ઠારતી વીણા !
બોલ્ય ફરી, મુજ પ્રાણ ! ૧૮

નિષ્ઠુર જગ–અપવાદ, ને ક્રૂરા જગના ન્યાય,
એ સર્વે ભૂલાવતી તુજ ગાનલહરી લ્હેરાય,
વહી સૂર રસમય ઝીણા,
બોલે યદા મુજ પ્રાણ. ૧૯

મહીં એ આઘાત સહું, વળગીને તુજ કંઠ,
તુજ હૃદયે હું, મુજ હૃદય તું,–એમ રચી સુખબન્ધ,
ફૈડી રસરેલ રચીશું,
બોલે તું જો મુજ પ્રાણ ! ૨૦

( માલિની. )

હજી નવ રવ દેતી, મૌન કાં રહેતી ધારી ?
જગજન સહ કીધો સંપ શું, બ્હેની મ્હારી ?
શિશુપણ થકી બાંધ્યો સ્નેહ તે બન્ધ તોડી
અદય થઈ સખી શું ? જાગ્ય ઓ ! જાગ્ય થોડી. ૨૧

( ઉધોર. )

ગાજે સિન્ધુજળ ગમ્ભીર,
નાચે ગાતું સરિતાનીર,
બહુવિધ ગાન ગાય સમીર,
ને જળધોધ ધસતો ધીર;— ૨૨

એ સર્વેતણા સ્વરરંગ
કૌશલથી ભરી તુજ અંગ;
જીવનનાં વિવિધસુર ગાન,
સ્વર વળી મરણના સુમહાન; ૨૩

ઊંડાં ગીત એ ગા ભવ્ય,
ઢાળી ભાવનારસ દિવ્ય;
ધારી દીન સખી પર પ્રેમ,
વ્હાલી ! મૌન તજ !—હા ! એમ ! ૨૪

( હરિગીત. )

હા ! એમ ગા તું મધુરી ! ગા તું, હૃદય તું મુજ ઠારતી,
રહે જીવતી યુગ યુગ નિરન્તર પૂર્ણ યૌવન ધારતી;
જો ! આપણે જઈ ચન્દ્ર વસશું, ગાય ત્યાંહિં અબાધ તું,
ત્યહાં ચન્દ્ર તુજ તન્ત્રી વિશે ભરશે અમી સુખ સાધતું." ૨૫

( મન્દાક્રાન્તા. )

વાગી વીણા, જળ થિર થયું, વ્યોમમાં ઇન્દુ થોભ્યો,
ધીરો ધીરો અનિલ સુણતો જો! ઊભો ગાનલોભ્યો;
ને ઊંડું ત્ય્હાં સકળ સ્થળ જે ગૂઢ ચૈતન્ય વ્યાપ્યું,
સંગીતે તે ઝળહળી રહ્યું,–શાન્તિનું રાજ્ય સ્થાપ્યું. ૨૬

---

## દીનબાળક.

( ગરબી. * )

માડી ! દીન બાળને લે ની સ્નેહ-ઉછંગમાં રે,
ર્‌હે મુજ સંગમાં રે,
માડી !૦

શિશુજન રમવા વન ત્હેં મૂક્યો,
વિપથ ગયો નિજ મારગ ચૂક્યો,
કુસુમો વીણતાં કંટક વાગ્યા અંગમાં રે,
માડી !૦ ૧

અંગ ઉઝરડા રુધિર વહંતો,
બાળક તુજ બેહાલ ભમંતો,
ચુમ્બન દઈ તું પાછો પ્રેરય ઉમંગમાં રે,
માડી !૦ ૨

કોકિલકૂજન પાછળ ભટકી
અજાણ પડિયો ગર્ત જ અટકી,
મલિન થયાં સહુ ગાત્ર પડીને પંકમાં રે,
માડી !૦ ૩

---

* 'કામણ દીસેછે અલબેલા ત્હારી આંખ્યમાં રે'–એ ચાલ.

નિરખીને પડતો આખડતો,
લે ની ઊંચકી શિશુ તું રડતો;
રડતો રાખ્ય તું, દીન બન્યો સુખભંગમાં રે;
માડી !૦ ૪

કર્દમ ધોઈ નાંખી ક્ષણુમાં,
પ્રેમ-અમી તુજ સીંચી વ્રણુમાં
રમતો પાછો મૂક્ય બાળ સુખરંગમાં રે,
માડી !૦ ૫

જનની ! એમ નિરન્તર પ્રેમે
નીરખી, બાળક રાખ્ય તું ક્ષેમે;—
પ્રેમલ ગાનો ગાતી રહેજે સંગમાં રે,
માડી ! દીન બાળને લેતી સ્નેહ-ઉછંગમાં રે,
વસજે સંગમાંરે;
માડી ! ૬

---

## ઉત્સવપ્રસંગે.

(પદ. *)

અરુણુરંગી દીપાવો આજ પ્રભાત,
ત્હમે સદયહૃદય જગતાત !
અરુણુરંગી૦

ઘનદળ શ્યામળ ઘેરી દિશા સહુ, રજનિ તિમિર છે અગાધ;
પ્રેમકિરણુ પ્રગટાવી મનોહર પ્રેરો ઉમંગ, ઓ નાથ !
અરુણુરંગી૦ ૧

---

* 'નાથ કૈસે ગજકો બંધ છોડાયો '—એ ચાલ.

દિવ્ય આશ રંગશે ઘનદળને, દૂર જશે કાળી રાત્ય,
ભક્તહૃદય આનન્દ–ઉદય થઈ, ગાશે વિહંગની સાથ;
અરુણરંગી૦ ૨
ભારતલલના દબી દુઃખભારે, કોણ ગ્રહે હેનો હાથ?
ભારતભગિનીહૃદય બળ પ્રેરો, યાચિયે એ દિનરાત્ય;
અરુણરંગી૦ ૩
જનસેવામાં નિરંતર રહિયે અર્પણ કરી નિજ જાત્ય,
એહ મનોરથ સફળ કરો પ્રભુ! યાચે આ ભગિનીસાથ;
અરુણરંગી દીપાવો આજ પ્રભાત. ૪

## ભાવનાસૃષ્ટિ.

( ગીતિ. )

સુખમય સન્ધ્યાસમયે
ભમતો ભમતો હું આવિયો પળમાં
માનસરને કણ્ઠે;—
અનુપમ લીલા નિહાળી તટ-જળમાં. ૧

( ઢઘોર. )

જળમાં લહરિકુંડળ માંહ્ય
હંસીહંસ ઉજ્જવળકાય
કરતાં કેલિ તરતાં જાય,—
ઊંચે વ્યોમ શુદ્ધ સુહાય. ૨
તટવન વિશે પુણ્ય સુગન્ધ
વહતાં કુસુમ રમ્ય અનન્ત,
લોભકરંગ ફળ તરુડાળ
ઝરતાં રસ દીસે સહુ ઠાર. ૩

( દોહરો )

સુગન્ધ એહ, સુવર્ણ એ, સુરસ એહ કરી જોર
ખેંચે મુજને, અવશ હું બન્યો કુસુમફળચોર. ૪

( ઉઘોર. )

અડકયો પાંખડી સુકુમાર,
ને જો ! કુસુમ તો તે વાર
થઈને શૂન્ય માંહિં વિલીન,
મુજને મૂકિયો અતિ દીન. ૫
ઉજ્જવળ ફળ અડંતાંવાર
પામ્યાં લોપ તે તત્કાળ !
આશાભંગ થાતાં, મૂઢ
જાણું તત્ત્વ નાહિં ગૂઢ. ૬

* * * *

* * * *

( ઉપજાતિ. * )

અસંખ્ય તારામણિહાર ધારતી
નિશા રમે વ્યોમ-ઉછંગ લાડતી,
ત્હેને દૃઢાલિઙ્ગનથી ન છોડતું
વિશાળ વક્ષે ધરી વ્યોમ કોડીલું; ૭
પ્રભાત તો દૂર રહ્યું લપાઈને
જુવે ન બે કેલિનિમગ્ન કાંઈ તે;—
હેવા અમોલા સમયે હું એકદા
સારી દઈ વિશ્વની સર્વ આપદા ૮

---

* ઈન્દ્રવંશા તથા વંશસ્થવિલનાં ચરણોના મિશ્રણથી થયેલું ઉપજાતિ વૃત્ત.

સૂતો ઊંચા પર્વતશૃઙ્ગ એકલો
સુણી રહ્યો શાન્તિ તણા ઊંડા સૂરો;
નીચે પડી પર્વતમાળ કેટલી!
વાંકી ચૂંકી ખીણ અસંખ્ય તેટલી; ૯

આછો શશી વ્યોમની ટોચ ટેકીને
દીપાવતો ધુમ્મસગૂંછળાં નીચે;
અનન્ત તારા નિજ નિત્યકર્મમાં
નિમગ્ન, દીપે તહિં વ્યોમમાર્ગમાં. ૧૦

બન્યો હું શું અંશ જ દિવ્ય લોકનો!
તારાતણા મંડળમાં હું એક કો!
એ ભાનમાં હું ક્રમણો કરી રહ્યો,
અપ્રાપ્ય એ લોક વિશે ફરી વળ્યો. ૧૧

(હરિગીત.)

તારાખચિત એ વ્યોમ કેરી રાણીને હું સોધતો;
દીઠી મનોહર શુક્રતારા, ત્યહાં ધશ્યો ધરી મોદ જો!
મુજ હૃદય ધારું દિવ્ય મણિ એ પ્રેરિયો એ મોહથી
કર ઝડપમાં પકડી,—અને જો! સરી પડી ઝટ કર થકી! ૧૨

(સોરઠો.)

સહસ્રકોટિ ખંડ અણુરેણુ સમ ખરી પડયા,
શૂન્ય વિશે જ અનન્ત તારારેણુ ગઈ શમી. ૧૩

* * * *

* * * *

( મન્દાક્રાન્તા. )

પ્રાચીમૂળે કનકપગલાં સાં ઉષા છાપતી જો !
આછો આછો મધુર અળતો પૂરતી ત્ય્હાં રસીલો;
ને સૂનેરી ઘનશકલ આ ભૂમિ ને વ્યોમ વચ્ચે
વ્હેતું ચાલે, ચઢીં ઝટ તહિં હું વહું વ્યોમપંથે. ૧૪

( ગીતિ. )

હઇડા સરશી ધારું
લાવણ્યનીં પૂતળી ઉષાદેવી—
એ લોભે મૃદુકરથી
સ્પર્શી,—ને પીગળી ગઈ કે'વી !

* * * * *
* * * * *
* * *

( ઉપજાતિ. )

ઉષા થકી એ અતિશે જ ઝીણી
પાંખો સજી દિવ્ય અને નવીની
ઊડયો જ ઊડયો મુજ આત્મપંખી
અદૃશ્ય કો લક્ષ્ય સુદૂર ઝંખી. ૧૬

અસંખ્ય તારાગણચક્ર ભેદી,
*તેજે ઘડયા ધૂમસમૂહ છેદી,
ઊડયો જ ઊડયો ગગનો વટાવી,
અન્તે ઊભો કો નવભૂમિ આવી. ૧૭

* તેજે ઘડયા ધૂમસમૂહ=Nebulæ

ઊભો ત્યહાં કો પરમસ્વરૂપ
પ્રચણ્ડ દીપ્તિ ધરતો અનુપ;
લીધો મ્હને પંજર માંહિં પૂરી,
આશ્વાસતો વાણી વદી મધુરી; ૧૮
ઘડ્યું શશી-રશ્મિથી પાંજરું એ,
અલક્ષ્ય ઝીણા શળિયાતણું જે;
ન એ મ્હને બન્ધનરૂપ લાગે;—
ચાલ્યો મહા પૂરુષ દિવ્ય માર્ગે. ૧૯

( સોરઠો. )

લઈ ચાલ્યો એ દૂર, ઉજ્જવલ દેશો જ્યહાં પડ્યા;
અનુપમ જ્યોત્સ્નાપૂર રસતું ભૂમિ દિવ્ય એ. ૨૦

( ઉધોર. )

દર્શન દીઠું અદ્‌ભુત ત્યાંહિં,
નયનો ઠારતું મુજ કાંઈ;
કુસુમો દિવ્ય દેહ ધરંત
ઊભાં સ્મિતસુધા વરસંત; ૨૧
તારામંડળોની રાણી
ઊભી દિવ્ય સખિયો આણી;
અદ્‌ભુત દિવ્ય કાય જ ધારી
દીઠી જો ! ઉષા લટકાળી; ૨૨
લજ્જાસ્મિત તણી મૃદુ છાય
રેખા પળપળે પલટાય;
દર્પણ અણદીઠામાં જોઈ
નિજ સૌન્દર્ય, રહેતી મોહી ! ૨૩

જાણે વિશ્વ સઘળું ત્યાંહિં
કૌતુક પ્રેમભાવે કાંઇ
હેની રહ્યું નિહાળી ખૂણોં,
લટકા એમ કરતી ઊભીં. ૨૪

( અનુષ્ટુપ્. )

કાઢીને પાંજરામાંથી સુજને મૂકિયો તહિં;
દિવ્ય એ પુરુષે કીધી આજ્ઞા નેત્રો વડે કંઈ. ૨૫

( ખંડહરિગીત. )

દિવ્ય એ સહુ મંડળી
એકઠી તે ક્ષણ મળી,
સ્મિત મનોહર વેરતી
રચીં રાસરચના ત્ય્હાં ઠરી. ૨૬

શુક્રતારા સુન્દરી,
સાથ સખિયોનો વળી,
દિવ્ય કુસુમો સહુ મળી,
ઊભી ઉષા ત્ય્હાં ઊજળી. ૨૭

( ઉપજાતિ. )

અને મચી દિવ્ય જ રાસલીલા,
વાગ્યા સુરો વાદ્યતણા રસીલા;
એ સુન્દરીઓ નવ તાલ ચૂકે,
વિલાસથી શા ચરણો જ મૂકે ! ૨૮

અનેક ત્ય્હાં હું ધરીંને શરીર
ભળ્યો મહારાસ વિશે સલીલ;
પ્રત્યેક એ સુન્દરીંને ગ્રહંતો
રમી રહ્યો રાસરસે વહંતો. ૨૯

( વસન્તતિલકા. )

આનન્દ એ સ્થિર સનાતનરૂપ હેતી
સૌન્દર્યમૂર્તિ નવ જો! સરતી કરેથી!
આશ્ચર્ય એ મુજ મને ઊપન્યું, અને જો!
સંદેહ એ ઝટ મહાપુરુષે જ છેદ્યો. ૩૦

"હે વત્સ! જે ખરી પડ્યા તુજ સ્પર્શ થાતાં
સૌન્દર્યના કણ જ શૂન્ય વિશે સમાતા;
દિવ્યપ્રભાવ થકી એ અણુરેણુમાંથી
સૌન્દર્યસૃષ્ટિ રચી મ્હેં જ નવીન આહિં. ૩૧

( અનુષ્ટુપ્. )

સ્થાયી સૌન્દર્યની મૂર્તિ ગ્રહતાં ન જશે ખશી;
દિવ્ય આ ભાવનાસૃષ્ટિ અહિંયાં નિત્ય છે વશી." ૩૨

## મૃત્યુને પ્રાર્થના.

( તોટક. )

પળવાર જ મોત! તું થોભ્ય ભલા!
મરવું મુજને હજી ના ગમતું;
ખીલતી બધી આશ હજી ન લણી;
નિરખું તુજ ચક્ર શિરે ભમતું. ૧

સુખકોશ હજી ભરિયા ન પૂરા;
હજી ગાન બધાં મુજ છે અધૂરાં;
મુજ અશ્રુ હજી સઘળાં ન ઢળ્યાં;
પળવાર જ થોભ્ય તું મોત ભલા! ૨

# મરણનો ભય.

(લાવણી.*)

લેખની મુજ મનક્ષેત્ર જ લણે,
જતું ઊભરાઈ તર્કના કણે,
અને પરિપક્વ ધાન્ય-અંબાર
ભરે ગ્રન્થતણા ઢગ મોઝાર,
તેહ પૂર્વે મીંચાશે નેન,—
હૃદય મુજ ઘેરે જ્યહાં ભય એમ; ૧

ઉચ્ચ, અદ્‌ભુત, અનુપમ કો ગાન-
તણાં કંઈ ઝાંખાં ભવ્ય નિશાન
નિરખીં તારકમય રજનીમુખે
ચિન્તતો હું કંઈ જ્યહાં કૌતુકે,—
અહેતુક કવિતજાદુથી કાંઈ
ભવ્ય એ નિશાન કેરી છાય
આંકવા લઈ પીંછી સપ્રેમ
ભૂતળે હું નહિં થાભું, એમ; ૨

અને—ઓ ક્ષણભંગુર સુન્દરી !—
હૃદય મુજ ચિન્તા રૂહે ઊભરી,—
લાભ તુજ દર્શન કેરો ફરી
નહિ લઉં જીવન માંહિં ઠરી;
અને જે અનન્ય લયનો સાર,
પ્રેમ, રમતો તજી સર્વ વિચાર,

---

* મણિલાલ દ્વિવેદીના 'ઉત્તરરામચરિત'માં 'પ્રિયે રે તે તે કયમ વીસરાય' ઇત્યાદિ લાવણીઓ છે તે ચાલની.

મોહની માયા એ પ્રેમની-
તણો રસ ચાખી સકીશ નહિં ફરી; 3

ચિન્તન આ મન ઘૂમતાં,-વિશાળ આ ભવકંઠ
ઊભો હું એકલો વિમાસું, ને દેખું હું ડૂબંત
પ્રેમ ને કીર્તિ ઉભય થઈ લીન,
શૂન્ય, ગમ્ભીર શૂન્યમાં લીન. ૪

## મૃત્યુનું મરણ.

( ગરબી.* )

વ્યોમ ચઢી ઉજમાળી ઉષા મૃદુ બાળકી શી હસે રે લોલ!
હા! પણ એ ક્ષણવાર પછી જ વિલીન થઈ જશે રે લોલ. ૧
માતમુખે નિરખી શિશું કાલુંશું હાસ કરી રમે રે લોલ,
ઝડપી લેશે કાળ કરાળ જ, બાળક કહિં શમે રે લોલ. ૨
સિન્ધુ-ઉરે રહી પોઢી સુહાગણ સન્ધ્યા કોમળી રે લોલ,
સ્વપ્નસુખે રમતી રમતી જ જશે તિમિરે ઢળી રે લોલ. ૩
પ્રેમીયુગલ રમતાં આશ્લેષ વિશે અવિચારમાં રે લોલ,
હા! પણ અન્તે મૃત્યુ કરાળ ગ્રસે પળવારમાં રે લોલ. ૪
મૃત્યુ રમે જગમાં અનિવાર, દયા ધરતું નહિં રે લોલ,
મૃત્યુતણો કરવા વધ કોણ સમર્થ હોસે અહિં રે લોલ? ૫
કાં ભ્રમમાંહિં ભમો ઓ ભાઈ ? સુણો સાચું કહું રે લોલ;
તિમિરે જનમ્યું, તિમિર જતાં ક્ષણ, મૃત્યુ મરી ગયું રે લોલ. ૬

* "ગોરમા શિદ આપ્યા અવતાર કે નાગરી નાત્યમાં રે લોલ."—એ ચાલ.

વ્યર્થ ભયે રચ્યોં મૂર્તિ ભયાનક, જગ બ્હીતું રહ્યું રે લોલ;
જ્ઞાનતણી તલવાર અડકતાં મૃત્યુ મરી ગયું રે લોલ. ૭
યોગમ નાંખી નજર નિહાળું હું—મૃત્યુ કયહાં રહ્યું રે લોલ ?
માયાદેહ ધરંતું એહ જ, મૃત્યુ મરી ગયું રે લોલ. ૮
જોયું જીવનતત્ત્વ સનાતન, સત્ય પ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રગટયું, પછીં તત્ક્ષણ મૃત્યુ મરી ગયુંરે લોલ. ૯
જીવન પરજીવન બે એક સરિતનું વ્હેણ છે રે લોલ;
રૂપ બદલતું જીવન તે પરજીવનમાં ધસે રે લોલ. ૧૦
જીવન-જ્યોતિપૂર વિશાળું જગોજગ રેલિયું રે લોલ;
જોતાં દિવ્ય નયનથી નિશ્ચય મૃત્યુ મરી ગયું રે લોલ. ૧૧

---

## વિધુરનું માયાદર્શન.

( લાવણ્યમયી.* )

ઉષા ઝળકતાં કર પીંછી લઈ, આલેખી છબિ એક;
રંગ અનુપ કંઈ ઉષાતણા માંહે પૂર્યા આછા છેક,
વિવેક વડે વીણેલા. ૧

ને ઊંડા કો અકથ ભાવથી હું ઊભો રહું જોઈ;
જાગ્રત સ્વપ્ન વિશે ડૂબ્યો, ને જો ! સહસા આ કોઈ
ઝડપી છબિ લઈને નાઠો ! ૨

વનવન ભમી સોધી વળિયો, નવ મળી ઓ ! મૂર્તિ અમોલ;
હૃદયભાર વહી મન્દગતિ હું લક્ષ્યહીન કરું ખોળ;—
અને જો ! આ શું દેખું !—૩

---

* સ્વર્ગસ્થ ભીમરાવ ભોળાનાથની લખેલી લાવણ્યમયી " અરુણ તરુણ આ ઉદય થયો." ઇ. ની પ્રમાણે.

સન્ધ્યાકેરા સુવર્ણમન્દિરશિખરે ઉજ્જવલદેહ,
દિવ્ય મૂર્તિ ઊભી કો અનુપમ; એહ નહિં; પણ એહ
ગેહલક્ષ્મી મુજ પૂર્વે. ૪

મળી, મળી ફરી મૂર્તિ મનોહર; ક્ષણભર થોભ્ય તું આજ,
ઉર સંઘર્યું કંઈ રહસ્ય ઊંડું, તેહ અર્પવા કાજ
તલપી રહ્યું મન મુજ ઘેલું. ૫

દિવ્ય નિરાશાધુમસે રચિયાં અશ્રુબિન્દુ અણુમૂલ,
તે થકી ભીનાં અર્પું ચરણ તુજ, સ્વીકાર્ય તું સુમધુર
સ્મરણકુસુમો કંઈ મોંઘાં. ૬

---

## અગ્નિહોત્ર.

( શિખરિણી. )

લવે વિશ્વે લોકો—' પરિચય વધ્યે પ્રેમ ઘટતો;
જવાનીએ ફૂંક્યો ક્ષણ વધી પછી અગ્નિ શમતો !—
શું જાણે તત્ત્વોને જગજન ભમે મોહવન જે ?
મહા મોંઘો અગ્નિ દિન દિન નવી દીપ્તિ જ સજે. ૧

( ઇન્દ્રવજ્રા. )

ડૂબી જઈને ઘન અન્ધકારે
શીતે ધ્રૂજી સૃષ્ટિ સમસ્ત ત્ય્હારે
સ્વર્ગે થકી ઊતરી હૂંફ દેતો
આવ્યો અહિં દિવ્ય જ અગ્નિ એ તો. ૨

( શિખરિણી. )

ઉતારી સ્વર્ગેથી મુજ હૃદય સ્થાપ્યો સ્થિર વસે
અમોલો એ વહ્નિ, દિન દિન વધાર્યો પછી રસે
ધીમે ત્હેં સંકોરી મૃદુ કર વડે, જીવનસખિ !—
કદી એ ના ભૂલું સહૃદય તુજ એ તો ઉપકૃતિ. ૩

( ઉપજાતિ. )

રહી સદા એ સહધર્મચારે
આ વિશ્વયાત્રામહિં ભક્તિભારે
સંકોરી સંવર્ધી જ દિવ્ય વહ્નિ,
અપૂર્વ બે આપણુ અગ્નિહોત્રી. ૪

એ વહ્નિને ભક્તિથી સંઘરીને,
હવિષ્ય મોંઘાં મહિં હોમી પ્રીતે,
ચાલ્યાં જશું જીવનપાર ક્ષેમે,
પૂજીશું ત્હ્યાં એ સખિ ! અગ્નિ પ્રેમે. ૫

---

## તદ્‌ગુણ.

પરિવ્રાજિકા યશોધરાઃ—

( અનુષ્ટુપ્. )

અરહંતતણા ઊંડા હૃદયે કો સમે પડે
પૂર્વાવસ્થાતણી છાયા ? ભગવન્ ! પૂછું આદરે. ૧

છાયા એ અર્પતી કાંઈ લાગ-છનો ઉર શુદ્ધને ?
નિર્વાણશાન્તિમાં એથી પડતો ભંગ કો ક્ષણે ? ” ૨

શઙ્કાઓ દીનભાવે એ જિજ્ઞાસુ પૂછતી સતી;
દયાસિન્ધુ મહાત્મા ત્હ્યાં બુદ્ધ દે વિમલા મતિ. ૩

બુદ્ધ ભગવાનઃ—

( વસન્તતિલકા. )

“ સાધ્વી ! તું જો ! ઉદધિમાં અતિ દૂર પેલું,
જ્ય્હાં ચુમ્બતાં ઉદધિવ્યોમ તહિં ઠરેલું,
એકાગ્ર ધ્યાન ધરતું શશિબિમ્બ શોભે,
લાંબો પટો પસરી કૌમુદીનો જલૌઘે. ૪

ને ધન્ય આ પળ વિશે સહસા જ પેલી
નૌકા અલક્ષ્ય સરતી તિમિરોદરેથી
આવી કરે મધુર કૌમુદીમાં પ્રવેશ,
ધારે અલૌકિક છબિ ધરી શુભ્ર વેશ; ૫
એ ચન્દ્રનો નવ કરંતી સમાધિભંગ,
પોતે ધરે શશીની શાન્તિતણો જ રંગ,
નૌકાસ્વરૂપ ક્ષણ તેહ વિલુપ્ત થાતું,
ને કૌમુદીજળ વિશે જઈ એ સમાતું." ૬

**પરિવ્રાજિકા યશોધરાઃ—**

( અનુષ્ટુપ્ )

" સત્ય, એ જોઉં છું સર્વ, અર્થ ના સમજું કંઈ;
ભેદ હેનો બતાવો ને, ભગવન્ ! જ્ઞાનના નિધિ!" ૭

**બુદ્ધ ભગવાનઃ—**

( વસન્તતિલકા. )

" સાધ્વી ! ત્હને કહું હું આજ નિગૂઢ એક,
અજ્ઞાન પામર લહી સકશે ન ભેદ;
નિર્વાણનું અકલ રૂપ ન મન્દ જાણે,
શાન્તિજલે લહરિને સ્થિતિભંગ માને ! ૮
નિર્વાણસિન્ધુજલમાં કદી ના વિકાર;
આભાસ થાય કદી, અન્ય જ એ પ્રકાર;
મ્હારા અગાધ હૃદયે બનિયા બનાવ,
ત્હેમાંથી એક વરણું, સુણ્ય ધારી ભાવઃ— ૯

( અનુષ્ટુપ્. )

મથનો મ્હેં કર્યાં ઊંડાં બોધિવૃક્ષતળે રહી,
ચિત્રો નાના પ્રકારોનાં પ્રગટ્યાં ને ગયાં શમી. ૧૦

અન્તે આનન્દસિન્ધુના જળમાં બોળતું મ્હને
પ્રગટયું તીવ્ર કો ઊંડું સંવેદન કહું ત્હને; ૧૧
પામ્યો હું સહસા ત્ય્હારે અપ્રમેય દશા નવી,
ખરો નિર્વાણનો સિન્ધુ રેલાયો હૃદયે રમી. ૧૨

( વસન્તતિલકા. )

નિર્વાણ એ અનુભવ્યો સતતપ્રવાહી
વર્ષો અનેક લગી, શાન્તિ રહી છવાઈ;
તો એ ઊંડા અનુભવો કહીં ભિન્નભાસી
એ શાન્તિમાં પ્રગટતા, પછી જાય ન્હાશી. ૧૩

જો એક બનિયું, ન બન્યું કદી જેઃ—
હું ધ્યાનમાં સ્થિર રહ્યો, નવ લક્ષ બીજે;
ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની
એ ધ્યાનમાં સ્ફુરતી જો ! પ્રગટી જ છાની. ૧૪

આભૂષણો વળી દુકૂલ જ રાણીજોગાં
સર્વે ગયાં સરી, અને પ્રગટયાં જ બીજાં,
સાદાં, તથાપિ કંઈ દીપિત દિવ્ય તેજે,
તે ધારતી મૃદુલ કાન્તિ નિહાળી મ્હેં તે. ૧૫

( અનુષ્ટુપ્. )

નૌકા પેલી સરે જ્યોત્સ્નાપૂરમાં તે સમી સ્થિતિ
દિવ્યતા પામતી ત્હારી મધુરી મૂર્તિની હતી. ૧૬

( વસન્તતિલકા. )

એ શુદ્ધ મૂર્તિ તુજ આ હૃદયે સ્ફુરંતી
નિર્વાણકૌમુદીજળે દીઠી મ્હેં સરંતી;
નિર્વાણમાં નવ થયો કંઇ તેથી ભંગ,
નિર્વાણકેરું બની તું રહી દિવ્ય અંગ. ૧૭

( અનુષ્ટુપ્. )

દિવ્ય સંવેદનો હેવાં, અરહંત વિના બીજા
ભોગવે ના કદી, તો શી પૃથગ્જનતણી દશા ! ૧૮
નિન્દે પૃથગ્જનો હેવા બાહ્ય નિર્વાણુભંગને;
તલકર્દમમાં ચ્હોટયા પામે શું ગિરિશૃઙ્ગને ? ૧૯

---

## ઘુવડ.

( ખંડહરિગીત. )

રચી ભૂતાવળ કારમી
તિમિરમાં તારક તરે,
રજનિકુહરે ભમી ભમી
માયાવી ચિત્રો ચીતરે. ૧

વિશ્વ દમતી શાન્તિ આ
હૃદયને ક્ષોભે ભરે,
ને અનુત્તર કારમા
પ્રશ્નો રચી પીડા કરે. ૨

ઘુવડ ત્ય્હાં તરુઝુંડમાં
બેઠું આવી એકલું,
ઊડી તારકવૃન્દમાં
જે ભેદ ઊંડા દેખતું. ૩

પ્રશ્નવમળે ઘૂમતું
ચિત્ત મુજ ચોગમ ભમે,
શાન્તિમાં નવ શાન્ત એ,
અંધારમાં ઊંડું શમે. ૪

“ અણુગણ્યા બ્રહ્માણ્ડના
ગોળ નિજ પલ્લવ ભરી
પ્રકૃતિ ઘન અંધારમાં
ચાલી અનન્તપણા ભણી; ૫

ક્યહાંથી આવી ? ક્યહાં જશે ?
હેતુ ઊંડો શો હશે ?
વિસ્મયે પૂછું અહિં;
ઉત્તર પૂરો મળશે કહિં ?”
ઘુવડ બોલ્યો:—“ કદી નહિં !” ૬

કદી નહિં ?—એ શી સુણું
વાણી ક્યહાંથી કારમી ?
મૌન ક્રૂરી રજનીતણું
વ્યાપી રહ્યું મુજને દમી. ૭

( ખંડશિખરિણી. )

“મધુર મૃગતૃષ્ણા જગતણી
સતત લલચાવે નિજ ભણી,
અને દોડું વેગે અમૃતસમ પીવા જલ તહિં;—
તૃષા મ્હારી શું ત્યહાં કદી શમિત થાશે સુખ લહી ?”
—ઘુવડ વદતું ત્યહાં—“કદી નહિં !” ૮

( ખંડહરિગીત. )

“ઘુવડ કાળા થા પરું !
પ્રશ્ન નવ પૂછું ત્હને.”
વદી પાછો હું કરું
ઊંડાં મનન ઘેરા મને. ૯

( ખંડશિખરિણી. )

"કલહકપટો દુષ્ટ જનનાં,
વળી વિષમ અન્યાય જગના,
પૂરે મ્લાનિ મ્હારા હૃદયકુસુમે, મર્દીજ દઈ,
ખીલે પાછું શું એ કુસુમ કુમળું આ ભવ મહિં ?
—ઘુવડ તહિં બોલ્યું—"કદી નહિં !" ૧૦

( ખંડહરિગીત. )

" ચૂપ ! ચૂપ ! ઉલૂક તું
અણપૂછયો વચમાં લવે ?"
એટલું વદી મૂક હું
બની વ્યોમમાં નિરખું હવે. ૧૧

( ખંડશિખરિણી. )

" હૃદય તણી તન્ત્રી તૂટી ગઈ,
મધુર મુજ વીણા મૂક થઈ,
નમેરા આઘાતો વિકટ જગના એ સહી સહી;—
ફરી શું સંગીતે મધુર સૂર લેશે રસ વહી ?"
ઘુવડ વદતું—" એ કદી નહિં !" ૧૨

( ખંડહરિગીત. )

" બસ ! હવે ઓ ઘૂક ! તું,
તાનભંગ તું શિદ કરે ?"—
તાનલક્ષ્ય ન ચૂકતું
મુજ હૃદય પાછું ત્યહાં ઠરે. ૧૩

" પ્રેમમય ઉલ્લાસમાં,
પાપહીન વિલાસમાં,
મુગ્ધ નિર્મળ હાસમાં,
શુચિ બાલ્ય વીતી જો ! ગયું; ૧૪

લલિત પ્રેમવિકાસમાં,
સુન્દરીભુજપાશમાં,
ઉચ્ચ વિક્રમ-આશમાં,
યૌવન અમોલું જો ! વહ્યું. ૧૫

બાલ્ય એ, યૌવન શું એ
દેખવું ફરી આ ભવે ? ”
હૃદય મુજ છાનું રુવે;—
ત્યહાં–“કદી નહિં ? ”—ઘુવડ જ લવે.
“ મૌન ધર્ય ! ભૂંડા ! હવે. ” ૧૬

“ પ્રિય જનો હૃદયે વશ્યાં,
સંગ રડિયાં ને હશ્યાં,
ક્રૂર કાળે એ ગ્રશ્યાં,
ફરી ભેટ એશું કો સમે ? ૧૭

પુણ્ય કર્મો મન ધર્યાં,
કૃતિ વિશે નવ તે ઠર્યાં,
સુપ્રસંગો જે સર્યા,
આ જીવને ફરી શું રમે ? ”
—“કદી નહિં ! એ કદી નહિં.” ૧૮

ઘુવડવાણી ના ગણું
ચિન્તને હું ડૂબિયો;
પ્રશ્ન ઊંડો ફરી સુણું
છબિ દિવ્ય કરતો ઊભો જો ! ૧૯

( ખંડશિખરિણી. )

“ લલિત મૃદુ હાસે મલકતી,
વસન કંઈ આછું ઝળકતી,
ઉષા રંગીલી આ કનકમય પાંખે ઊડી જતી,
ધસે પ્રેમે પૂષા; ભુજયુગલ લેશે કહીં સતી ? ”

( ખંડહરિગીત. )

ઘુવડ બોલ્યો—“ નવ કદી ! ” ૨૦
“ ધૂર્ત ! છાનો રહે હવે !
તજી આત્મગૌરવ શું લવે ? ” ૨૧

( વસન્તતિલકા. )

“ મોઘી વિશુદ્ધ કળી જો ! નવી માધવીની
વેરે સ્મિતો નવલ ચાંદનીશાં રસીલી,
તે કીટદંશથી અજાણ પડી વિનાશે,
શું એ પ્રફુલ્લ ફરી જીવનમાર્ગ જાશે ? ”

( ખંડહરિગીત. )

“ કદી નહિં ! એ કદી નહિં !
ઘુવડ ઘુરકે—“ કદી નહિં ! ” ૨૨
“ કદી નહિં ! શું કદી નહિં !
ભૂત નવ ભાવિ બને ?
સ્રોત નીચે ગયું વહી
તે પાછું નવ ઊંચે ચઢે ? ” ૨૩
“ પ્રેમગાનો રેડીને
મધુર મુગ્ધાકાનમાં,
યુવક વચનો ફેડીને
ચાલ્યો પીવા જળ ઝાંઝવાં; ૨૪

યુવક એ સુખસેવને
સાચી પ્રેમસુધા કંઇ
ચાખશે આ જીવને ?
—ઘુવડ બોલ્યો-“ કદી નહિં !” ૨૫

“ અધર સંમુખ આવતાં
મુખ ખશેડે સુન્દરી,
ચુમ્બનો અણુચુમ્બિયાં
આસ્વાદવાં શું કદી ફરી ?”
ઘુવડ કહેઃ—“ એ કદી નહિં !”
“ કદી નહિં ! હા કદી નહિં !” ૨૬

---

## ગૂઢ કોકિલા.

( દ્રુતવિલમ્બિત. )

તિમિર તારક સર્વ ગયાં શમી,
ઊઠી ઉષા કંઇ કેશ સમારતી,
શશિકલા ગગનાઙ્ગણમાં રમી
નવલ શુક્રશું પ્રેમથી લાડતી ! ૧

કહિં ઉલૂક ગયો વનમાં છૂપી,
નિજ કઠોર સૂરો લઈ સંહરી;
મધુર ગાનસુધા વરસાવતી,
પરભૃતા સહકાર મહિં સુણી. ૨

( ખંડહરિગીત. )

શશિકલા નવયૌવના
શુક્ર રૂડો વર વરી,
ગીત મંગલ લગ્નનાં
એ ગાય કોયલ રસભરી. ૩

ગીતસૂર શ્રવણે પડી,
હૃદયસૂર શા મુજ સ્ફુરે !
કોકિલા તરુએ ચઢી
મુંજ પ્રશ્ન-ઉત્તર ચીતરે. ૪

( ખંડશિખરિણી.)

"મધુર મુજ તૃષ્ણા સુખતણી,
વિમલ યશવાગ્-છા રસભરી,
મ્હને પ્રેરે નિત્યે ઉલટભર કર્તવ્યપથમાં,
થશે સિદ્ધિ શું આ જીતી વિવિધ વિઘ્નો જ વસમાં ?"
પરભૃત વદે-"ધૈર્ય તજ માં !" ૫

( ખંડહરિગીત. )

કોકિલા આ કૂજતી
હૃદય સુખ ઊંડું પૂરે !
વાણી એ મન રુચતી
મુજ હૃદયમાં ધ્વનિ શા ભરે ! ૬

( ખંડશિખરિણી. )

ગગન ઘન અંધારપટમાં
વિરચી અતિ જે ગૂઢ રચના,

લખી લેખો તારાગણુ થકી રૂડા જ્યોતિ ઝરતા,
ઉકેલું હું ક્‌યહારે વિષમ કંઇ એ ભેદ જગના ? ”
પરભૃત કહે-“દિવ્ય પળમાં. ” ૭

( ખંડહરિગીત. )

“ પ્રિય જનો મુજને તજી
ચાલિયાં નિષ્ઠુર બની,
વ્રણ રૂઝાયા નવ હજી,
એ રૂઝશે, ક્‌હો, કયમ કરી ! ”
“ દિવ્ય લોકે જઈ રહી.”—
કોકિલાવાણી વહી. ૮

વિષમ સંકટધૂમથી
હૃદય મુજ આકુળ બને;
વિશ્વમાયા ઘૂમતી
ભ્રમણે ચઢાવે જો ! મ્હને; ૯

લોપશે કો ધૂમને ?
ભ્રમણ શમશે કો ક્ષણે ?
હૃદય નિર્મળ કંઇ બને ?
ને આત્મ મુજ શાન્તિ ભણે ? ”
કોકિલા ક્‌હે—“ જે ક્ષણે
દિવ્ય ગાનો તું સુણે. ” ૧૦

---

( ખંડશિખરિણી. )

વિમલ સ્મિત પ્રાચીમુખ વિશે
ઉદિત રવિ પૂરે કંઇ રસે !

અને ગાનો ઊંડાં અનુપમ સુણ્યાં દિવ્ય ગણુનાં,
અને આત્મા મ્હારો કંઈ તરી રહ્યો ગાનસરમાં. ૧૧

## ફૂલ વ્હેંચનારી.

ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો !

( સાખી. )

દિવ્યભૂમિની વાડીનાં ફુલડાં વીણી આજ,
અણમોલાં વણ મૂલ હું વ્હેંચું પ્રેમ થકી જગમાં જ;
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો ! ૧

શિશુનાં સ્મિત અનિમિત્ત જે વેરાતાં જગમાંહિં,
ત્હેની બનીં આ જૂઈની આપું લલિત કળી, લ્યો ભાઈ !
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો ! ૨

મુગ્ધા નિરખી કાન્તને મલકાવે મુખ કાંઈ,
ગાલે રમતી ગોળ ત્યહાં લહરી, ત્હેની મધુર આ જાઈ
આપું, રસિયા લ્યો ! રસિયા લ્યો ! ૩

આંસુ ઢાળી શિશુ ચુમ્બતી નૂતન વિધવા દીન,
એ ચુમ્બનસૌરભભર્યાં આપું માલતિકુસુમ નવીન,
મીઠાં ફુલડાં લ્યો ! ફુલડાં લ્યો ! ૪

વિશ્વપિતાના ચરણમાં અર્પું ફુલડાં એહ,
ને રહેતાં અવશેષ તે વ્હેંચું વિશ્વ વિશે ધરી સ્નેહ;
મોંઘાં ફુલડાં લ્યો, ફુલડાં લ્યો.* ૫

---

## કોણ કહે સુખ નશ્વર છે?

( તોટક. )

વિરલું અતિ સૂક્ષ્મ સ્વરૂપ ધરી
સઘળે સ્થળ પ્રેમ રહ્યો પસરી;
અહિં જીવન હેવું મનોહર છે,
તહિં કોણ કહે સુખ નશ્વર છે? ૧

લીધું ચુમ્બન એક ક્ષણે મધુરું,
નવ લુપ્ત થશે, ન રહે અધુરું;
સ્મૃતિમાં પૂરિયું સ્ફુરશે ચિર એ,
પછી કોણ કહે સુખ નશ્વર છે? ૨

સ્મિત પ્રેમભર્યાં નયનો વરસે,
સ્થિર સ્નેહો-ઉરે સહુ એ ધરશે;

---

* સાખીઓને છેડે 'મીઠાં ફુલડાં લ્યો' ઇ. પંક્તિ આવેછે તે આરમ્ભની પંક્તિની પેઠે ગાવાની છે. 'મોંઠડાં ગોરસ લ્યો, ગોરસ લ્યો'—એ ગરબીના મથાળાની પેઠે.

। । । །
ફુલડાં લ્યો! ફુલડાં લ્યો!
। । । । །
મીઠાં ફુલડાં લ્યો! ફુલડાં લ્યો!

એમ તાલ છે. પ્રથમનો 'લ્યો' માંનો સ્વર પ્લુત છે, ચાર માત્રાનો પ્લુત છે.

દુખમાં સુખ એ સઘળાં તરશે,—
પ્રિય ! કોણ કહે સુખ નશ્વર છે ? ૩

અહિં જીવનમાં અર્મીપાન પીધાં,
ડગલે ડગલે ફૂલ વીણી લીધાં,
રસ એહ સુગન્ધ જ એ સ્થિર છે,—
જન અજ્ઞ કહે સુખ નશ્વર છે. ૪

હૃદયે અતિ ગૂઢ રહ્યાં પૂરિયાં
સુખ પેટી સુવર્ણનીમાં ભરિયાં;
કનકે ઘડી કૂંચીથી ઊઘડશે,
સુખ સર્વ જૂનાં ફરીથી જડશે;—
પછી કોણ કહે સુખ નશ્વર ? ૫

---

## જૂના ધ્વનિ.

= (Songs my mother taught me.)

(ગરબી.*)

મુજ માડીએ શીખવિયાં જે ગીતડાં,
ગાતાં મુજને હૃદયે કંઈ કંઈ થાય જો,
સુર અનુપમ એ અમી ભરેલા મીઠડા
ભૂત સમયમાં મુજને ખેંચી જાય જો;— ૧

બાળકડી હું માડી-કંઠે ઝૂલતી,
ચુમ્બન મોઘાં માડી લેતી વ્હાલમાં;

---

= આ પંક્તિથી શરૂ થતા Dvorakના રચેલા ગીતની છાયા.
* ( આરો મારો શરદ પુન્યમની રાત જો ”—એ ચાલ. )

ગીતતણી નવ સૂરઘટના એ ભૂલતી,
શીખવતી કંઇ રસ સાચવવો તાલમાં. ૨

..................................

..................................

શીખવું મુજ બાળકોને જૂનાં ગીત એ,
ને નયને છબિ જૂની તરતી પ્રીતમાં,
ને હૃદયે વ્હે આંસુ છાની રીત્ય એ
શીખવતાં મુજ માડી-શીખવ્યાં ગીતડાં. ૩

---

## ત્ય્હારે અને હવે.

( વસન્તતિલકા. )

સન્ધ્યા તણા ઉદરમાં રવિમૂર્તિ ડૂબી,
ને આ કિરીટરચના કિરણોની ઊભી !
લાંબા પટા કંઇ ગુલાબી પિરોજી આછા
આરાવલીસમ કિરીટ વિશે વિરાજ્યા. ૧

ને એ કિરીટશિખરે મણિ શુક્ર કેરો
આશાતણી કણી સમો ચમકે અનેરો;
નીચે ત્રિકાળતણું ગાન ગભીર ગાતો
આ સિન્ધુરાજ ઘન શાન્તિ વિશે સમાતો. ૨

( સોરઠા. )

ગિરિટોચે રહી આમ રચના જોતો સ્તબ્ધ હું;
હૃદય વિશે ઉદ્દામ ઊંડા ભાવ રહ્યા કૂદી. ૩

અદૃશ્ય જો ! ત્ય્હાં, ગાન, જુજવાં, ઝીણાં ઊપન્યાં,
સુણતો હું ધરી ધ્યાન ધ્વનિ ઊંડા અશરીર એ. ૪

(૧.)

(ખંડહરિગીત.)

"હૃદય તું મુજ પ્રાણ તું,
કૌમુદી મુજ નેનની,—
ચાટુ હેવાં ગાન તું
ગાતો સુણી ઘેલી બની; ૫/૧
ગાળ્યું યૌવન પ્રેમમાં—
પ્રેમના આભાસમાં,—
કાળ સરિયો ક્ષેમમાં
હા ! ત્યાહરે સુવિલાસમાં ! ૬/૨

* * * *

(ખંડશિખરિણી.)

**હવે**, થાતાં ખાલી મધુર રસપ્યાલો, શઠ અરે !
તજી ચાલ્યો, 'વ્હાલી' વચન ઉચર્યું વ્યર્થ જ ખરે;
ભવ-અટવીમાં અન્ધ તિમિરે
ભટકું;—કર હા ! કોણ જ ધરે ?" ૭/૩

(૨.)

(ખંડહરિગીત.)

"ધનનદી મુજ રેલતી
ક્ષેત્ર જુજવાં ભીજવે,
મિત્રગણ ચોમેરથી
જો ! ત્યાહરે પગ મુજ ધુવે. ૬/૧

* * * *

( ખંડશિખરિણી. )

હવે એ સૂકાઈ સરિત મુજ સંપત્તિ તણી, ને
ગયા મિત્રો ક્યાંહિં સ્તુતિવચન જૂઠાં ઊચરીને ?
ભવ-અટવીમાં એકલ ભમું,
અનુભવ નવા શા અનુભવું !" ૯

( ૩. )

( ખંડહરિગીત. )

"બાલ્યમાં સુખરંગમાં
ખેલું હું ઉલ્લાસથી,
વિશ્વ સહુ મુજ સંગમાં
હસતું તદા ચોપાસથી. ૧૦

* * * *

( ખંડશિખરિણી. )

હવે છાયા ઘેરી વિષમ જગના વાદળતણી
મ્હને લેતાં ઘેરી, જગતરચના શ્યામ જ બની;
સકળ થળ ઘેરા સુર સૂણું,
સુણું રુદન હાસે પણ ઊંડું." ૧૧

( ૪. )

( ખંડહરિગીત. )

"યૌવને ધરી ગર્વને
અર્ધ જ્ઞાને મત્ત હું;
તુચ્છકાર્યા સર્વને,
ત્ય્હારે ન જોતો સત્ય હું. ૧૨

* * * *

( ખંડશિખરિણી. )

ગયા મોહો લાખી સ્મૃતિ, મન હવે જ્યોતિ ઝળક્યો,
પ્રવેશી અંગારે દૃઢતર થયું ચિત્તબળ જો !
મદ ધરી ન કોને અવગણું,
હૃદય બનિયું દીન દ્વિગુણું. " ૧૩/૨

* * * *

( ૫. )

( ખંડહરિગીત. )

" વિષમ જગ—આઘાતથી
યૌવને ધરી ખેદને
વ્યોમતારકમાં મથી
વસવા હું વાગ્-છું તે દિને. ૧૪/૧

* * * *

( ખંડશિખરિણી. )

હવે સન્ધ્યારંગે, ઉડુ મહિં, વળી વ્યોમકુહરે,
સુણું તેડાં ત્હારાં જગજનનિ ઓ ! પ્રેમલ સૂરે;
વિષમ જગનું ગાન વિખરે,
પરમ કંઇ સંગીત પસરે. " ૧૫/૨

* * * *

* * * *

( વસન્તતિલકા. )

હાવાં અનેક, જુજવાં, અશરીર ગાન,
તારાગણે, ગગન, સિન્ધુ વિશે મહાન,
વાજી રહ્યાં સતત યોગમ બારવાર;—
ને જો ! પછી વિરલ શો બનિયો પ્રકાર ! ૧૬

પ્રત્યેક ગાન બનિયું સ્વર એક એક,
ગૂંથાઈ એ સ્વર બધા અવિરોધી છેક,
જો ! ઊપન્યું અનુપ ગાન મહાન બીજું.
ગાજી રહ્યું પ્રકૃતિમાં સ્થિર એ સુરીલું ! ૧૭

## સૌન્દર્યની દેવીને.

( ધોળ. )*

આ શો અદ્‌ભુત દિવ્ય પ્રકાશ આ !
દેવી ! રેલાવતી ચોપાસ,
નિરન્તર રાસ
રમે દેવી ! વિશ્વમાં. ૧

દેવી ! સૌન્દર્યની અધિદેવતા !
સર્વ સૃષ્ટિ વિશે તુજ નૂર—
તણું વહે પૂર
અલૌકિક વેગથી. ૨

જાતા ગગડી અનન્તતા–આંગણે
ગોળ બ્રહ્માણ્ડના અનાધાર,
સહુ ત્હેની પાર
ગાજે પૂર ઊજળું. ૩

અણુરેણુ અનન્ત આકાશમાં,×
સર્વ વિશ્વ વિશે, તરે જેહ,
તહિં પણ તેહ
વહે પૂર ઊજળું. ૪

* 'રામલક્ષ્મણ વનમાં સીધાવતાં'—એ પ્રમાણે ચાલ.

× આકાશ = Ether.

શ્યામ રજનીતણા આવાસને
ધોળે કૌમુદીથી પૂર્ણચન્દ્ર
ગાજે ત્યહાં મન્દ્ર
અલૌકિક પૂર એ. ૫

તારાચમકિત તિમિરદુકૂલને
ધારી વિશ્વ જે શાન્તિ-ઉછંગ
પડયું, ત્યહાં અભંગ
વહે ગૂઢ પૂર એ. ૬

જ્યહાં રજનીતણો વાસ ના વસે
હેવા ભવ્ય જ જે સૂર્યલોક
ત્યહાં વહે ઓઘ
અમલ એહ પૂરનો. ૭

સૃષ્ટિ પૂર્વે નિબિડ અન્ધકારનું
વ્યાપ્યું દશદિશ ગાઢું પૂર,
તહિં પણ નૂર
વહે દેવી ! તાહરું. ૮

દેવી ! તું તો જીવનનું જીવન સાચું;
તુજ તેજ વડે વિશ્વતેજ;
પ્રગટ સત્ય એ જ
નિરખ્યું તુજ નૂરમાં. ૯

ઊડે ગરુડ ઊંડા નીલ વ્યોમમાં,
રવિકિરણો કરંતો ભક્ષ,
રોપે નિજ લક્ષ
સતત તુજ નૂરમાં. ૧૦

ધન્ય જીવન, જો દીનદાસ હું
થઇ એહ ગરુડ—આરૂઢ
નિરખું અતિ ગૂઢ
નિરન્તર પૂર એ. ૧૧

## " પ્રેમના સંદેશ ક્યહાં ? "

યશોધરા:—
" તુજ પ્રેમના સંદેશ ક્યહાં ? "

બુદ્ધદેવ—
( ખંડહરિગીત. )

" વ્યોમ ભૂરા હાસથી
હસે નિર્મળ વેશમાં,
લખ્યા કોમળ કર થકી
મુજ પ્રેમના સંદેશ ત્યહાં. ૧

ચન્દ્રિકા સાગરપટે
સૂતી વેરી કેશ જ્યહાં,
લેખની દિવ્ય જ લખે
મુજ પ્રેમના સંદેશ ત્યહાં. ૨

મૃત્યુ ને જીવનતણા
તુઙ્ગ પ્રૌઢ તરઙ્ગ જે
ઝૂઝતા કંઇ કારમા,
પ્રિય નાથ નિજ તે મહિં ધૂજે; ૩

યુવતિ ભાવ અનન્યથી
સેવતી સ્થિર આશમાં,
આંસુ હૃદયે રોપતી,

કુસુમો બની જે ખીલતાં;—
મુજ પ્રેમસંદેશો ત્યહાં. ૪

ઇન્દ્રધનુ-બુરખો ધરી,
હિમશિખરના દેશમાં,
ઝાંખતી સ્મિત સુન્દરી
ગિરિદેવી—મુજ સંદેશ ત્યહાં. ૫

છાતી સરસું દાબતી
બાળ નિજ નવયૌવના,
ચુમ્બનોમાં ઢાંકતી
કંઇ આંસુ ગૂઢા ભાવનાં;—
મુજ પ્રેમના સંદેશ ત્યહાં. ૬

ગૂંથતી સરિતા રસે
શુકને નિજ કેશમાં,
નાચતી ઉલટે હસે;—
મુજ પ્રેમના સંદેશ ત્યહાં. ૭

સ્વર્ગ સાથે જોડતું
મર્ત્ય જીવનને સદા,
શિશુ હસંતું દોડતું;—
મુજ પ્રેમસંદેશો ત્યહાં." ૮

---

## આર્તનો પુકાર.

* ગીત

દુરિતકૂપે પડયો હું હે જગત્ત્રાતા !
લોભન લતા નીરખી મુજ પાય ચૂકયો.
દુરિતકૂપે૦ १

શ્રવણ ન ધર્યાં તુજ વાણી મંગલ,
કૂપમુખ અંધ બની
ચરણ મૂકયો.
દુરિતકૂપે૦ २

કરુણ રુદન સુણી તાત ! ઉગારો,
નીરખવા દિવ્ય પ્રભા
હું અતિ ભૂખ્યો.
દુરિતકૂપે૦ ३

---

## નૂતન વર્ષ.

§ ( ગરબી. )

આજ દિવસ અનુપ આનન્દનો રે લોલ,
ગાઓ સુરસ ગાન મધુર કંઠ,
ભગિની બન્ધુઓ રે લોલ !
દૂર, દૂર; વાદ્ય દિવ્ય વાગિયાં રે લોલ. १

---

* **મધુરરૂપે વિરાજો હે વિશ્વરાજા** એ બંગાળી ગીતની ચાલ. રાગ-જંગલો, સોરઠ, અને કાંઇક અંશે ગૌડસારંગ-એમ મિશ્રણ જણાય-છે. તાલ, ટપ્પો, દીપચંદીમાં પણ લય બેસશે.

§ " વ્યોમમંડળેથી હમે ઊતર્યા રે લોલ."—એ ચાલ.

( સાખી. )

વાગે અનુપમ વાંસળી હેમાં એક અમૂલ,
વગાડનારો વિશ્વમાં સંતાઈ રહ્યા કો ગૂઢ;

( મૂળ ચાલ. )

ભગિનીં બન્ધુઓ રે લોલ!
દૂર, દૂર, વાગતી એ વાંસળી રે લોલ. ૨
વાંસળી તણા સુરો ઉરે ભરી રે લોલ,
એકતાન થઈ મચાવીં ગાન,
ભગિનીં બન્ધુઓ રે લોલ!
દિવ્ય વાદ્ય સાથ સૂર મેળવો રે લોલ. ૩

( સાખી. )

કાળી રજની જો ટળી, ઉષા હસે શાં હાસ!
પુલડાં વેરી આંગણે ઊભી રમવા અલૌકિક રાસ;

( મૂળ ચાલ. )

ભગિનીં બન્ધુઓ રે લોલ!
દિવ્ય રાસ સંગ તાલ સાચવો રે લોલ. ૪

( સાખી. )

અણુગણુ યુગનાં પગથિયાં ચઢિયા આપણુ કાંઈ,
ચઢવાં હજી બાકી ઘણાં, બળ અભિનવ પ્રેરે આંહિં,

( મૂળ ચાલ. )

ભગિનીં બન્ધુઓ રે લોલ!
દિવ્ય વાદ્યના સૂરો મનોહરા રે લોલ. ૫

( સાખી. )

રગ રગ એ ઉત્સાહબળ વ્હેતું રહો ચિરકાળ,
ડગ ડગ તાલ ધરી રમો રાસ યુવતિ, યુવક, વૃદ્ધ, બાળ!

( મૂળ ચાલ )

ભગિની બન્ધુઓ રે લોલ !
દિવ્ય ગાન ઓ સમીપ આવિયાં રે લોલ. ૬

સુદિન આજ આ અકથ આનન્દનો રે લોલ,
એક સૂરે ગાઓ મધુર ગાન,
ભગિની બન્ધુઓ રે લોલ !
દિવ્ય વાદ્ય સંગ સૂરો મેળવી રે લોલ. ૭

---

## અણકરમાયાં ફૂલ.

( ખંડહરિગીત. )

પ્રેમના ઉદ્યાનમાં,
મુગ્ધ યૌવનકાળમાં,
આપણે સખિ ! કોડથી
વીણ્યાં કુસુમ કંઇ અવનવાં. ૧

પૂર્ણ યૌવન જે સમે
પ્રેમપથ દીપાવતું,
આપણે સખિ ! તે સમે
પીધું અમૃત મન ભાવતું. ૨

મુગ્ધવચનાં કુસુમમાં
એ અમીજળ છાંટતો
પ્રૌઢકાળે પ્રેમ જો !
તાજાં કરી એ રાચતો. ૩

સિન્ધુના સંગીતને
સ્નેહથી સુણતાં, સખી !

આપણે ઊભાં અહિં
ક્ષિતિજે રહ્યાં કંઈ નીરખી; ૪
ગાન ઘેરાં ગાઈને
અંતરિક્ષે તે સમે
પ્રેમ ઊભો કુસુમની
વૃષ્ટિ કરે; તું ઝીલી લે. ૫

---

## શૂન્યહૃદય મુગ્ધા.

### ગીત. *

( સોરઠ, ત્રિતાલ. )

સુખદ આ વસન્તમાં ભૂલી ભાન, વિવશ તું કાં બની સજની ?
વીખરી તુજવાળ રહ્યા ઠરી ભાળ,વિવશ તું કાં બની સજની?સુખદ૦૧

લ્હેરંતી જ્યોત્સ્ના આકાશે, ચંદા સ્મિત નિજ તેથી પ્રકાસે,
ઢાળંતી મલ્લિકા ચોપાસે ઢગલિયો સુગન્ધની સજની ! સુખદ૦ ૨

જો શું બપૈયા બોલ ઉચ્ચારે, પિઉ પિઉ કરી શા મધુર પુકારે,
કુહૂ કુહૂ સહુ કુંજાગારે વાણી કોકિલા તણી સજની ! સુખદ૦૩

હસે ચંદ જો મધુરે હાસે, આ મુખચંદ મલિન કાં ભાસે ?
કરે ગાન પંખી ઉલ્લાસે, અબોલા તું કાં ઘણી સજની ? સુખદ૦

ચાલ્ય કુંજ વીણી માલતિ ખીલી, માળા ગૂંથિયે ઊઠય હઠીલી !
ગીતડાં ગાઈગાઈ રસીલી ! સુખે ગાળિયે રજની સજની ! સુખદ૦૫

---

* 'મોરે ઘર આજ રંગીલી રૈન, પ્રીતમ પ્રાહુના મહારાજ.'—એ ચાલ.

# ગોપીઓનું સંમેલન.§

## ગીત.*

(ઝિંઝોટી, તાલ એક્કા, દાદરો.)

ગહન કુસુમકુંજમાં જ મૃદુલી મધુરી બંસી બાજે,
વિસરી ત્રાસ લોકલાજ સજનીં! આવો આવો રે.
ગહન૦

ધારી ચારુ નીલ વાસ,
હૃદય પ્રણયકુસુમરાસ,
હરિણનેત્ર વિમલ હાસ,
કુંજવને આવો રે. ગહન૦ ૧

ઢાળે કુસુમ સુરભિ ભાર,
ઢાળે વિહગ સુરવસાર,
ઢાળે ઇન્દુ અમૃતધાર
રજતશી સુહાતી રે. ગહન૦ ૨

મન્દ મન્દ ભૃંગ ગુંજે,
અચુત કુસુમ કુંજ કુંજે,
ફૂટયાં સજની પુંજ પુંજે
બકુલ યૂથી જાતિ રે. ગહન૦ ૩

જોઈ લ્યો સખી શ્યામરાય,
નયન પ્રેમ ઊછળી જાય,
અમૃતસદન વદન છાય
નિન્દતી શી ચંદ જો. ગહન૦ ૪

---

§ બાબૂ રવીન્દ્રનાથ ટાગોરના બંગાળીનું ભાષાન્તર.

* 'આજ શ્યામ મોહે લીની બાંસરી બજાય કે'—એ ગીતની ચાલ.

આવો આવો સજનીવૃન્દ,
નિરખી લ્યો સખી શ્રી ગોવિન્દ,
શ્યામને પદારવિન્દ,
ભાનુસિંહ વન્દતો. ગહન૦ ૫

## કિસા ગોતમી.

( રાગ સોરઠ. )

એમ કરતાં સાથ સહુ આવ્યો નદીકિનાર,
હેવે સમયે આવતી યુવતી કો તે ઠાર રે. ૧

( લલિત છંદ. )

યુવતિ તે મળી શાકયનાથને, ચરણપંકજે જોડી હાથને
નમન નમ્રતાભાવથી કર્યું, વદન આંસુડે ભીંજિયું ઘણું. ૨
નયન છે શોળાં જો કપોતીનાં, નયન તેહવાં એહ રોતીનાં;
યુવતિ ત્ય્હાં પછી દીન વાણીએ વચન ઉચ્ચરી ભાવ આણીને. ૩

( ઢાળ. )

ભાવ આણી બોલી વાણી વિનત વનિતા ત્ય્હાં પછીઃ—
"ઓ નાથ ! આંહિં ત્હમે જ આવ્યા ! દીનપર કરુણા કરી. ૪
પેલી તટતરુરાજિમાં મુજ પર્ણકુટીમાં હું વસું,
ને બાળ મુજ ઊછેરતી રહી, દુઃખ જાણ્યું નહિં કશું. ૫
નાથ એ વટરાજિમાં કરી ત્હેં જ કાલ્ય દયા ઘણી,
દીધું વચન બાળ ઉગારવા," બહુ દીન તે યુવતી ભણી. ૬
"બાળુડો મુજ ખેલતો ચાલી ગયો તરુકુંજમાં,
કંઈ કૂંપળપર્ણ વિશે જ દીઠો કુટિલ એક ભુજંગ ત્ય્હાં; ૭

વીંટી વળિયો નાગ એ મુજ બાળુડાના કર પરે,
ને બાળ હેને ચીંઢવતો કંઇ હાસ્ય ખડખડ શો કરે ! ૮
તીવ્ર જિવ્હાયુગલ ધરતો શીતળ હેનો ગોઠિયો
મુખ વિકસીને ફૂંફવાટ કરતો, ચીંઢવતાં જ્યહાં ઊઠિયો. ૯
પણ હાય ! એ મુજ બાળુડો ક્ષણવારમાં પીળો થયો,
નિસ્તબ્ધ પડિયો, મ્હેં ન જાણ્યું કેમ એ રમતો રહ્યો. ૧૦
અધરપુટના બન્ધથી મુજ સ્તન તજ્યું વળી તે ક્ષણે,
કોઇ ક્હે 'વિષ ચઢયું હેને', 'નહિં જીવે' વળી કો ભણે. ૧૧
પણ મ્હેં ગુમાવાએ નહિં મુજ બાળ મોઘા મૂલનો,
ને ફરી વિકાસ થવા ચહીને કરમિયા એ ફૂલનો, ૧૨
માગ્યું ઔષધ સહુ કને, જે બાળુડાને લોચને
ફરી ઊડી ગયેલું તેજ પૂરે, પૂરે મન મુજ મોદને. ૧૩
ચુમ્બનબિન્દુ એ સર્પતણું કંઇ હતું ઝીણું અતિ ન્હાનું,
વૈર ન મુજ બાળશું એ રાખે હું નિશ્ચય મન જાણું. ૧૪
માયાળુ મુજ બાળ હતો અતિ, પ્રાણી વિશે ધરે પ્રેમ;
રમત રમતમાં સ્પર્શ કરંતાં સર્પ દૂભે હેને કેમ ? ૧૫

(વલણ.)

કેમ દૂભે મુજ બાળને ? પ્રેમભર્યો એ બાળ;
માનું નહિં હું એ કદી સર્પ ડસે કો કાળ રે. ૧૬

(ચોપાઇ.)

પછી કો મુજને વદિયો વેણ, કહું ઉપાય તુજને ઓ બ્હેન !
પુણ્યાત્મા કો ગિરિપર વસે,—જો ! ભગવાં ધરી ચાલ્યો લ્હણે; ૧૭
જા તું એ ઋષિજનને યાચ ઔષધ કંઇ તુજ બાળક કાજ.
એહ સુણી કાલે તુજ પાસ આવી હું ધરી મ્હોટી આશ. ૧૮

(વૈદર્ભી વનમાં વલવલે–એ ચાલ.)

આશ ધરી મ્હોટી નાથ હું આવી ત્હારી સમીપ,
ક્રૂર અનિલે હોલવ્યો પ્રગટાવવા મોંઘો દીપ. આશ૦ ૧૯
દેવ સરીખું દીપતું તુજ ભાળ વિશાળ
નિરખી હું આવીને ઊભી કંપમાના તુજ બાળ. આશ૦ ૨૦
આંસુ ઢાળીને ખશેડિયું શિશુમુખપટફૂળ,
લળી લળી તુજને પૂછિયું, 'ઔષધ કિયું અનુકૂળ?' આશ૦ ૨૧
ને નાથ મ્હોટા ઓ! ત્હેં મુને કાઢી તરછોડી નાહિં,
મીઠી મૃદુ નજરે રહ્યા નિરખી પ્રેમે તું કાંઈ. આશ૦ ૨૨
ધીરા કોમળ કરવડે સ્પર્શ કરીને તે વાર
મુખપટ પાછું ઢાંકિયું, પછી કીધો ઉચ્ચારઃ– આશ૦ ૨૩
'બ્હેન ઉપાય બતાવું હું, જેથી દુખ તુજ રૂઝાય;
ને દુઃખ રૂઝે આ બાળનું;–પણ ઔષધ તું લાવ્ય. આશ૦ ૨૪
વૈદ્યે કહ્યું ઔષધ લાવતા વૈદ્ય સોધે જે બાઈ!
સોધીને લાવ્ય તું કાળી કંઈ તોલો એક જ રાઈ. આશ૦ ૨૫
પણ જોજે બાઈ! જે ઘર વિશે મૃત્યુ પામ્યું કો હોય,
માત, પિતા, સુત કે સુતા, દાસ દાસી વા કોય; આશ૦ ૨૬
તે ઘરથી નવ લાવતી રાઈકણ તું એક;
હેવી મળે કદી રાઈ તો,—ધન્ય તુજ કર્મરેખ.' આશ૦ ૨૭

(ઓવી.)

હેવું નાથ! વદ્યા'તા તમો ખરે!–એમ યુવતી થઈ દીન ઉચ્ચરે;
અતિ મૃદુભાવે સ્મિત કરી નાથ ત્ય્હાં દીધો ઉત્તર દયા અગાધમાં;
'સત્ય એ હું વદ્યો કિસા ગોતમી! પણ રાઈ ક્યહાં જે મ્હને ગમી?' ૨૮

*( ગરબી. )

"નાથ ! ભટકી હું ઘેર ઘેર, ઉટજ ઉટજમાં રે:
આ વનમાં અને ઠેર ઠેર નગરમારગમાં રે; ૨૯

દાબી હઇડા સરીસો બાળ, બન્યો શીત અંગે રે,
માગતી દીન હું દ્વાર દ્વાર, વ્હૉલી સુખભંગે રે. ૩૦

'કોઇ આપશો તોલો રાઈ, કાળી,–હું વીનવું રે,
આણી હૃદય દયા ઓ ભાઈ!—કરમ્યું ફૂલ ખીલવું રે;' ૩૧

અને ફૂર્તી જે'ને જે'ને ઘેર, સર્વે એ આપી રે;
રંક જન પર રંકની મ્હેર નિરંતર વ્યાપી રે. ૩૨

પણ પૂછયું મ્હેં જેણી વાર—'કદી આ ઘરમાં રે
ભાઈ ! કોઇ મૂઉં ? નર, નાર, કે બાળચાકરમાં રે ?' ૩૩

મળ્યો ઉત્તર તરત આ—' બ્હેન ! શોં વાત આ પૂછે રે ?'
ઘણાં વહ્યાં મરણને વ્હેણ, રહ્યાં અલ્પ પૂંઠે રે.' ૩૪

ભરી શોકે દઈ આભાર દઈ રાઈ પાછી રે
ચાલી આગળ બીજે દ્વાર, વિનંતિ યાચી રે. ૩૫

પણ ત્યહાં પણ ઉત્તર મળિયો;—'રહી આ રાઈ રે,
પણ દાસ હમારો પડિયો મરણમાં બાઈ રે.' ૩૬

કોઇ કૂહે વળી—'લ્યો આ રાઈ, પણ આ સદનમાં રે
ગૃહનાથ ગયોછે બાઈ અકાલમરણમાં રે !' ૩૭

કોઇ કૂહે—'રાઈ આ જે'ણે વાવી તે વર્ષાવિરામે રે,
હજી લણવાવેળ નથી આવી, ને પ્હોંચ્યો સ્વધામે રે.' ૩૮

* 'અમદાવાદ નામે આજ શહેર છે સારૂં રે'—એ ચાલ.

( વલણ. )

નવ મળ્યું ઘર મુજને ક્હીં મૃત્યુ વિનાનું એક;—
થાકી પાછી હું વળી, પૂછવા સત્યવિવેક રે. ૩૯

( ઢાળ. )

સત્ય અર્થ હું સોધવા પાછી આવી ત્હારી પાસ,
નદીતટ દ્રાક્ષાકુંજ મૂકી શિશુ, ધાવે ન,ન કરે જે હાસ. ૪૦
દર્શન કરી તુજ ચરણ ચુમ્બીને પ્રાર્થન કરવા કાજે,—
ક્ય્હાં મળશે મુજને રાઈકણ જ્ય્હાં મૃત્યુ કદી નવ ગાજે; ૪૧
પણ, હાય, મુજ બાળુડો હાવાં તો પડિયો હશે મૃત્યુહાથ;
લોકે કહ્યું,ભય મુજ મન જે રહ્યું, સાચું પડયું તે નાથ!" ૪૨

( ચોપાઈ ત્રણ ચાલની. )

પછી નાથ બોલ્યાછે વેણ—"સત્ય તત્ત્વ તું પામી ઓ બ્હેન !
જડયું જે નહિં કોઈ જનને, દેવા શાન્તિ મળ્યું તુજ મનને. ૪૩
કટુ અમૃત દિવ્ય જ એ તો, તુંને આપવા ધાર્યું'તું મ્હેં તો;
તુજ બાળ વ્હાલો તુંને હૂતો, એ તો મરણશરણ થઈ સૂતો ૪૪
તુજ હૃદયશય્યા પર કાલે;—ફરી જીવન એ નવ ઝાલે;
આજે જાણ્યું ત્હેં જગ આ વિશાળ તુજ દુઃખે ઢાળે આંસુધાર. ૪૫
અન્ય હૃદયોએ ભાગ લીધેલો શોક થાયછે હળવો વ્હેલો;
મુજ રક્ત રેડયેથી રોકાય તુજ આંસુડાં, તો હું આંહ્ય ૪૬
સદ્ય અર્પણ કરી દઉં બ્હેન ! મુજ રુધિરનું રાતું વ્હેણ;
અને સોધી કાઢું તત્ત્વ ઊંડું, જેથી ઊકલે મહાદુઃખ ભૂંડું; ૪૭
જેહ દુઃખે કરી પ્રેમ મધુરો શોકરૂપ બની થાય અધૂરો,
અને જેહ મનુજટોળાંને હાકી લઈ જાયછે બલિસ્થાને; ૪૮

મૂક આ પશુયૂથને જેમ પશુના નાથ, મનુજને તેમ,
રમ્ય કુસુમ અને તૃણભૂમિ ઓળંગાવી હાંકી જાય ઘૂમી; ૪૯
ન્હોચાડે મહાબલિસ્થાનમાં તે તીવ્ર દુઃખ, જડયું જન્મ સાથે;
હું એ ગૂઢ તત્ત્વ ગોતું બાળ !–હવે શિશુને સ્મશાન ન્હોચાડ્યું.૫૦

---

## રાજ્યારોહણ.

( શિખરિણી. )

હજારો વર્ષોના રવિ શશી ઊગ્યા આથમી ગયા;
અખંડજ્યોતે એ હજી ગગનદીપો તપી રહ્યા;
અને ત્હેં તો નાનાવિધ અનુભવો શા અનુભવ્યા,
દઢા દિલ્હી ! શા શા નૃપ તુજ ઉછંગે રમી શમ્યા ! ૧

*( નિશાણી પેડી. )

જો ! પાંડવ કૌરવ રમણ ચઢાવી,
ચન્દ્રવંશને બહુ દીપાવી,
લુપ્ત કર્યા નિર્વાણ વિશે સહુ
ઉદય અસ્ત પલટાવીને. ૨

ને અનંગપાળ તુવાર ગવાયો
તે પણ તિમિરપટે જ સમાયો;
વંશ અનેક ગયા ભૂસાઈ
ચિત્રપટે ચીતરાઈને. ૩

---

* આ છંદ માટે રણપિંગળ ભાગ ૩ જો, ડિંગલવિભાગ, પૃષ્ઠ ૧૩૨–૧૩૩ જુવો. સ્થૂલ સ્વરૂપ આ પ્રમાણે છે:—પ્રથમ ચરણ ચરણાકુલના ચરણમાં આરમ્ભમાં ઉમેરેલી બે માત્રાવાળું ( અર્થાત્–જેમાં ત્રીજી માત્રાથી તાલ ); બીજું તથા ત્રીજું ચરણ ચરણાકુલ છંદનું કરવું; અને ચોથું ચરણ ત્રીજા સાથે બોલતાં સવૈયાનું ચરણ બને એમ કરવું; એ ચરણમાં છેવટે મગણ આણવો.

ને વીર અને શૃઙ્ગાર રસોનો
નાયક એક અજાણ્યો કો'નો ?
ચંદ કવિએ ગાયો પ્રેમે
રસની રેલ મચાવીને; ૪

ક્‌હાં ગયો આજ પૃથુરાજ જ શૂરો,
સંયુક્તાનો પ્રાણ જ પૂરો ?
ઘોરી મહમ્મદ હેનો જેતા,
તે પણ ગયો તણાઈને. ૫

વળી તુર્ક મુગલ ને તીખા મરેઠા
વિજયે ચઢીને પડિયા હેઠા;
નાદિર કાળસરીખો નાચ્યો
રુધિરરેલ રેલાવીને. ૬

એ વિજયી નૃપ સહુ કેરી મૂર્તિ,
કાળસિન્ધુમાં તરંગસરખી,
ઊછળી ઊછળી શમી ગઈ સહુ
ક્ષણભર જોર જણાવીને. ૭

( શિખરિણી. )

ગયા એ ઉદ્વેગો, તિમિરભરિયા એ દિન ગયા,
પ્રસારી શાન્તિને અરુણ ગગને રંગ પૂરિયા;
ફરી દિલ્હી ! ત્હેં તો વસન સજિયાં ઉત્સવતણાં,
અને તું ઉત્સંગે લઈશ નવ સમ્રાટ હમણાં. ૮

( નિશાણી પેઠી. )

આ શુભ ટાણે આનન્દ વરસતાં
વાજે વાદ્ય અનેક સુરસ, ત્‌હાં

દીન જનોનાં રુદન જ છાનાં
સુણશે ભૂપ દયાભીનો. ૯

આ વિશાળ ભારતદેશ વશેલા
કોટિ કોટિ જનહૃદય છૂપેલા
ભાવો ઊંડા પ્રેમતણા તે
વાંચી લેશે પ્રેમીલો. ૧૦

એ રાજતણો અધિરાજા આજે
ભારતસિંહાસને વિરાજે;
તેથી અધિક સિંહાસન રૂડું
પ્રજાહૃદયમાં સ્થાપીને; ૧૧

સામ્રાજ્યમુકુટ શિર ધારણ કરતો,
રાજવિભવ તે ક્ષણ વીસરતો,
હૃદય વશેલા પ્રજાજનોને
રીઝવશે સુખ આપીને. ૧૨

ને પ્રજાજનોની ઊંચી આશા
પૂર્ણ જ કરવા ઉત્સુક રાજા
કીર્તિ અચળ મેળવશે મોંઘી
પ્રેમસાંકળી સાંધીને. ૧૩

( પ્રમાણિકા. )

અસંખ્ય દીપમાળ, ને
ધ્વજા, કમાનહારય, ને
અનેક વાદ્ય સુસ્વરે
ઉરે ધ્વનિ જગાડતાં; ૧૪

પ્રચંડ તોપ ગર્જંતી,
જ્વલંત વ્યૂહ સૈન્યના,
તુરંગમો ગજો ઘણા,
સજેલ સાજ મ્હાલતા; ૧૫

( સોરઠો. )

સ્વપ્નસૃષ્ટિસમ સર્વ રચના એહ જશે ઊડી,
ભૂપ ન ધરશો ગર્વ અચલ રહ્યા એ ધર્મમાં. ૧૬

( શિખરિણી. )

પરંતુ દીનોનાં હૃદયરુદનોને શમવતી
દયાનીતિ ત્હારી, નૃપવર ! અહો શાશ્વત થતી;
ખરી કૂંચી લાધી જનહૃદયની એક તુજને;
સદા તે સંભાળી ! સ્થિર ચલવજે રાજ્યરથને; ૧૭

અને ર્‌હેશે સ્થાયી હૃદય હૃદયે મૂળ ધરતો
ઘટા ઘેરી સર્વે દિશ પ્રસરતો પ્રેમવડલો;
ન ઝંઝાવાતો એ કદી પણ તરુને ડગવશો !
સદા શીળી છાયા મહિં ભરતભૂમિ સ્થિર વસો ! ૧૮

---

## જીવન.

* ( લાવણ્યમયી. )

રજનિ-ઉષાના પ્રદેશ મધ્યે ક્ષિતિજતટે લટકંત
તારક કો, ત્યમ માનવજીવન ઉભયલોક ઉપકંઠ
ભમંતું જો કંઇ ભાસે. ૧

* સ્વ. ભીમરાવકૃત "અરુણ તરુણ આ ઉદય થયો." એ ચાલ.

વર્તમાન નિજ સ્વરૂપકેરા જ્ઞાન વિશે સહુ અન્ધ,
ભાવિ વિશે વળી વિશેષ ફાંફાં!—વ્હેતો કાળ અનન્ત
લઈ નિજ પટ ઊભરાતો. ૨

* (લાવણી.)
લઈ જાતો એ તો અતિ દૂર
ઉદધિ માનવબુદ્બુદ નિજ પૂર;
પામતાં જૂના બુદ્બદ ભંગ
ઊગી નિકળે બીજા નવરંગ,
જમાનાકેરી ફેનિલ છોળ
રહે પછડાઈ જ્યહાં ઉલ્લોલ;— ૩

(લાવણ્યમયી.)
અને વિનાશે પડિયાં મ્હોટાં રાજ્યતણાં ખંડેર
સહજ સરંતા તરંગ પેરે ઊછળે એ લઘુલ્હેર
સિન્ધુ એ અસીમ માંહિં. ૪

## ગોવર્ધનભાઈ.

(હરિણી)
ધુમસરજમાં ઝાંખો ઢાંકયો ગભીર મહોદધિ
વિષમસુરનાં ગાનો ગૂઢાં ગજાવી રહ્યો અહિં;
રજનિતિમિરે આછા વેર્યા અલૌકિક તારલા
જલધિજલમાં પેશી ઊંડા યથેચ્છ રમી રહ્યા. ૧

* સ્વ. મણિલાલ દ્વિવેદીના 'ઉત્તરરામચરિત'ની લાવણીના આરમ્ભની ચાલ.

ઉદધિસુરનાં આછાં બિમ્બો બની નભતારલા
ધ્વનિત કરતા એ ગાનોને શું વ્યોમગુહા વિશે!
ઉદધિનભને ભેળાં ગૂંથે અલૌકિક શાન્તિ આ,
જહિં શમી જતાં ગાનો સર્વે કરી ધ્વનિ કારમા. ૨

( દ્રુતવિલમ્બિત. )

તરતું શાન્તિતણા ઘન પૂરમાં
અનુભવું શું અપૂર્વ સ્વરૂપ હું!
ગગન, તારક, સિન્ધુ સમગ્રમાં
પસરી સૂક્ષ્મ સ્વરૂપ જ જે રહ્યું. ૩

નિરખું એ મુજ મિત્રની મૂર્તિ આ
સતત યોગમ વીંટી લિયે મ્હને;
વિરલ એહ સ્વરૂપ અમૂર્તતા
ધરી શું સ્પષ્ટ સહસ્રગણું બને! ૪

( અનુષ્ટુપ્. )

સિન્ધુરૂપ મ્હને મૂર્તિ ભાસતી એહ સર્વદા,
શાન્ત, ગમ્ભીર, ગાનોમાં વીંટેલી ધુમસે ઝીણાં.

( હરિણી. )

અનુભવ દિયે મોંઘો આજે સ્વરૂપ શું રાત્રિમાં!
મુજ હૃદયને બોળી પ્રેમે, રમે અહિં શાન્તિમાં;
તુજ મધુરતા સ્નેહે ભીની નિરન્તર વ્યાપતી
સતત મુજને લેજો ઘેરી, ઊંડું સુખ આપતી! ૭



# મહાભિનિષ્ક્રમણ.

( દેશી+ )

નાથસમીપ સૂતી હતી, મૃદુ શય્યામાં જેહ;
અર્ધ ઊઠી ત્યહાં રાણી એ, તજી પ્રાવરણે દેહ. નાથ૦ ૧
કરતલ બે ભાળે ધર્યાં, ઉર ઉછળે અવિરામ,
ગરગર અશ્રુ ઢાળતી, સુન્દરી ગુણધામ; નાથ૦ ૨
સિદ્ધાર્થકેરો કર પછી, ચુમ્બ્યો કંઇ ત્રણ વાર,
ત્રીજે ચુમ્બને કરુણરવ, કીધો મૃદુ ઉચ્ચાર. નાથ૦ ૩

( હરિગીત. )

" નાથ ! જાગો ! નાથ ! જાગો !
વાણી દ્યો આશ્વાસની. "
" શું છે ? પ્રાણ ! શું ? વ્હાલી ! શું છે ? "
પૂછતો ઉલ્લાસથી. ૪

( ગીતિ. )

તદપિ રુવે અવ્યક્ત જ, કંઠે વાણી રહી કાંઇ અટકી;
ડૂમો હૃદય ભરાયો;—અંતે રાણી વદી સુદીન બની. ૫

( દ્રુતવિલમ્બિત. )

" સૂતી હું નાથ ! સુખે મૃદુ નીંદરે;
શિશુ વહું ઉદરે તુજ તે સ્ફુરે;
જીવન, મોદ, અને વળી પ્રેમની,
દ્વિગુણ નાડી વહી હૃદયે રહી; ૬
સુખદ ગાન જ તેતણું હું સુણી,
મધુર નીંદરમાં શમતી ઘણી;—

+ 'વૈદર્ભી વનમાં વલવલે'—એ ચાલ.

પણ અહો ! કંઇ સ્વપ્ન જ કારમાં
અનુભવી છળી જાગી હું તો હવાં." ૭

* * * *

( અનુષ્ટુપ્ )

વદે **સિદ્ધાર્થ**;—"ઓ મ્હારી મધુરી પદ્મની કળી !
સર્વ છે સ્વપ્ન એ રૂડાં, દીઠાં જે ત્હેં ફરી ફરી." ૮
રાણી કહેઃ—" સત્ય એ નાથ ! પણ એહ વિરામતાં;
ઘોર વાણી સુણી મ્હેં તોઃ—'આવી એ વેળ' એમ ત્યહાં. ૯

* * * *

સુણી એ ઝબકી જાગી, સ્વપ્નનો સાર શો હશે ?
મૃત્યુ પામીશ હું ? કે-તું મુજને છોડીને જશે ? " ૧૦

( ગીતિ. )

સન્ધ્યાનું સ્મિત અન્તિમ, હેવાં મધુરાં સુહાગી લોચનથી
રડતી નારી ભણી તે **સિદ્ધાર્થ** નિહાળીને કરે વિનતિ. ૧૧

( ગરબી.* )

"ધીરજ ધાર્ય તું પ્રાણ ! મધુરી ! ઓ ધીરજ ધારે;
અવિચલ પ્રેમ છે સ્થાન સતત આશ્વાસનું ત્હારે.
ધીરજ૦ ૧૨

( સાખી )

ભલે સ્વપ્ન તુજ ભાવિનાં ચિત્ર ચીતરે ગૂઢ,
ને દેવો ડગતા ભલે નિજ આસન આરૂઢ;
તદપિ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૩

---

"* લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો." એ ચાલ.

વિશ્વ, શકે, ઉદ્ધારનો માર્ગ જાણુવા આજ
તત્પર ઊભું ભેદ કંઇ ગૂઢ સમઝવા કાજ;
તદપિ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૪
દશા આપણી પલટૉને ભલે તજે નિજ સ્થાન,
સત્ય વદુંછ, યશોધરા હૂતી ને છે મુજ પ્રાણ;
હૃદય એ તું ધીરજ ધારે.
ધીરજ૦ ૧૫
દુઃખિત જગ ઉદ્ધારવા અવિરત કરતો ધ્યાન;
નિર્મિત સમય જ આવતાં, ભાવિ નિશ્ચય ફળશે મહાન;
વ્હાલી ! એ ધૈર્ય તું ધારે; ધીરજ. ૧૬

* * * * *

* * * * *

( અનુષ્ટુપ્. )

રોતી રોતી પડી નિદ્રા–મહિં તોય નિસાસથી
ઊછળે ઉર, જાણે એ સ્વપ્નવાણી પ્રકાસતી;—
"વેળ એ ! આવી વેળ એ !" ૧૭

( વિષમ હરિગીત. )

એ સમે સિદ્ધાર્થ ઊંચા વ્યોમ માંહિં નિહાળતો,
ને, જો ! શશી તહિં કર્ક રાશિમાં રહ્યોછ વિરાજતો,
ને અહો ચિરકાળ થર્વે ભાખિયા ક્રમમાં ઊભા,
વદતા જઃ–"આવી રજનિ એ ! ઉદ્ધારવા જન જે ડૂબ્યા;૧૮
માર્ગ વર્ય તું પુણ્યનો કે જગતકેરી વિભૂતિનો,
આ ક્ષણુ જ નિર્ણય કઠિન કર્ય સુખદુઃખકેરી પ્રસૂતિનો;
રાજનો અધિરાજ બનીને આણુ નિજ વર્તાવવા,
કે મુકુટગૃહ વિણુ શૂન્ય ભટકી જગતને જ બચાવવા."૧૯

( વલણ. )

વિશ્વ તારવા કાજ આ આવી પળ અણમૂલ,
જોઈને સિદ્ધાર્થ એ સ્વગત વદે કંઈ ગૂઢ રે. ૨૦

( દ્રુતવિલમ્બિત. )

" પળ અમોલ જ આવી હવે પણું !
જગત ઉદ્ધરવા વ્રત આકરું
અધર આ સુકુમાર જ પ્રેરતા,
મધુર નીંદરમાં સૂતી આ પ્રિયા ! ૨૧

વિષમ એ વ્રત આપણુ યુગ્મને,
કરી વિયુક્ત વિશેષ રૂડું બને;
ગગનમૌન વિશે ઝળકી રહ્યું,
નિરખું નિર્મિત શાસન ઊજળું. ૨૨

* * * *

( ગરબી. * )

મ્હને પ્રેરતા તારકવૃન્દ ! આ હું આવ્યો રે,
દુ:ખડૂબ્યા આ જગજંત ! આ હું આવ્યો રે; ૨૩

તમ કાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાં રે,
રાજમન્દિર સુખમય સાજ, રજનિદિન સુખનાં રે; ૨૪

( સાખી )

તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક,
રાણી મધુરી ! તે તજું હવે તુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ. ૨૫

( મૂળચાલ. )

તોય ત્હારો પણ ઉદ્ધાર થશે જગસંગે રે,
અને તુજ ઉદરે આ વાર સ્ફુરે જે ઉમંગે રે ૨૬

---

* " જમુનાજળ ભરવું મ્હારે કુંવર કન્હૈયા રે "—એ ચાલ.

મુજ શિશુ, અંકુર એ આપણા પ્રેમનો ગૂઢો રે,
થોભું આશિષ દેવા હેને, ડગું રખે હું તો રે; ૨૭

ઉદ્ધરીશ હું એ પણ બાળ; અરે સહુ થોભો રે,
પત્ની ! પુત્ર ! પિતા ! ક્ષણવાર, અને જગલોકો રે ! ૨૮

આ અવસરકેરું દુઃખ સહો મુજ સંગે રે,
જ્યોતિ પ્રગટે ને શીખે વિશ્વ ધર્મ ઉમંગે રે. ૨૯

કર્યો નિશ્ચય દૃઢ આ વાર, હવે હું ચાલું રે,
નવ પાછો ફરું કો કાળ, અચળ પથ ઝાલું રે. ૩૦

( સાખી. )

સોધું સત્ય અતિ ગૂઢ તે મળતાં લગી ફરું નાંહિં,
અન્વેષણ અતિ તીવ્ર ને તપ ઉગ્ર ફળે જો કાંઇ.” ૩૧

( ચોપાઈ ત્રણ તાલની )

કરી યશોધરાને પ્રણામ, સૂતી જે ભરનિદ્રામાં આમ,
કાંઈ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદન પર ઘેલાં; ૩૨

હજી અશ્રુથી ભીનું વદન, લેવા છેલ્લી વદાયનું મન;
કીધી પ્રદક્ષિણા ત્રણ વાર, શય્યાકેરી ધરી ભક્તિભાર; ૩૩

જોડી ધડકતે હૃદયે પાણિ, બોલ્યો સિદ્ધાર્થ અવિચલ વાણીઃ—
“ફરી આ રમ્ય શય્યા માંહિં, કરું શયન કદી હું નાંહિં.” ૩૪

ત્રણ વેળા ગયો રાજન, પાછો આવ્યો વળી વેળ ત્રણ;
હેવું રાણીનું સૌન્દર્યપૂર, હેવો પ્રેમ હેનો ભરપૂર; ૩૫

અન્તે બળ કરી છૂટયો શયનથી, ધાર્યો શોક પછી નવ મનથી;
ચાલ્યો,—શ્યામ રજનિમાં ચાલ્યો,માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો.૩૬

---

## પ્રભાતમાં પ્રાર્થન.

( શિખરિણી. )

ઊંડા અંધારાએ ભરી રજનિમાં સૃષ્ટિ શમતી,
જગાડે તું પ્રેમે મૃદુ કરવડે તે જગપતિ !
ધરી ધીરાં મીઠાં સ્મિત મૃદુ નિહાળે તુજ ભણી,
અને એ ઉલ્લાસે વિહગગણગાનો ગજવતી; ૧

કીધી રક્ષા રાત્યે અવશ સ્થિતિમાં પ્રેમ થકી ત્હેં,
સ્તુતિગાનો ગાતી ઉપકૃતિ રૂડી ત્હારી સ્મરી તે;
અને ચાલે પ્રેમે અડગ નિજ કર્તવ્યપથમાં,
જયહાં ફેડે પેલો રવિ તિમિરનાં વૃન્દ વસમાં; ૨

દયાસિન્ધો ! ત્હારે શરણ શિશુ આવી વિનવિયે,
હમે આ સંસારે અશરણ ડૂબ્યા મોહતિમિરે;
જગાડો નિદ્રાથી, ઉપકૃતિ કદી ના વીસરિયે,
ધરો દિવ્યજ્યોતિ, સ્થિર પદ ધરી માર્ગ સરિયે; ૩

વહી આનન્દે આ જગતમહિં કર્તવ્યની ધુરા,
જઈશું ઉલ્લાસે પ્રભુચરણપાસે રસભર્યા;
તજી અજ્ઞાનોને વિમલ હૃદયે ધર્મ ભરશું,
અને પ્રેમે ત્હારાં સ્તવનગુણગાનો ગજવશું. ૪

---

## વીણાનું સ્વરમેલન.

( અનુષ્ટુપ્. )

શિલાપૂર્ણ કિનારે આ તરંગો પછડાયછે;
સિન્ધુના સુરમાં કહો ને, કિયા રાગ ગવાયછે ? ૧

સન્ધ્યા આ સુણતી ઊભી રાગ એ પારખી સકે;
અને નીરવ આ વ્યોમ ઊંડા એ સ્વર ઓળખે. ૨

મ્હારી આ ઉરવીણાને ધરું એ સ્વર ઝીલવા;
તન્ત્રી ના કમ્પતી એકે કરું યત્નો નવા નવા. ૩

( દ્રુતવિલમ્બિત. )

મથન વ્યર્થ બધાં મુજ એ ગયાં,
સૂરતણા ધ્વનિ ના ઉર વાગિયા;
કળી સકું નવ કારણ એતણું,
અનુભવું મન દુઃખ જ એ ઘણું. ૪

( ગીતિ. )

"વીણાતન્ત્રી ત્હારી વણસાડી ત્હેં પ્રમાદથી વત્સ !
વ્યર્થ જશે શ્રમ ઊંધા, તન્ત્રીરચના ન સાધતો સત્ય." ૫

( અનુષ્ટુપ્. )

સુણી આકાશવાણી એ, કૌતુકે દૃષ્ટિ ફેંકતો
બન્યો હું બ્હાવરો પૂરો, મૂર્તિ ના કાંઈ દેખતો. ૬
સન્ધ્યાના મન્દિરે અન્તે આછી આછી વિકાસતી
આલેખાઈ છબિ ઊભી, રેખા સ્પષ્ટ થઈ છતી. ૭

( હરિણી. )

વિકસિત થઈ મૂર્તિ એ તો સુભવ્ય મનોહરી,
ગગન સઘળું વ્યાપી ઊભી અલૌકિક સુન્દરી;
સુરધનુતણો સાળૂ ગૌરીતણી તનુ દીપતો,
વિવિધવરણા તારા ગૂંથી ધર્યો ઉર હાર જો ! ૮
લલિત કુસુમો નાનારંગી–તણી સુરમાલિકા,
અનુપમ વહે જે'માંથી, જો ! સુગન્ધ અલૌકિક,

અણુગણ કંઈ માળાઓ એ સહસ્ર ભુજે ધરી,
નિરખતી મુને પ્રેમે દેવી, મીઠે સ્વર ઉચ્ચરી. ૯

( દેશી. * )

"અહો મુગ્ધ મનુજના બાળ રે ! ગૂઢ ભેદ બતાવું;
તજી દે તું વૃથા ભ્રમજાળ રે, ગૂઢ ભેદ બતાવું.
વ્યાપ્યું અગાધ બ્રહ્માણ્ડ વિશે સહુ ગૂઢ સંગીતનું પૂર,
શ્રવણ કરે કો ધન્ય જ વિરલા એહ મધુર સ્વરો રહ્યા દૂર રે;
ભેદ હેનો બતાવું. ૧૦/૧
ગદ્ગદ ગાતી સરિત શિલામાં, પંખી વનમાંહિં ગાય,
એ થકી ઊંડું સુરધનુના ને કુસુમોતણા રંગમાંહ્ય રે
ગાન ગૂઢ બતાવું. ૧૧/૨
સિન્ધુતણું ગાન ગૂઢ ગણે તું, તેહ અરણ્યસમીર
નિજ વીણામાં ઝીલી ગજવતો, ને જળધોધ સુધીર રે;
હેના ભેદ બતાવું. ૧૨/૩
શ્યામ રજનિમાં વ્યોમપટે જે અણુગણ તારકવૃન્દ
ચમકી રહ્યાં, ત્હાં નાદ અનાહત નિત્ય વાજી રહ્યો અતિ મન્દ રે,
તેહ આજે સુણાવું. ૧૩/૪
સરિત, સમીર, અને પંખીગણ ગાન સનાતન ગાય;
સૂર ત્હેના બની નાદ અનાહત જગદીશચરણ રેડાય રે;
ભેદ તે હું બતાવું. ૧૪/૫
જીવનપંથ વિચરતાં મનુજ કંઈ નિત્ય સહે સુખશોક,
હસિતરુદિતનાં ગાન અમોલાં, જે'ના ધ્વનિ પડતા દિવ્યલોક રે,
ભેદ ત્હેનો બતાવું. ૧૫/૬

---

* 'ત્હારું ગોકુળ જોવાને આવ્ય રે, મથુરાના ઓ વાસી !'—એ ચાલ.

અનન્તકોટિ બ્રહ્માણ્ડતણો ગણુ જાતો અનન્તત્વ પાર,
અન્તિમ લક્ષ્ય ભણી નૃત્ય કરતો ગૂઢ સંગીતને અનુસાર રે,
ગાન તે હું ગજાવું". ૧૭

( લલિત. )

અજબ વેણુ એ દેવી બોલતી,
મુજ કુતૂહલો તીવ્ર ખોલતી,
સ્થિર રહી, ધરી મૌનભાવને;
પછીં નવીન જો ! દૃશ્ય શું બને !

( વિષમ હરિગીત. )

વ્યોમના વિસ્તારમાં જો ! ચાંદનીના પટ પરે
દેવી રહી ઊભી અલૌકિક નૃત્યલીલા આદરે;
કૂદડી દેવી ફરે વેગે, અને ઉરહાર જો !
ઊછળી રહ્યો, ને ભુજસહસ્રે ઘૂમતી ફૂલમાળ તો. ૧૮
ને ઘૂમે ચોગમ ફરંતો ઘેર સાળૂનો ઝીણો;
તે વેળ હેના રંગ ઊછળે હર્ષ ધરતા શું ઘણો !
નૃત્ય એ ચાલી રહ્યું ત્ય્હાં નૃત્યમાંથી ઊપન્યું
અવનવું ગાન અસંખ્ય સ્વરના મેળ સાચવતું ખરું. ૧૯
તારલા ઉરહારના એ ગાનના સ્વર બની ગયા,
ને કરકુસુમગણુ તીવ્ર કોમળ રૂપ ઝીણા ધારતા;
ઇન્દ્રધનુના વિવિધ રંગો સાળૂમાં જે રાજતા
તે મૂર્છના સ્વરની રચી ક્ષણુક્ષણુ મનોહર વાજતા. ૨૦

( અનુષ્ટુપ્ )

જોઈ આ રચના દૈવી જન્મમાં ના દીઠી કદી,
સહસા હર્ષના વેગે યાચતો હું ઉલ્લાસથી. ૨૧

*( ઠુમરી, ખમાચ જિલ્લાની. )

"અતિ અદ્‌ભુત આજ દીઠી લીલા શી દેવી ગાન મનોહરની;
ઓ દેવી ! પૂર્ય મનોરથને, ફળજો મુજ આશ નિરન્તરની.
અતિ અદ્‌ભુત૦ ૨૨

બ્રહ્માણ્ડતણી વીણા વાજે, ને સૂર ઊપજે ત્ય્હાં જે છાના,
તે સૂર સંગે, ઓ દેવી ! આ સૂર મેળવ્ય મુજ ઉરવીણાના.
અતિ અદ્‌ભુત"૦ ૨૩

( અનુષ્ટુપ્ )

વદી દેવીઃ—"અહો વત્સ ! થઈ આજે પ્રસન્ન હું;
આપું માગ્યું ત્હને પ્રેમે, મનુજો માંહિં ધન્ય તું. ૨૪
વીણા ત્હારી હતી સોંપી જગમર્કટને જ ત્હેં;
બગાડી તાર નાંખ્યા એ ક્રીડાશીલ જ વાનરે". ૨૫

( સોરઠો. )

એમ વદીને હાથ ઉરવીણા મુજ લીધીછે;
મેળવિયો શુભ ઠાઠ તન્ત્રી કેરો દેવિયે. ૨૬

( વસન્તતિલકા. )

વીણાવિશે અચલ ઠાઠ રૂડો જ સ્થાપી,
દેવી વદે વળતી એ મુજને જ આપીઃ—
"લે તું, રખે ફરીથી મર્કટને જ દેતો,
વીણા બની રહી હવે અતિ દિવ્ય એ તો." ૨૭

( હરિણી. )

વચન વદીને હેવાં દેવી અદૃશ્ય થઈ ગઈ;
મુજ હૃદયમાં છાયા હેની અલોપ્ય રહી ગઈ;
ઉદધિસૂરશું વીણા મ્હારી ધરી ધ્વનિ ઝીલવા,
સ્વર મળી ગયા; ને ત્ય્હાં રાગો ગવાય નવા નવા. ૨૮

---

* બિહાન આયે રામ જનકપુર દશરથજીકે લાલા રે'—એ ચાલ.

# દિવ્ય યોગિની.

( ઉપજાતિ. )

હિમાદ્રિનાં શ્વેત અસંખ્ય શૃઙ્ગો
ધરે ફેંડા ઈન્દ્રધનુષ્યરંગો;
એ શૃઙ્ગમાંની અતિ ઉચ્ચ ટોચે
કો કન્યકા દિવ્ય ઊભી શી સોહે ! ૧

અનન્ત આકાશ, દિગન્ત સર્વે,
ભરી પ્રભાથી રહી એહ ગર્વે,
લાવણ્ય ના ઢાંકતી અંગકેરું;
દિવ્યપ્રભા એ જ દુકૂલ હેનું. ૨

જોતી દીસે એ અનિમેષ નેને,
સુદૂર કો ગૂઢ જ તત્ત્વ ત્હેને;
તથાપિ દશ્યો સહુ ઠામકેરાં
પ્રત્યક્ષ કન્યાનયને પડેલાં. ૩

એ સુન્દરી અદ્‌ભુત દર્શનોએ
તલ્લીન રૂહેતી કંઈ ગૂઢ જોએ;
ઊંડાણુ ખેડી જ અનન્તતાનાં
ગૂંથે અમોલાં કંઈ રત્ન છાનાં. ૪

અન્તઃસ્વરૂપે નિજ દૃષ્ટિ પ્રેરી
જોતી રહી આત્મછબિ અનેરી;
અદૃશ્ય કો દર્પણમાંહિં ડૂબી
પ્રત્યક્ષ જોતી નિજબિમ્બખૂબી; ૫

જે બિમ્બ કો અદ્‌ભુત શક્તિયોગે
અન્તર્ગુહાથી લઈ ખેંચી પોતે

સુસ્પષ્ટ મૂકે નિજ સંમુખે એ
ને જોતી ર્‌હેતી સ્મિતથી સુખે એ. ૬

( દ્રુતવિલમ્બિત. )

અલભ દર્શન સુન્દરી એ તણું
મથી રહ્યા કરવા મનુજો ઘણું;
ગિરિતટે ચઢતા શ્રમ કષ્ટથી,
તદપિ દર્શન દિવ્ય થતું નથી. ૭

( ઉપજાતિ. )

ચઢી પ્રયાસે વિરલા જનો ત્ય્હાં
શૃઙ્ગોની નીચે રહી નૈન પ્રેરે
ને સુન્દરીનાં સહુ અંગ મોંઘાં
સુવર્ણરંગી ધુમસો જ ઘેરે. ૮

( દ્રુતવિલમ્બિત. )

ધુમસમાં પડી છિદ્ર કદી કદી
નજર આવતી તેજતણી નદી;
વિકૃતરૂપ થતી તહિં કન્યકા,
પ્રગટ અર્ધ જ એમ થતી પ્રભા. ૯

( ઈંદ્રવજ્રા. )

માની લિયે દર્શન પૂર્ણ ત્‌હેને,
માને મનુષ્યો દીઠી સુન્દરીને;
વાંકાં પડેલાં પ્રતિબિમ્બ ધૂમે,
કન્યા જ એ એમ ગણી શું ધૂમે ! ૧૦
એ ધૂમથી સુન્દરતા અનેરી
કન્યાતણાં અંગ વિશે ભરેલી
જોઈ સકે ધન્ય મનુષ્ય કોઇ,
ને તે ક્ષણે સ્તબ્ધ બને જ મોહી. ૧૧

( દ્રુતવિલમ્બિત. )

કવિતદેવી કદી પ્રિય ભક્તને,
નિજ વિમાન ચઢાવી, લઈ કને,
ઊંડી જઈ ગિરિશૃઙ્ગ જ મૂકતાં,
અલભ દર્શન સુન્દરીનાં થતાં; ૧૨

( ઈન્દ્રવજ્રા. )

એ દિવ્ય બાલાતણું પૂર્ણ તેજે
દીપંત સૌન્દર્ય ત્યહાં જ સ્હેજે
પ્રત્યક્ષ થાતું અચલ સ્વરૂપે,
ને ધન્ય ભક્તો રસમાંહિં ડૂબે. ૧૩

ને દિવ્ય એ સુન્દરીની છબિને,
આ મર્ત્યલોકે લઈ આવી ધીમે,
આછાં જ આછાં પ્રતિબિમ્બ પાડે;—
તે જોઈ હું થાઉં કૃતાર્થ ક્યહારે ? ૧૪

---

## વિયોગિની યશોધરા.

( ઢાળ. )

શોકભરિયાં દીર્ઘ વર્ષ અનેક વીતીને ગયાં,
નિજ સુતતણાં મુખવચન દર્શનશ્રવણને દુર્લભ થયાં; ૧

શુદ્ધોદન રાજા દુખડૂબ્યો શાક્ય સામન્તના વૃન્દે,
ગાળતો જ્યમ ત્યમ કરી નિજ કાળ મન અતિ મન્દે. ૨

શોકભરી બેશી રહી, ને જીવનસુખ સહુ છાંડયું,
મધુર રાણી યશોધરાએ વૈધવ્ય વિરલું માંડયું. ૩

નાથ નિજ હઇડાતણો જીવંત પણ નવ જીવતો,
એ દોહલું વિધવાપણું, નવ થાય રાય હજી છતો. ૪

ઉષ્ટ્રયૂથો ચારનારા દેશ દેશ ભટકંતા,
કે લાભ-અર્થે વિષમ વાટે વણિકગણ વિચરંતા, ૫

સાધુ ત્યાગી કો દેખતાં જઈ રાજાને ય જણાવે,
ને રાય તત્ક્ષણ દૂત પ્રેરે તે જઈ પાછા આવે; ૬

એકાન્તવાસી કહિં સંન્યાસી છોડયાં જે'ણે ઘરસૂત્ર,
હેવા અનેકતણી લઈ વાર્તા પાછા વળે સહુ દૂત; ૭

પણ ન મળે શુભ કુપિલવસ્તુકુલમૌલિતણી કંઇ ભાળ,
જે'માં વશી નિજ કીર્તિ અને નિજ આશ ગણે જ નૃપાળ. ૮

દૂર ભમંત હશે આ ક્ષણ, કે વીસર્યો નિજ જન,
કે ગાત્ર પામ્યાં પરિવર્તન, કે ગ્હોચ્યો મૃત્યુસદન; ૯

મધુર રાણી યશોધરાના હૃદયતણો એ વિરામ;
નવ લાગે કંઇ ભાળ ત્હેની શોધ કરંતાં આમ. ૧૦

( વલણ. )

આમ વર્ષ વીતી ગયાં વાધ્યો દુખ-ઉદ્રેક,
પણ હેવે સમયે એક દિન કંઇ કૌતુક બનિયું એક રે. ૧૧

( ચોપાઈ. )

આવ્યો રમ્ય રમંતો વસંત, ધાર્યાં ધરણીએ વસન હસંત;
આંબે ઝૂલે મોર રુપેરી,-રાણી યશોધરા શોકઘેરી. ૧૨

બેઠી ઉદ્યાનસરિતાને તીર, દીપે કાચશું નિર્મળ નીર;
પુર્વે વીત્યા સુખના સમામાં, અહિં પ્રિય બે રહી સ્હામસ્હામાં,૧૩

પદ્મકોશખચિત છે કિનાર હેવા જળદર્પણ મોઝાર,
નિરખંતાં નિજ પ્રતિબિમ્બે, મધુર અધર અધર જે ચુમ્બે; ૧૪

ગૂંથ્યા કરશું કર વળી નીરખે જળબિમ્બિત જોડું હરખે;
હેવી ઉદ્યાનસરિતાને કંઠ, બેઠી યશોધરા સોત્કણ્ઠ. ૧૫
આંસુડે નેનપુટતેજ લીધાં, ગાલ સુકુમાર ક્ષામ જ કીધા;
અધરૌષ્ઠતણી રમ્યરેખ શોકાનળથી સૂકાઈ છેક. ૧૬
દિવ્ય કાન્તિ કેશતણી ડૂબી, એકવેણીધરા રાણી ઊભી;
બાંધ્યા સંસ્કારહીન સુકેશ, છાજે વિધવાજનનો વેશ. ૧૭
શ્વેત શોકનું વસન જ જાડું નાંખ્યું ઉર ઉપરે જે આડું,
નહિં મેખલામણિબન્ધ ત્હેને, છાંડયાં ભૂષણ સઘળાં હેણે. ૧૮
સુણી પ્રિયનાં પૂર્વાશ્રમમાં પ્રેમાહ્વાનો ઊઠી સંભ્રમમાં
પળતા ચપળ ચરણ જે હરણશા, પાટલપાંખડી પેર જે પડતા.૧૯
તેહ ન્હાનકડા ને સુરેખ, આજ ચરણ થયા મન્દ છેક;
દુઃખભારે અલસગતિ જાય રાણી યશોધરા ક્ષીણકાય. ૨૦
અરુણોદયકેરી જ્યોતે રજનીતણી શાન્તિ ઉદ્દ્યોતે
ઘેરા તિમિર મહિંથી નિકળતાં જે'વાં રવિકિરણો ઝળહળતાં,૨૧
હેવાં પૂર્વે હતાં જે લોચન, જ્યોતિર્હીન થયાં આ ક્ષણ;
પ્રેમદીપ હોલાયા એ આજે, પૂર્વ દીપ્તિ ન ત્હેમાં વિરાજે. ૨૨
પક્ષ્મ રેશમ સરીખાં ઢળિયાં, નેનબિમ્બ ઉપર જઈ પડિયાં;
લક્ષ્યહીન લોચન એ ભમંત, નવ નીરખે વિલસંત વસંત. ૨૩
એક કરમાંહિં મૌક્તિકદામ ધારી, સિદ્ધાર્થની અભિરામ;
રાખી સંઘરી જેહ જતનથી, જેહ રાતે એ પળિયો ભવનથી;-૨૪
અહા વિષમય કે'વી એ રાત્ય, અશ્રુપૂર્ણ દિનોતણી માત;
પ્રેમપાત્ર ઉપર બન્યો ક્રૂર, પૂર્વે કો દીઠો પ્રેમશૂર ? ૨૫
હેવી નિર્દયતા પ્રેમકેરી કળી કોણ સકે જ અનેરી ?
ઈહજીવનબન્ધન માંહિં પ્રેમ પૂરવો રુચ્યો હેને નાહિં. -૨૬

અન્યકર-અંગુલીએ વળગ્યો, હૈડે દિવ્ય સૌન્દર્યે ઝળક્યો
નિજ સુત ન્હાનકડો અલ્હેતો, થાપણુ સિદ્ધાર્થનાથની એ તો;૨૭
નામ રાહુલ જે'નું રસાળ, વર્ષ સાતતણો દિવ્ય બાળ;
હર્ષભરિયો નિજ માતની સોડે પગ ન્હાનિયે દડબડ દોડે. ૨૮
રમ્ય વિશ્વ પડયું ચોપાસે, નિરખે ફૂટતી કળી મધુમાસે;
પામે આનન્દ રાહુલ કુમાર, જે'ને હઇડે નહિં દુઃખભાર.૨૯
આમ કમલિનીઓને કિનાર, મન્દ ભમતાં રાણી ને કુમાર;
રાતાં ભૂરાં મીનને જળમાં નાંખીને તાન્દુલ કુતૂહલમાં ૩૦
દુઃખહીન રાહુલ હસે કોડે, નિરખી મત્સ્ય જે જળમાં દોડે;
રાણી ખિન્ન નયનથી નિહાળે, વેગે ઊડતી વલાકા તે કાળે;૩૧
નાંખી નિઃશ્વાસ દીનવચનની વિનવે વિહગને રાહુલજનની;
" અહો ભુવન ભમંતાં વિહંગ, તમ ગતિ ગગને છે અભંગ;૩૨
કદી જઈ ચઢો અકસ્માત, જહિં છૂપ્યા રહ્યા મુજ નાથ;
કહેજો યશોધરાના પ્રણામ, પછી વીનવીને વદજો આમઃ—૩૩
'સુણવા શબ્દ એક તમ મુખનો, લેવા લ્હાવો ક્ષણસ્પર્શસુખનો,
મરણોન્મુખ જીવતી છે દાસી;'–કહેજો એટલું ઓ નભવાસી."૩૪

( વલણ. )
આમ નિસાસા નાંખતી રાણી કરે ઉચ્ચાર,
ને રમતો મુદમય કુંવર, ત્ય્હાં અદ્ભુત બન્યું તે વાર રે. ૩૫

( વિષમ હરિગીત. )
તેહ વારે રાજદ્વારે થકી આવી દોડતી,
કો અંગના સુખરંગના સંદેશ લાવી કોડથીઃ—
" રાણીજી ! ઓ રાણીજી ! આવ્યા નવીન કો આપણા
પુર માંહિં દક્ષિણ દ્વારથી એ વણિક હસ્તિનપુરતણા; ૩૬

ત્રિપુષ ને ભલ્લુક હેવાં નામ એ ધનવાનનાં,
ગર્જત સાગરકંઠથી અતિ દૂર આવ્યા બે જણા;
વસ્ત્ર પ્રિયકર આણિયાં અદ્‌ભુત જરીનાં ચિત્રનાં,
સૂને રશેલાં શસ્ત્ર, ને પિત્તળકટોરા કારમા, ૩૭

ખંડ હસ્તિદન્તના, તેજાન, ઔષધ વનતણાં,
કંઈ પંખિયો વળી અવનવાં, ભંડાર દૂર જ દેશના
લાવિયા, પણ એહ સર્વે રત્નને ઝંખાવતી
લાવ્યા અમોલી એક વાર્તા, રાણી ! તમ મનભાવતી ! ૩૮

ભાળ લાગી એહની, તુજ નાથની, અમ રાજની,
આ ભૂમિકેરી બધી આશાતણા એ સિરતાજની;
નિરખિયો સિદ્ધાર્થ નજરોનજર એ વ્હેપારિયે,
ને પૂજિયો ચરણે ઢળી, અભિવન્દિયો શિર નામીને. ૩૯

ભાખિયું હૂતું ભવિષ તે–અનુસાર બનિયો રાજ એ
જ્ઞાની તણો ગુરુ, ભુવનવન્દ્ય, પવિત્ર, અદ્‌ભુત આજ એ;
બુદ્ધ બનિયો, મધુર વચને ને અગાધ દયાગુણે,
જન તારતો, ઉદ્ધારતો, અહિં આવતો,–વણિકો ભણે.” ૪૦

( વલણ. )

નાથ આવતો સાંભળી હરખે ઘેલી નાર
ઝટ ઊઠી તાળી વગાડતી હસતી તેણી વાર રે. ૪૧

( ગરબી.+ )

તેણીવારે ઊઠી નાર હરખે ઘેલી રે,
નેન જળબિન્દુની હાર્ય પાંપણ્ય રેલી રે; ૪૨

---

+ ‘અમદાવાદ નામે આ જ શહેર છે સારું રે ’ એ ચાલ.

રક્ત ઊછળતું આનન્દલ્હેર શું રગરગમાં રે,
જે'વી ઊછળે ગંગાસેર પીગળી હિમનગમાં રે. ૪૩

બોલી વચન જ એ તત્કાળ ભર ઉત્કંઠે રેઃ-
" ઝટ બોલાવો આ ઠાર વણિક એ બંને રે; ૪૪

મુજ શ્રવણુ તૃષિત અત્યન્ત થયાછે આજે રે,
આણ્યો હેમણે શુભ જે ઉદન્ત તેહ-પાન કાજે રે. ૪૫

જાવ અન્તઃપુરમાં લાવો ભલા વ્હેપારી રે,
વળી આટલું હેમને ક્‌હાવો,-જે ' વાત ત્હમારી રે ૪૬

જો ઠરશે સાચે સાચી, ઓ વ્હેપારી રે,
તો રાણી તમપર રાચી ગ્રન્થિ ત્હમારી રે ૪૭

ભરશે સોનૈયે પૂર, વળી રત્નભારે રે,
નવ મળશે જે અણમૂલ રાજભંડારે રે. ૪૮

અને ચાલો સહુ સાહેલી, વધામણી આપું રે,
મુજ હૃદયે અતુલ હર્ષહેલી કદી જો તે માપું રે. ૪૯

( વલણ. )

હર્ષ અને આભાર મુજ જો કદી માપ્યા જાય,
તો હેવાં આપું ઇનામમાં રત્ન અમોલાં આંહિં રે." ૫૦

---

## છાનાં અશ્રુ.

( અનુષ્ટુપ્ )

હૈયાના ગિરિમાં ઊંડું એક ગૂઢ સરોવર,
આંસુડાંનાં અમીથી એ ભર્યું ર્‌હેતું નિરન્તર. ૧

(વસન્તતિલકા.)

અશ્રુતણા અમૃતનાં સ્તુતિગાન આજે
ગાઉં, મ્હને પ્રિય ઘણાં કંઈ અશ્રુ લાગે.
ઊંડું સરોવર કદી ઊભરાઈ જાતાં
એ અશ્રુનાં પ્રગટ જો ! ઝરણાં જ થાતાં. ૨
તો એ સરોવરતણું જળ નાંહિં ખૂટે,
જે સ્વર્ગના મધુર કાનનમાંથી ઊઠે.—
છૂપાં રહ્યાં જગતથી અમીં આંસુડાં જે
મોઘાં અને મધુર તે સવિશેષ સાચે. ૩

(અનુષ્ટુપ્.)

ગાઉં તે ગૂઢ અશ્રુનાં ગાન આજે ઉલાસથી;
એ આંસુમોતીડાં મોઘાં વિશ્વનાં મૌક્તિકો થકી. ૪

(ગઝલ)

" પિતાની પ્રેમશિક્ષાઓ
નહિં મ્હેં મેળવી મોંઘી;
મીઠી માડીતણાં મીઠાં
ન ચાખ્યાં ચુમ્બનો કોદી; ૫
આદ્ય એ પ્રેમનાં બીજો
વવાયાં નાંહિં ઉરમાં આ;
કહો ક્યહાંથી લણું લ્હાવો
અમીનો શુષ્ક રણમાં આ ? ૬
જગતના લોકની ઠેશે
ચઢયો ભમું એકલો જો હું !
પિતા જગનો, ચરણ ત્હેના
છૂપાં આંસુડાં વડે ધોઉં."

(અનુષ્ટુપ્.)

નમાયાં ને નબાપાં જો એ પેરે ગૂઢ આંસુડાં
ઢાળે, તે ઝીલીને આજે અર્પું મૌક્તિમાળ આ. ૮

(ગઝલ.)

“અમીનાં નીરથી ભરિયું
સરોવર દૂરથી જોઈ,
અધીરી હું તૃષાપીડી
ધશી દોડી, મતિ ખોઈ. ૯

કીધાં પાનો, નહિં કીધાં,
કટુ આસ્વાદ તો લાગ્યો;
શઠે ભોળવી, ન જાણ્યું મ્હેં;
હવે મુજ આત્મ જો! જાગ્યો. ૧૦

હૃદયમાં ઊપજ્યાં ઊંડાં
અલખ આંસુડાં વડે કાંઇ
મલિનતા ધોઉં હું છાની,
ન જોશો કોઇ, ઓ ભાઈ!” ૧૧

(અનુષ્ટુપ્.)

ભમાવી ભોળીને દુષ્ટે ઝીકી અંધારખાડમાં,
અમોલાં આંસુડાં હેનાં લઈ ગૂંથીછ માળ આ. ૧૨

(ઉધોર.)

છાના અશ્રુના ભંડાર
અણુગણુ છે જગત મોઝાર;
લઈને દિવ્યપ્રેમસુદીપ
ધીરે સંચરું હું સમીપ. ૧૩

અણુગણુ રત્નમાંથી કાંઇ,
થોડાં હું નિવેદું આંહિં,
જે'નું મૂલ પરખે કોઇ,
વિરલા જે ઝવેરી હોયઃ— ૧૪
નિષ્ઠુર જગતણા અન્યાય
પ્રગટાવે ઊંડી ઉર લ્હાય;
તેથી પીગળી ઉર જાય,
છાનાં આંસુ ત્ય્હાં ઊભરાય. ૧૫
ધનથી મત્ત ધનિક અસંખ્ય
પીડે દીન નિર્બળ રંક,
હેવાં રંક-ઉર ધુંધવાય,
આંસુ ગૂઢ ત્ય્હાં રેલાય. ૧૬
જગમાં ઠામ ઠામ અપાર
પ્રભુના નિરખતા ઉપકાર
વિરલા સાધુજન અનિવાર
રેડે ગૂઢ અશ્રુધાર. ૧૭

* * *

( વસન્તતિલકા. )

ઓ ! દિવ્યલોકજનમ્યાં મૃદુ આંસુડાં ઓ !
આઘાત આ જગતના થકી ઊપન્યાંછો;
છો દીન નિર્બળતણું બળ એક સાચું,
આજે ત્હમારું સ્તુતિગાન જગાવો રાચું. ૧૮
એ ગૂઢ આંસુતણી મૌક્તિકમાળ ભાવે
ધારું ઉરે, જગતણી નજરે ન આવે;

છો અન્ધ વિશ્વ મુજને અતિ રંક લેખે,
મ્હારું છૂપું ધન કદી નવ કોઇ દેખે. ૧૯

## ગૂઢ દર્શન.

( ખંડહરિગીત. )

વિશ્વનાં ઊંડાણમાં
ગાજતું સંગીત જે,
કવિજનો છાના સુણે,
જગજન સુણે શી રીત એ ? ૧

દિવ્ય હૃદયે ઊઠતાં
પ્રેમનાં કંઇ ચિત્ર જે,
જડ ફલક જીવનતાણું
ધારી સકે શી રીત્ય તે ? ૨

સંત-ઉરમાં જે સ્ફુરે
ભાવઝરણાં નિર્મળાં,
મલિન હૃદયે તે ધરે
શી રીત્ય માનવ વિશ્વનાં ? ૩

વિશ્વજન સુખમાં રમે,
ભૂલી મોંઘાં તત્ત્વને,
દીન હૃદયો ત્યહાં રુવે,
એ રુદન શ્રવણે ક્યહાં પડે ? ૪

તિમિરમાં સહુ નાચતાં
ભૂતસમ જગજન હસે,

જ્યોતિ ઝળકે દૂર જે
ત્હેનાં કિરણ તહિં શું વસે? ૫

દુષ્ટ નરપશુએ તજી,
મુગ્ધ યુવતી છળ કરી,
દાબતી ડૂમો મથી,
ઉર હેનું વાંચે કો, હરિ? ૬

ગૂઢ સઘળી વાત એ
તિમિરમાં લય પામતી;
વિશ્વમાયા મોહની
આગમ ઘૂમે શો દમામથી! ૭

એક દિન, તો પણ, બધું
તિમિરપટ તૂટી જશે,
સત્ય સુન્દર રૂપનું
જ્યોતે ઝળકતું ઊગશે? ૮

તિમિર લોપી વસ્તુ તે
પ્રગટ થાશે ક્ષણ મહિં;
ગીત દિવ્ય સમસ્ત તે
સુણશું નિરન્તર સ્થિર રહી. ૯

---

## સ્વેચ્છાસ્વીકાર.

( શિખરિણી. )

સજ્યાં શસ્ત્રો શૂરે, દઢ કવચ ને ટોપ ધરિયાં,
મહાબાહુ ઊભો અડગ પગ રાખી ખડકમાં;

ન જીતાશે કોથી સબળ દૃઢ એ વીર જગમાં,—
રહ્યો ઊભો જે આ સ્મિત અનુભવે પુણ્યમતિનાં. ૧

( વસન્તતિલકા. )

એ પ્રેમભીનોં મૃદુ ભાવ ધરંતોં દેવી
જો વીરને ભુજ વિશે લઈ ઊભોં કે'વી!
એ પાંખ આછોં કંઇ ચાંદનોંશી સુહાતી
વિસ્તારોં દિવ્ય લલના કંઇ મન્દ ગાતી. ૨

( ગરબી. † )

"વસજે વીર ! અલૌકિક તેજભર્યા આવાસમાં રે,
નિરન્તર હાસમાં રે; વસજે૦
સુન્દરતાનાં ઉપવન રૂડાં,
કોકિલ ગાન કરે જ્યહાં ઊંડાં,
અમીઝરણ જ્યહાં રમતાં દિવ્ય વિલાસમાં રે,
નિરન્તર હાસમાં રે: વસજે૦ ૩
જીવનપથમાં દૃઢ ચરણોથી
ચાલી, નવ તું ડરજ્ય મરણોથી,
અન્તે વસવા આવ્ય અમરજન પાસમાં રે,
નિરન્તર હાસમાં રે; વસજે૦" ૪

( દોહરા. )

ગાતી દિવ્ય કંઠે એમ
દેવી પુણ્યમતિ સપ્રેમ;
હેના શીશને પરિવેષ
વીંટી દીપવે મૃદુ કેશ. ૫

---

† 'કામણ દીસે છે અલબેલા ત્હારી આંખ્યમાં રે'—એ ચાલ.

( અનુષ્ટુપ્. )

પણ જો ! વીરને બીજી નીચે ઉભેલી સુન્દરી
વળગી, મોહપાશોમાં બાંધવા શી મથે વળી ! ૬

( પ્રમાણિકા. )

અપૂર્વ એહ સુન્દરી
વિલાસથી કરે ધરી
સમીપ ખેંચવા મથે
સુવીરને બળે કરી. ૭

(શિખરિણી. )

રસીલી એ રમ્ભાસરખી નયનોને નચવતી,
વિલાસી અંગોથી સુભટ-ઉરને એ ડગવતી;
વસન્તે ખીલંતાં કુસુમ લઈ એ અંગ ઘડિયાં,
બન્યો ઘેલો પેલો સુભટ, નયનો ત્ય્હાં જ જડિયાં. ૮

( ગીતિ. )

સહસા કિન્નરકંઠીકંઠથકી ગાનધાર જો ! વ્હેતી,
રગરગ રુધિર ઉછાળે, વીરતણું ચિત્ત ચોરી એ લેતી. ૯

( ગરબી. * )

"ચાંદની શી રેલી રહી વ્યોમમાં રે લોલ !
સરિત સરવરો રસંતી આજ;
લાજ વીસરી રે લોલ
ચાલ્ય રસિક ! રાસ રૂડા ખેલિયે રે લોલ. ૧૦
કુંજ કુંજ કુસુમગન્ધ રેલતો રે લોલ,
રસિક-ઉર હલાવતો સલીલ;

---

* 'ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ.'—એ ચાલ.

ઢીલ કાં કરે રે લોલ?
ચાલ્ય રસિક! ખેલ રૂડા ખેલિયે રે લોલ. ૧૧
જિંદગીનો જામ ભર્યો ઝેરથી રે લોલ;
પાઉં ત્હને મધુર મધુ અમોલ;
બોલ્ય ભય તજી રે લોલ,
આજ રસિક! રંગરેલ રેલિયે રે લોલ." ૧૨

(દ્રુતવિલમ્બિત.)

વિવશ વીર બન્યો સુણી ગાનને;
ધર્યું શુભાશુભનું નવ ભાનને;
ડગલું કાંઈ ડગ્યો ન ડગ્યો દીસે,
ઉર વિશે સ્થિરતા ન વસે વસે. ૧૩

(અનુષ્ટુપ્.)

મોહની પાપવૃત્તિ એ વીરનો કર વેગથી
ખેંચીને પુણ્યવૃત્તિના આશ્લેષો છોડવા જતી. ૧૪

(દ્રુતવિલમ્બિત.)

સુભટ છોડવવા કર જો! મથે,
તદપિ મોહનીનું બળ ના ઘટે;
વદન લોભક સુન્દરીનું દીસે,
સુભટલોચન ત્ય્હાં જડિયાં રસે. ૧૫

(અનુષ્ટુપ્.)

તો એ ઊંડા ઉરે હેના અન્તઃક્ષોભ થતો દીસે,
સ્પષ્ટ છાયા, ખરે, હેવી વીરને વદને વસે. ૧૬

(વસન્તતિલકા.)

આ યુદ્ધને સદય નેન થકી નિહાળે
જો! પુણ્યવૃત્તિ, પણ વેગ કરી ન વારે;

લેવા બચાવો મથતી નહિં વીરને એ;
છૂટે જ આત્મબળથી,–કંઇ ઇચ્છતી એ. ૧૭

( અનુષ્ટુપ્. )

બંધાશે વીર શું અન્તે મોહનીભુજપાશમાં ?
છૂટશે વા પ્રયાસે એ ?–કહી કોણ સકે હવાં ? ૧૮

( વસન્તતિલકા. )

ના, ના જુવો ! સહૃદય પુણ્યમતિ જણાતી,
જો ! દિવ્ય પ્રેમછબિ એ વહને સુહાતી !
એ યુદ્ધમાં વિજય આત્મબળે જ પામી
દેવી-ઉરે સુભટ એ વસશે વિરામી. ૧૯

( દ્રુતવિલમ્બિત. )

શિથિલ બન્ધન મોહતણું થશે,
મલિન પાપમતિમુખ લાગશે;
સુભટ પુણ્યપથે રમતો જશે,
વિજયદુંદુભિ દિવ્ય જ વાગશે. ૨૦

---

## પુરૂરવ અને ઉર્વશી.

( બંને વિમાનમાં બેશી પ્રયાણ કરતાં )

પુરૂરવ—

( ઇન્દ્રવજ્રા. )

“ આ મેઘકેરા ચઢીને વિમાને
ચાલ્યાં સખી ! આપણ બે પ્રયાણે;
કો વિશ્વમાં યુગ્મ હશે શું ધન્ય
હાલું, રમે જે રસમાં અખંડ ? ૧

સ્વર્ગીય દીપ્તિ તુજ આ નિહાળી,
જે'ણે દિશાઓ સઘળી ઉજાળી,
તજી બધો ગર્વ જ દીન થાતી,
તે વીજળી આમ લપાઈ જાતી !" ૨

ઉર્વશી—

( ઉઘોર. )

" વલ્લભ ! આજ ભૂલ્યા, વ્હેલ !
વિદ્યુત ખેલતી એ ખેલ;
દેખી આપણા આશ્લેષ,
ધીરજ ધારી ના સકી લેશ; ૩

પ્રિય નિજ મેઘના ઉર માંહિં
એ તો લાડતી જ લપાઈ;—
પણ ઓ દૂર પેલાં રમ્ય
દીપે ધવલ હિમગિરિ શૃઙ્ગ ! ૪

ચન્દા ત્યહાં રમે સવિલાસ,
નિજ મુખ જોઈ કરતી હાસ;
હેવાં દર્પણોમાં લોલ
જોવા ચુમ્બનો મુજ કોડ." ૫

પુરૂરવ—

" વ્હાલી ! દૂર, નીચે દૂર !
જો, જો, સિન્ધુકેરું પૂર;
ઝળકે પટ વિશાળો કાંઇ
અદ્દભુત ચાંદની પથરાઈ. ૬

નીચે ઊતરી સખિ ! ત્યાંહિં
નૌકા કનકની લઈ માંહિં
આપણુ બે જશું અતિ દૂર,
વહીશું એમ સુખને પૂર. ” ૭

ઉર્વશી—( વિમાન નીચું ઊતારીને )

( વસન્તતિલકા. )

“ જો ! ગન્ધમાદન વને સરમાં છૂપેલા,
પુષ્પોથી હાસ કરતા કંઇ કુંજ પેલા
નીચે સુદૂર પડિયા; જહિં ખેલ ખેલી
બે આપણે સુખતણી વરસાવી હેલી; ૮
ઊંચાં અશોકતરુ ડાળ હલાવી લ્હેરે
પ્રેમેથી, જો, રસિક ! આપણુને શું તેડે !
ને મન્દ મન્દ ઝરતાં ઝરણાંની રેખા
અંકાઈ, ભૂમિ હસતી તહિં ચિત્રલેખા. ” ૯

પુરૂરવ—

( દુધોર. )

“ વ્હાલી ! નામ વનનું છોડય,
મુજને લઈ ઊંચે દોડય;
પાછી બની લતા તું જાય,
એ તો ના ફરી સ્હેવાય. ” ૧૦

ઉર્વશી—

( ગીતિ. )

“ સંગમનીય મણિ ધર્યો કંઠે, કયમ વીસરો ત્હમે ભ્રમથી ?
વિરહ ન ફરી ખમવાનો; કાન્ત! હવે ગતિ ધરો જ મનગમતી.” ૧૧

પુરૂરવ—

( અનુષ્ટુપ્. )

“ ક્યહારે મોંઘો મણિ મ્હારો ખોવાશે—જાણું ના કંઈ;
પ્રતિષ્ઠાન ભણી વ્હાલી ! સંચરાવ્ય વિમાનને.” ૧૨

ઉર્વશી—

( દ્રુતવિલમ્બિત. )

“ નગર પેલું પડયું ઘન નીંદરે
પ્રિય ! જુવો કંઈ સ્વપ્નસમું તરે;
ધુમસનું પટ આછું ઉરે ધરે;
વિમલ ચાંદની ત્ય્હાં રમતી ફરે. ” ૧૩

પુરૂરવ—

“ સખિ ! તું જો ! યમુનાજળમાં ય્હણે
નગરોની પ્રતિમા સ્થિર આ ક્ષણે;
મુજ ઉરે છબી જેમ રહી જડી
લલિત સુન્દરી ઉર્વશીની રૂડી. ” ૧૪

ઉર્વશી—

( વસન્તતિલકા. )

“ જો ! રાજમન્દિર ય્હણે રમણીય ઊભું,
આ કૌમુદીજળ મહિં દીસતું જ ડૂબ્યું;
હેની અગાશી મહિં રમ્ય પડયા પલંગ,
વિશ્રાન્તિ ને સુખ તહિં મળશે અભંગ.” ૧૫

પુરૂરવ—

“ ઓ ઘેલી ! એ સુખ વિશે દુખ ગૂઢ દેખું;
બાંધ્યું પલંગચરણે શિશુ મેષકેરું;

એ મેષ કો હરી જશે—ભય એમ ભાસે,
ને ઉર્વશી મુજ સખી પછી ઊડી જાશે! ૧૬

( અનુષ્ટુપ્. )

સુખમાં ભાવિ દુઃખોની છાયા જોતો સદા ફરું,
ભયનો ભાર ધારીને સુખાસ્વાદ જ ના કરું. ૧૭

( ઉધોર. )

માટે ચાલ્ય, મધુરી ! ચાલ્ય,
ઊંચો વ્યોમપથ તું ઝાલ્ય,
જાઉં, આહિંથી હું જાઉં,
ઉરમાં ઉર્વશી સ્થિર સાહું. ૧૮
અથવા હું બનું ઘનરૂપ,
વિદ્યુત તું બને જ અનુપ;
અન્તરમાં ત્હને હું શમાવું,
ઝીણો ધૂમ બની ઊડી જાઉં." ૧૯

---

## તિમિરવિલોપન.

*૫૬.

( રાગ કાફી જિલ્લો, તાલ એકતાલ, દાદરો. )

જગજ્જનનિ ! મોહરજનિ-તિમિર વ્યાપ્યું જો ! વિશાળ;
વિકટ અટવી મહિં અન્ધ બની ભમું દીન બાળ.
જગજ્જનનિ ! ૦ ૧

કૃપાકૌમુદી મુદદાયિની તુજ વિકસતાં દયાળ !
અમૃતસિન્ધુતણો પન્થ વિશદ થશે તે જ કાળ,
જગજ્જનનિ ! ૦ ૨

---

*"પ્રિયધામ, પૂર્ણકામ, જપું નામ ત્હમારું."—એ ચાલ.

રહે ખેંચી અન્ધકૂપ ભણી મુને જગજાળ;
દિવ્ય જ્યોતિ ભણી ઊડવા તું શક્તિ દે કૃપાળ!
જગજ્જનનિ! ૦ ૩

દોડી આવું જનનિ! તુજ ઉછંગ, જે છ અમૃતસાર;
પછી ભય ન ધરું, કેમ દહે પછી ભવ-અંગાર?
જગજ્જનનિ! ૦ ૪

મોંઘું પ્રેમ-અમૃત જનની-હૃદયકેરું પીતાં વાર
તુચ્છ જગતતણા અર્થ સર્વ લાગિયા અસાર.
જગજ્જનનિ! મોહરજનિ-તિમિર ઊડી ગયું દૂર!
રેલ્યું દિવ્ય કૌમુદીતણું વિશાળ શાન્તપૂર.
દિવ્યજનનિ! ૫

---

## ભકતસંઘને સંબોધન.

*પદ.

( રાગ ઝિંઝોટી, તાલ એકો, દાદરો. )

આજ ભક્તસાથ નાથચરણ પ્રતે ધાઇયે.
વીસરી વિષયવાસના જ ભક્તિગાન ગાઇયે.
આજ૦

ધારીને ગભીર ધ્યાન
હૃદય પ્રેમભક્તિતાન;
ઈશકૃપાસુધાપાન
કરી કૃતાર્થ થાઇયે. આજ૦ ૧

---

* "આજ શ્યામ મોહે લીની બાંસરી બજાયકે"—એ ગીતની ચાલ.

ઢાળે કુસુમ સુરભિ ભાર,
ઢાળે વિહગ સુરવ સાર;
ઢાળે ઇન્દુ અમૃતધાર,
રજતશી સુહાતી રે. આજ૦ ૨

મન્દ મન્દ ભૃંગ ગુંજે,
અચુત કુસુમ પુંજ પુંજે,
ફૂટયાં મધુર કુંજ કુંજે
બકુલ યૂથિ જાતિ રે. આજ૦ ૩

જોઈ લ્યો પ્રભુકેરી છાય,
મધુર પ્રકૃતિવદન માંહ્ય;
અમૃતસદન ભણી જાય,
ભક્તતણાં વૃન્દ જો. આજ૦ ૪

આવો આવો ભકતવૃન્દ !
નિરખી લિયો પ્રેમસિન્ધુ;
તાતને પદારવિન્દ,
ભકતસંઘ વન્દતો. આજ૦ ૫

---

## અવસાન.

( વસન્તતિલકા. )

અંધારમાં ઝબુકી વીજ વિલીન થાય,
ઉલ્કા સરે ગગનમાં ગગને સમાય,
ગીતધ્વનિ પ્રગટી શૂન્ય વિશે જ ડૂબે,
આનન્દ માનવ-ઉરે પળમાત્ર શોભે. ૧

એ ઇન્દ્રજાલરચના ગમતી તથાપિ
ભારે ભર્યાં હૃદયને ક્ષણુ હર્ષ આપી;
મૌનેથી ઊપની વળી શમિયા જ મૌને
ઝંકાર આ સુખ કરે કહીં બન્ધુઓને, ૨

ઝીલ્યા ગણું સફળ આ ઉર-યન્ત્ર માંહિં
દેવીતણા મધુર નૂપુરનાદ કાંઈ;
છો ને પછી કવિતનૂપુર મૂક થાય,
ઝંકાર નૂપુરતણા નવ વ્યર્થ જાય. ૩

ને નાદ એ સરી જશે વહીં મન્દ મન્દ,
નિઃશબ્દ શાન્તિ-ઉરમાં લય પામી ધન્ય;
તે નાદની સમ વિલીન થઈ હું જાઉં,
ને મૌનના ગહન સિન્ધુ વિશે સમાઉં; ૪

તે વેળ ઓ રસિક બન્ધુ ! હું માગું એક,
માં વીસરી કંઈ જતો મુજને તું છેક;
જો એક અશ્રુ તુજ મ્હેં કદી હોય લોહ્યું,
એકાદ અશ્રુતણું દાન જ યાચું તો હું. ૫



# ટીકા.

**અવતરણુ—પૃ. ૧—૨.**

આ કાવ્યસંગ્રહના નામનો ખુલાસો આ અવતરણમાં મળશે. એક બે શબ્દોમાં એ ખુલાસો આપી સકાય એમ ન્હોતું, માટે આ કાવ્યથી ખુલાસો આપ્યો છે. આ અશક્તિ માટે એક મિત્રે મ્હને કહેલું કે–"એટલી progressમાં ખામી જ કની ?"

આ પ્રકારના અરસિક પ્રશ્નનો ઉત્તર હા ભણીને મૌન જ રાખવું ઠીક છે.

શ્લોક ૨ ચરણ ૩. હૂબહૂ=તદ્રૂપ; અરબીમાં હુબહુ=તેનું તે જ, તે જ જાણે, એમ છે. ( આ શબ્દના 'હૂએહૂબ' 'આબેહૂબ' એમ અશુદ્ધ પ્રયોગો થઈ ગયાછે. ).

શ્લોક ૪—૫. આ વર્ણનમાં પગથી આરમ્ભ કરી માથા સૂધી જવાનો ક્રમ અણધાર્યો જ આવ્યોછે. બાકી, મનુષ્યનું વર્ણન કરતાં માથાથી શરૂ કરી પગ સૂધી જવું અને દિવ્ય વર્ગનું વર્ણન કરતાં ઉલટો ક્રમ રાખવો એ પ્રાચીન સંપ્રદાયનું અનુસરણ અહિં આપોઆપ અને અજાણતાં થઈ ગયુંછે.

શ્લોક ૩ ત્રિભંગ—શરીરમાં ત્રણ ભાગમાં ભંગ–ભંગી–વાંક આવે હેવી સ્થિતિ. કૃષ્ણનું ત્રિભંગી અવસ્થાન સુપ્રસિદ્ધ છે. ઢીંચણ, કમર, અને ડોક ત્રણ ઠેકાણે વારા ફરતી સ્હામસ્હામા આવતા વાંક રાખીને સ્થિતિ કરવી તે ત્રિભંગ.

શ્લોક ૫ પૂર્વાર્ધ—'કેશભાર' એ 'વીંટી વળ્યો' નો કર્તા છે, અને 'મુખચંદ' તે કર્મ છે.

ઉત્તરાર્ધ—'નયનો'—એ 'વાંચે' નો કર્તા.

શ્લોક ૬ પૂર્વાર્ધ—તન્ત્રી=તાર.

હિમગિરિનાં વનોમાં દેવદારનાં ઝાડોમાં જેમ વ્યોમમાં ઠરેલી પેલી ચંદા (ચન્દ્ર) પોતાનાં કિરણો નચવે તેમ એ દિવ્ય કન્યકાની આંગળિયો વીણાના તારમાં રમતી હતી. વીણા વગાડતી આંગળિયોને ચન્દ્રકિરણની ઉપમા આપીછે; દિવ્ય કન્યકાને ચંદાની ઉપમા.

શ્લોક ૬—૭—૮—૯.

આ દિવ્ય કન્યકા તે કવિતાની દેવી ( Muse ). એ વીણા વગાડતી હતી અને ગાન ગાતી હતી; કેમકે હું મન્દ છું. ('મન્દ'–શ્લો. ૭ ઉત્તરાર્ધ): એ સ્વર ઊંચે ચન્દ્રમાં જ વિલીન થઈ જતા હતા.

આંગળીઓ હાલતી જણાતી અને દેવી ગાતી જણાતી હતી (મુખની ચર્યાથી) પરંતુ સ્વર સંભળાતા ન્હોતા, માટે 'એ નવીન દર્શન' હું જોતો હતો, એમ કહ્યુંછે. શ્રવણ થયું તે તો માત્ર નૂપુર-ઘૂઘરી વાગતી હતી ત્હેનું જ. ( શ્લો. ૯ ).

નૂપુર=પગનાં ઝાંઝર.

શ્લો. ૧૦ કિંકિણી=ઘૂઘરા.

આ કાવ્યનો ભાવાર્થ આમ છેઃ—કવિતાની દેવીને હિમાલયના શિખરમાં ઊભેલી કવિ દેખેછે; એ વીણા વગાડેછે અને ગાન કરેછે, પણ તે કવિ—મન્દબુદ્ધિ કવિ—સાંભળી સકતો નથી.—ઉચ્ચ કવિત્વના પ્રદેશમાં પેસવાનો આ મન્દ માનવ કવિનો અધિકાર જ નથી. એ દેવીને વગાડતી અને ગાતી માત્ર **દીઠી** એટલી જ ધન્યતા. માત્ર સંભળાયું શું? દેવી નૃત્ય કરવા લાગી તે વખતે હેના નૂપુરનો ઝંકાર જ સંભળાયો. એ ઝંકાર કવિતદેવીના ગાન કે હેની વીણાના નાદથી અસંબદ્ધ ન્હોતો. એ ગાન અને વીણાના સ્વરમાંથી ઝરતાં અમૃતબિન્દુ એ નૂપુરની ઘૂઘરીઓ ઝીલતી હતી. એમ પરંપરાથી આવેલા મધુર સ્વરનાં કવિના હૃદયરૂપી નાદયન્ત્રમાં ( ગ્રામોફોનમાં ) પડેલા પ્રતિબિમ્બ ફરી જાગૃત કરીને આ કાવ્યસંગ્રહના આકારમાં રસિક વર્ગને અર્પ્યાં છે. પછી એ ગ્રામોફોનના દોષથી માધુર્યમાં ખામી આવે તો તે માટે મૂળ ધ્વનિને–નૂપુરઝંકારને—દોષ દેશો નહિં.

ઉચ્ચતમ કવિત્વનાં તત્ત્વોનો અધિકાર વિરલ કવિને જ હોય એ તત્ત્વ કવિતદેવીના ગાન અને વાદ્યમાં જ સમાયલાંછે. તે પ્રત્યક્ષ શ્રવણગોચર નથી થયાં, પણ દેવીના નૂપુરઝંકાર મારફત ચળાઈને સંસ્કારરૂપે રહેલાં, કવિહૃદયના નાદયન્ત્રદ્વારા પ્રગટ કરાયછે. અર્થાત્, પરંપરાથી આવવાથી તેમ જ નાદયન્ત્રના જ દોષથી આ કાવ્યોમાં ખામી હોય તો તે ખાતે દોષ કવિહૃદયનો જ, કવિતતત્ત્વોના માધુર્ય-નો નહિંજ.

**ભારત જનનીની અશ્રુમાળા—પૃષ્ઠ ૩—૬.**

આ કાવ્યનો ભાવાર્થ કાવ્યમાંથી રહેલાઈથી જ જણાઈ આવે એમ છે. થોડાક ઇશારા જ આપવા બસ છે. હિમગિરિ ઉપર તપ કરતી ઊભેલી દિવ્ય મૂર્તિ તે **ભારત** ભૂમિની અધિદેવી,–**ભારત** જનની. એ જનની પોતાનાં બાળ–ભારતવાસીઓ–ની અધમ દશા માટે શોક કરેછે અને પરમ પિતાની પ્રાર્થના–એ બાળકોના ઉદ્ધાર માટે—કરે-છે. આમ કરતાં પડેલાં અશ્રુ હેના ઉર ઉપર ઠરી જઈને સ્ફટિક મણિની માળા બની રૂહેછે.

કવિ પણ આ શોક સાથે સમભાવ થઈ જનનીની જોડે જ તપ કરવાને ઇચ્છા બતાવેછે. પરંતુ **ભારત**જનની હેને વારેછે ને કર્તવ્યનો ખરો માર્ગ બતાવી કર્મવીર બનવાનું,—બન્ધુઓનો ઉદ્ધાર પોતાના પ્રયાસથી કરવાનું,—કર્તવ્યમાર્ગ સેવવો એ પણ વિકટ છે માટે કર્તવ્યનું તપ કરવાનું,–કહેછે. અને કેટલાક દુઃખના ઉદ્ગાર કાઢી, છતાં નિરાશાવશ ના થઈને કવિને અશ્રુ ઠરીને સ્ફાટિક બની ગયેલી માળા પ્રસન્ન થઈને આપેછે. એ માળામાં અદ્ભુત પ્રભાવ એ હતો કે કર્તવ્યમાર્ગમાં વિઘ્ન આવે તે વખતે આ માળા ફેરવે તો **ભારત**-જનનીનું પ્રાર્થનાનું ગીત ફરી સંભળાય, અને વિઘ્ન દૂર થાય. મત-લબ કે કર્તવ્ય કરતાં વિઘ્નો આવે તે વખતે **ભારત**જનનીનાં અશ્રુથી ભરેલું ગીત સંભારવાથી—અશ્રુ ઠરીને સ્ફટિકમણિ થયેલાં, અર્થાત્

શોકની દશા તજીને ઉત્સાહરૂપ પામેલા ભાવ, હૃદયમાં ધોળવાથી—કર્તવ્ય-માર્ગ સરળ થશે.

કડી—૧ પૂર્વાર્ધ—હિમાલયનાં શિખરો ગગન સૂધી પ્હોંચતાં જણાયછે તેથી તારાઓની માળા ત્હાં ચઢેલી હોય એમ કલ્પના છે.

ઉત્તરાર્ધ—ચાંદની શિખરો ઉપર પથરાય, તેથી ચંદાને બાલિકાની પેઠે રમતમાં અમૃતલેપ કરતી કલ્પીછે.

કડી—૩ 'લેખે' નો કર્તા 'દેવી' અને કર્મ 'કેશભાર' છે.

કડી—૬ દેવદારનાં વન અને ઝરણો (શ્લો. ૪, ૫ ) એ દેવી ઊભેલા ઊંચા શિખરથી એટલાં દૂર, દૂર નીચે હતાં કે હેનાં ગાન ને ઘુઘુરવના ધ્વનિ ફક્ત દેવીના ચરણ આગળ જ પડતા અને તે એ સાંભળતી ન્હોતી; કાંઈક ધ્વનિની મન્દતાને લીધે, ને કાંઈક દેવી તપમાં નિમગ્ન હોવાને લીધે;

અનેરું—

માટે જ એ તપને 'અનેરું' કહ્યુંછે.

અનેરું=જુદા જ પ્રકારનું, અસાધારણ પ્રકારનું. સં. **अन्यतरत्** પ્રા. **अन्नयरं**–ગુજ.–અનેરું. ( આ શબ્દનો ખરો અર્થ ના જાણવાને લીધે, 'અનેરી આશા', ઇત્યાદિ વિચિત્ર પ્રયોગો જોવામાં આવેછે; તેમ જ આ શબ્દ કેવળ કવિતામાં જ વપરાય હેવો છે તે વાત પણ ભૂલી જવામાં આવેછે.)

શ્લો. ૭ ચરણ ૨. વાંસે=પાછળ; પછાડી.

કડી ૨૪/૩ ૨૫/૪—બાળલગ્નને લીધે તીવ્ર દુઃખમાં બાળકીઓ પડે તેથી રૂઢિ રાક્ષસી પોતે રચેલા યજ્ઞકુંડમાં જ હેમને હોમતી કલ્પીછે; અને વિધવાઓ દુરાચારને લીધે દ્વિગુણ ત્રિગુણ પાપના ગર્તમાં (ખાડા-માં) પડેછે, તેથી ત્હેમને એ રાક્ષસી ( વિધવા તે મરણપર્યન્ત વિધવા જ રહે એ ક્રૂર ચાલ ચલાવનારી રૂઢિ રાક્ષસી ) એ રીતે હોમેછે; અને પોતે તો નિષ્ઠુર હૃદયવાળી હોવાથી એ યજ્ઞમાં હોમાતી

બાળકીઓ તથા વિધવાઓને જોતી જોતી અટ્ટહાસ-ખડખડાટ હાસ —કરેછે.

ઉદ્‌બોધન ૧—૨. પૃષ્ઠ ૭—૧૦.

ઈ. સ. ૧૯૧૨ ના નોવ્હેમ્બરમાં 'આર્યન બ્રધરહુડ' તરફથી મુંબાઈમાં 'આર્યન કોનફરન્સ' ભરાયું હતું, તે પ્રસંગ માટે આ બે ગીત રચ્યાં હતાં. બંનેનો ભાવાર્થ એક સરખો જ છે; માત્ર ગીતની ચાલ ફેરવીને રચના કરીછે.

ઉદ્‌બોધન—૧ પૃષ્ઠ ૭—૮,

કડી ૧. પં—૨. નવ જીવન=નવું જીવન.

કડી ૨. નિદ્રિત દેખી આવી ત્હાં—ઇ.

અજ્ઞાન અને મોહની નિદ્રામાં પડયા હતા તેથી જ રૂઢિરૂપી ચોર ( ચોરટી )ને આવવાનો લાગ મળ્યો. જ્ઞાનમાં જાગૃત હોત તો ખોટી રૂઢિયો પ્રવેશ જ ના પામત. ચોર સલામતી ખાતર ઊંઘતા ધર-ધણીને બાંધી લેછે અને પછી હેની મિલ્કત ચોરી લેછે; તેમ રૂઢિયે પણ કર્યું. આપણી મિલકત—અમૂલ્ય જીવનનું તેજ.

કડી ૫. નીચેનાં વચનો જુવોઃ—

**एकवर्णमिदं पूर्वं विश्वमासीद् युधिष्ठिर ।**
**कर्मक्रियाविभेदेन चातुर्वर्ण्यं प्रतिष्ठितम् ॥**

( મહાભારત, વનપર્વ, અ. ૧૮૦. )

**चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।**

( ગીતા, અ. ૪, શ્લો. ૧૩. )

આ પ્રકારનાં બીજાં અનેક વચનો છે.

કડી ૭—"**सत्यमेव जयते** ગજવજો."

અહિં **सत्य मेव जयते** ગજવજો—એમ તાલ આવશે. ( **स** ની બીજી માત્રા ઉપર અને **मे** તથા **ते**ની પ્હેલી માત્રા ઉપર તાલ.)

ઉદ્‌બોધન—૨. પૃષ્ઠ ૮-૧૦.

પ્રથમનું ઉદ્‍બોધન એ કોનફરન્સના આરમ્ભ વખતે ગવાયું હતું; આ બીજું ઉદ્‍બોધન એ કોનફરન્સના અંગે થયેલા સોશિયલ ગેધરિંગ-માં ગવાયું હતું.

આ ગીત ખમાયચ રાગમાં ગવાયછે; તાલ દીપચંદી.

કડી ૫, પં.–૪.

**सत्यमेव जयते**; અહિં તાલ આ પ્રમાણે છે:—

**सत्यमेव जयते** (**स मे ते** સર્વેની પ્રથમ માત્રા ઉપર; **ज**નો તો એક માત્રા છે; **स** (પછીના સંયુક્તાક્ષરને લીધે) બે માત્રાનો છે, પરંતુ હેને ટૂંકાવી એક માત્રાનો લેતાં પ્રથમ માત્રા ઉપર તાલ એમ કહેવાની જરૂર નથી; બે માત્રાનો લેઇએ તો તો બીજી માત્રા ઉપર તાલ ગણવો.

**મ્હારાં રમકડાં**: પૃષ્ઠ ૧૦–૧૪.

આ કાવ્યની કલ્પના સ્પષ્ટ થવા માટે નીચેની મ્હારી નોંધ ઉપયોગમાં આવશે:—

"મ્હારા કવિત્વના બાલ્યકાળમાં તારા, ચન્દ્ર, મેઘ,–એ મ્હારી કવિત્વવૃત્તિનાં પરિચિત રમકડાં હતાં; 'ચંદા' કાવ્યમાં જેમ ચંદા તારા વગેરે જોડે સ્વચ્છન્દ રમતી જોઈછે તેમ મ્હારી કવિત્વવૃત્તિ પણ નિર્દોષ, આનન્દમાત્રથી પ્રેરિત, બાલ્યગુણથી એ ઉત્તમ લોકના પદાર્થો સાથે સમાનભાવથી રમતી હતી.

"આ 'કુસુમમાળા'નાં કાવ્યોના સમયની સ્થિતિ હતી. પછી 'હૃદય-વીણા'નાં કાળમાં હું ઊંચા, ઝીણા, આકાશમાર્ગમાંથી નીચે પડયો! પડયો કહું? શા માટે? કાંઇ જ નહિં. મ્હારી કવિતા જુદા પ્રદેશમાં વહી; ગમ્ભીર પ્રવાહમાં પડી; જે બાલ્યકાળમાં મ્હારાં રમકડાં હતાં,—જે'ને સ્વચ્છન્દ અડકતાં હું ડરતો ન્હોતો,—તે હવે મ્હને ગમ્ભીર ભાવની સૂચનાઓ કરનારાં જણાયાં, અને માન, ભય, વગેરે મિશ્ર ભાવથી (awe થી) તે તરફ મ્હારી વૃત્તિ રહી. બાલક, (buoyant)

બાલક, ગુમ થયો; The still sad music of humanity નું ગમ્ભીર શ્રવણ કરનારો પૂર્ણાવસ્થાનો પુરુષ તે સ્થળે આવ્યો. "

શ્લોક. ૧, ચરણ ૧—૨

માતા પ્રેમથી ને મૃદુ ભાવે પુત્રને ચુમ્બન કરીને જગાડે, તેમ પ્રકૃતિયે મ્હને ચુમ્બન કરીને ( મ્હારા આત્મામાં કવિત્વભાવ પ્રેરીને ) જગાડયો ( સર્વ વિશ્વ અને વૃત્તાન્ત તરફ કવિત્વદૃષ્ટિથી જોવાની શકિત મ્હારામાં ઉદ્‌બુદ્ધ કરી. )

શ્લોક ૩, પૂર્વાર્ધ.—

પાલણામાં સૂતેલું બાળક ઉપર લટકાવેલાં લખોટિયો જેવાં ખેલમણાં પકડીને રમે તેમ રજનિના પટ ઉપર લટકાવેલા તારાઓ ફેરવતો કવિ કલ્પ્યોછે.

શ્લોક ૪.

ચન્દ્રનું બિમ્બ ક્ષયવૃદ્ધિથી ન્હાનું મ્હોટું થાયછે તે પ્રકૃતિ ગૂઢ શકિતથી કોઇક કળ દાબીને ગોળો ન્હાનો મ્હોટો કરતી હોય એમ કલ્પના છે.

કળ = (૧) ચાંપ કે હેવી યુકિતની યોજના.

(૨) કલા; કળા.

એમ શ્લિષ્ટ અર્થ લઇ સકાશે.

શ્લોક ૫ પૂર્વાર્ધ.

સન્ધ્યાકેરી ( સન્ધ્યાની ) સરિતામાં મેઘની રેતીમાં ( રેતી જેવાં પથરાયલાં વાદળામાં ) રમું.

'કુસુમમાળા' માંના 'ચંદા' કાવ્યની નીચેની પંકિત સરખાવોઃ—

" ત્હાં ધને કો ઠામ વેરી ઝીણી રૂપેરી રેત્ય તે "

( પૃષ્ઠ ૯૩, કડી ૯, ચરણ ૧ ).

શ્લોક ૬.

સૂર્ય ઊગે એટલે તો ઉષા લુપ્ત થઇ જાય; ઉષાનું લગ્ન સૂર્ય જોડે

થાય એટલે એ વિલીન થઈ જાય; તે વિલીનતા થતા પ્હેલાં ઉષા એકલી હોય તે વખતે હેની સાથે હું રમું.

શ્લોક ૭. પૂર્વાર્ધ.

ધૂમકેતુના મૂળ ગોળ ભાગ ( nucleus )માંથી લાંબા તેજના લીસોટાનો સમૂહ નીકળેછે તેથી રૂપેરી ફુવારો ઊડાવતો ધૂમકેતુ કલ્પ્યોછે. એ દેખાવમાં કવિનો આત્મા તલ્લીન થાયછે માટે એ ફુવારામાં સ્નાન કરુંછું એમ કલ્પના છે.

ઉત્તરાર્ધઃ—બાળક ફૂવારા વગેરેમાં આનન્દથી ન્હાતું હોય તે દૂર ઊભી ઊભી માતા જોતી જોતી હસે, મલકાય, પોમાઈ જઈને સ્મિત કરે, તેમ કવિને ઉપર પ્રમાણે આનન્દ ભોગવતો જોઈને પ્રકૃતિ મનમાં મલકાતી કલ્પીછે.

શ્લોક ૮. ચરણ ૨

સિન્ધુ વેરાન જેવો શૂન્ય માટે સિન્ધુનું રણ. ( desert seas એ વચન પરિચિત છે. )

ચરણ ૪.

એકલ તરંગ = દરિયામાં છૂટો એકલો જ પડેલો મોજો; તરંગ-માળમાંનો નહિં; પણ છુટ્ટો એક.

શ્લોક ૯ પૂર્વાર્ધ.—

બહુ જ જોરવાળો પવન પર્વતનાં શિખરોને પણ જાણે ડોલાવી નાંખતો હોય એમ કલ્પના કરીછે.

ઉત્તરાર્ધ.—વનમાં વૃક્ષોમાં વગેરેમાં પવનનો ધ્વનિ થાય તે વેણુ–વાંસળી–વગાડી એમ કલ્પના છે.

શ્લોક ૧૨—૧૭ તથા ૧૯—૨૨, તેમ જ ૨૪.

ઉપર આ કાવ્યની ટીકાના અવતરણમાં સૂચવેલો કવિત્વના બાલ્યકાળનો નાશ અને પ્રૌઢ કાળનો આરમ્ભ અહિં આ વર્ણનમાં બિમ્બિત કર્યોછે.

શ્લોક ૧૬.

ગીતા અ. ૧૧, શ્લો. ૨૭ થી ૩૨ વાંચી જોવાથી ભગવાનનું ઐશ્વર રૂપ ( વિરાટ સ્વરૂપ ) જણાશે. એ વિરાટ સ્વરૂપ વિશે કહ્યુંછે કે,

**कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धो**
**लोकान् समाहर्तुमिह प्रवृत्तः**

( ગીતા, અ. ૧૧, શ્લો. ૩૨. )

તેથી અહિં મરણરાક્ષસને વિરાટ સ્વરૂપવાળો કલ્પ્યાનું સરખાપણું સમઝાશે.

ભગવાનના ઐશ્વર રૂપ ( વિરાટ સ્વરૂપ )નાં મુખોમાં સકલ વિશ્વના પદાર્થો પેસતા બતાવ્યાછે ( ગીતા, અ. ૧૧ શ્લો. ૨૭-૨૯ ખાસ જુવો) તેમ અહિં મરણરાક્ષસના વિકાસેલા મુખમાં કવિનાં રમકડાં દેખાતાં વર્ણવ્યાંછે.

ક્રીડનદ્રવ્ય = રમકડાં; ક્રીડન = રમતું; દ્રવ્ય = પદાર્થ; રમવાની વસ્તુ.

શ્લોક ૨૦.

મૃત્યુ અને જીવનમાં મળતા અનેક દુઃખપ્રસંગો ( હૃદયને આઘાત આપનારા ક્ષોભ ) ને પરિણામે કવિનાં રમકડાંની મૂળ વિલાસમય છાયા લુપ્ત તો ન થયેલી પણ ત્હેના ઉપર ઘેરી છાયાનો પટ એઠેલો; ( માટે કારમા રંગ અર્પેલા કહ્યાછે; ) આ પરિણામથી એ પદાર્થોની સૂચકતા વધવાથી કીમત વધીછે; માટે 'અમોલાં અદકાં બન્યાં.' ઉપર ઊતારેલી મ્હારી નોંધના સંધાનમાં લખ્યુંછે કેઃ—"આ રૂપાન્તર થવામાં લાભ થયો કે હાનિ તે શું કામ તપાસું ? છતાં મ્હને તો લાભ જ થયો લાગેછે. પ્રકૃતિ અને ઈશ્વરના જગત્‌નું પૂર્ણ સ્વરૂપ જોવા માટે આ બંને અવસ્થાની જરૂર છે. અને સત્ય તે આ રીતે બહુરૂપી જ છે. માટે આ લાભ જ ગણુંછું."

શ્લોક ૨૧—૨૨.

આ કારણથી એ રમકડાંનું દ્વિવિધરૂપ અને હેની કીમત આ શ્લોકોમાં સૂચવ્યાંછે.

શ્લોક ૨૩–૨૪.

ગઝલ—આ શબ્દનો ફારસીમાં તો અર્થ ode અથવા તો sonnet, અમુક પ્રકારનું ગીતકાવ્ય, એમ છે; કોઇ છન્દનું એ નામ નથી. પરંતુ ગુજરાતીમાં રૂઢ થઈ જવાથી છન્દનાં કેટલાંક રૂપ માટે આ શબ્દ વપરાયછે તેથી સ્વીકાર્યોછે.

શ્લોક ૨૫, ઉત્તરાર્ધ.

પ્રૌઢ બાળ; રમકડાંના દ્વિવિધ સ્વરૂપને પ્રતિરૂપ કવિનું સ્વરૂપ દર્શાવનારા આ શબ્દો છે. બાલ્યકાળના સંસ્કાર તજ્યા વિના પ્રૌઢભાવની છાયા લીધી માટે પ્રૌઢબાળ.

શ્લોક ૨૬.

કેટલાંક બાળકો હેવાં હોયછે કે પોતાને પ્રિય રમકડાં ઊંઘમાં પણ હાથમાંથી છોડતાં નથી; એક બાળકી તો હેવી જોઈ હતી કે ઊંઘમાં ને ઊંઘમાં એક હાથમાંથી બીજા હાથમાં રમકડું બદલે, પણ દૃઢ પકડેલું છોડે નહિં.

શ્લોક ૨૫–૨૭.

પ્રકૃતિમાતની સંગતિમાં જ હમેશાં રહીને અદ્‌ભુત આનન્દ અનુભવવો, તથા મરણપર્યન્ત પ્રકૃતિની પ્રેરણા તથા બોધ આત્મામાં ઊતારવાં, તે જ પ્રકૃતિના ઉછંગમાં સૂઈને સ્વપ્નસુખ અનુભવવું, તથા પ્રકૃતિનાં મૃદુ ગમ્ભીર હાલેડાંનાં ગીત સાંભળવાં.

**દિવ્ય આશા.**—પૃષ્ઠ ૧૫.

આ જીવનમાંની ક્ષુદ્ર આશાઓનું પરિણામ બહુધા નિરાશા, દુઃખ ઇત્યાદિમાં આવેછે. પરંતુ પરજીવનની પારમાર્થિક આશા, તેમ જ આ જીવનમાંની ઊંચા દિવ્ય ભાવોની આશા કાયમનાં સુખ, આનન્દ, આપેછે. આ દિવ્ય આશાને સ્વર્ગમાં વસનારી, પણ મનુજ લોકમાં ઊતરી

આવીને સર્વને કુસુમો આપતી, સર્વને મધુર ગાન સંભળાવતી, અર્થાત્ સુખ આનન્દ આશ્વાસન આપતી દિવ્ય સુન્દરી કલ્પીછે, તે પોતે આ કાવ્ય બોલતી દર્શાવીછે.

કડી ૩, પં. ૧

આ જીવનના આઘાત, દુઃખ વગેરે તે કઠોર શોર.

કડી ૪.

જગત્‌ના મોહક પદાર્થો રજૂ કરનારી લોભાવનારી દુષ્ટ વૃત્તિ ત્હેના હાથમાં બીન ( વીણા ) છે; પરંતુ એ લોભનોનું કૃત્રિમ માધુર્ય હેના બેસૂરા ધ્વનિ, દિવ્ય આશાએ આપેલાં સુખના ખરા માધુર્ય આગળ, દિવ્ય વાદ્યનાં તાન લેવાય તે વખતે, તદ્દન બંધ પડી જાયછે, મૂક થાયછે.

દિવ્ય આશા જગત્‌નાં પ્રલોભનોને બળહીન કરી નાંખેછે—એ તાત્પર્ય.

કડી ૫, પં. ૧.

'ગભીર લોલ.'—બીજી કડીઓમાં આ ઠેકાણે આવતા 'રે લોલ' શબ્દોમાંનો 'રે' એક માત્રાનો જ ગવાયછે, એટલે 'ગભીર લોલ' માં 'ગભીર' નો 'ર' એક માત્રાનો કર્ણક્ષતિ નહિં કરે.

સાયંકાળે સિન્ધુ શાન્ત ગમ્ભીર ગાન કરતો હોયછે, અને આકાશ-માં સૂર્યાસ્તના વિવિધ રંગ પ્રગટેછે અને વિલીન થાયછે ( માટે 'રંગ રમે રાસ' ), તે સમયે એકલી ઊગેલી તારાકણીનું રૂપ ધારણ કરતી દિવ્ય આશાને અહિં ચીતરીછે. એ શાન્ત પરિસ્થિતિમાં સુન્દર તારાકણી કવિહૃદયમાં દિવ્ય આશા જેવા જ ભાવ પ્રેરેછે તેથી આ કલ્પના કરીછે.

**દૂર, દૂર, સુદૂર એ.—પૃષ્ઠ ૧૬-૧૭.**

શૂન્ય અસીમ સાગર, સન્ધ્યાનો વિલક્ષણ પડદો, તારા જડેલું રાત્રિનું ઊંડાણ, સુવર્ણરંગી હિમાલયનાં બરફવાળાં શિખર,—એ સર્વ દૂર, દૂર રહેલી, અગમ્ય રચનાઓને જોતાં વાંત એ પદાર્થોની

પણ પાર, અતિ દૂર રહેલી કોઇ ગૂઢ વસ્તુ, વાતો, કવિ દેખેછે; અર્થાત્ એ રચનાઓ ઉપર ધ્યાનસ્થ નજર નાંખતાં ગૂઢ સત્યો, સ્થિતિયો, આ જીવનથી અતિ દૂર રહેલી–ના બોધ ઊંડા થાયછે. અને મૃત્યુએ હરી લીધેલાં પ્રિયજનો, અને પરજીવનની ભૂમિ, એ આ ધ્યાનસ્થિતિમાં પ્રત્યક્ષવત્ થાયછે. આ તાત્પર્ય આ કાવ્યનું છે.

શ્લોક ૨. જવનિકા = પડદો.

શ્લોક ૩. વિતાન = ચંદરવો; canopy.

શ્લોક ૫–૬–૭.

પાંચમા શ્લોકને અન્તે ભાવઘટના કહીછે ત્હેનું વ્યક્તારૂપ શ્લો. ૬ તથા ૭ માં બતાવ્યુંછે.

શ્લોક ૬.

'દૂર તેમ અદૂર એ'; આ જીવનમાંથી ગયેલાં માટે દૂર; ભાવ-કલ્પનાબળે નયનસંમુખ સ્ફુરે (હાલે) માટે અદૂર. **तद् दूरे तद्वन्तिके** એ વચનને અહિં નવા રૂપમાં મૂક્યુંછે, જો કે હેનો મૂળ અર્થ તો હાના કરતાં અતિશય પ્રૌઢ કક્ષાનો છે.

શ્લોક ૭.

પરજીવનનું દર્શન આ જીવનમાં તો સ્વપ્નના પ્રકાશવાળું જ સંભવે. આ જીવનના સંકોચ જ હેવા છે. આ જીવન પાર ગયા પછી સ્વપ્ન તે પ્રત્યક્ષ થઈ સ્વપ્નનું નૂર તજી પોતાના સુગમ્ય તેજથી પરજીવન પ્રગટ થશે.

**ચિત્રવિલોપન**—પૃષ્ઠ ૧૭–૨૦.

રત્નાગિરિ જિલ્લાની ઉત્તરની હદ સાવિત્રી નદીની છે. હેના મુખ આગળ ઠેઠ સમુદ્રકિનારે બાનકોટનો કિલ્લો–પર્વત ઉપર–તથા ગામ છે. અંગ્રેજી અમલ શરૂ થતાં ત્હાં લશ્કર રહેતું હતું. ત્હાં કબરસ્તાનમાં એક કબર ઉપર નીચે પ્રમાણે લેખ છે:—

"Here lie the remains of Mary Sophia Marcia, aged 26 and Ellen Harriet, aged 32 days,

the beloved wife and daughter of Arthur Malet of the Bombay Civil Service. They, with thirteen boatmen and attendants, were drowned on the bar of the river Savitri on the night of the 6th, December 1853."

આ નદીના મુખમાંનો bar–દાંડો–જરાક વિષમ છે; સમુદ્રનું વ્હેણુ અને નદીનું વ્હેણુ બે સ્હામસ્હામાં મળી વિષમ તરંગો થાયછે.

ઉપરના ઊતારામાંના કરુણુ વૃત્તાન્ત ઉપર આ કાવ્યની રચના છે; હેમાં કાવ્યનાયિકા નવી જન્મેલી પુત્રીને લઈને પતિ કને આવતી હતી; એ તો ઉઘાડી રીતે ખરી વાત છે; પણુ પતિ કિલ્લામાં હતો, અને સમય સૂર્યાસ્ત પછી તરતનો હતો વગેરે કેટલાક ભાગ તથા બધાં વચન કલ્પિત છે, એ કહેવાની જરૂર નહિં પડે.

શ્લોક ૧.

શુક્રનો તારો અને સન્ધ્યા એ ચિત્રનાં અંગ કલ્પનાથી મૂક્યા પછી વિચાર આવ્યો કે તા. ૬ ઠ્ઠી ડીસેમ્બર ૧૮૫૩ નો વૃત્તાન્ત છે તો તે અરસામાં શુક્ર સાંઝનો તારો હશે કે સ્હવારનો? નહિં હોય તો પણુ એ કલ્પિત રંગરેખા જરૂરની છે, માટે રાખવી. એ ચિત્ર-રેખામાં કાવ્યની નાયિકા અને હેની બાલિકાનું સામ્ય, એ નાયિકાના ભાવનું પ્રતિબિમ્બ, અને તે વખતે થવાના કરુણુ બનાવની પૂર્વચ્છાયા, વગેરે ધ્વનિ સમાયા હોવાથી એ અંગનો ત્યાગ કરવો નહિં એમ ઠરાવ્યું.

પણુ સુયોગે *તપાસ કરતાં જણુાયું કે, ઈ. સ. ૧૮૫૩ ના મેની તારીખ ૧૩ મીથી ૧૮૫૪ ના ફેબ્રુઆરીની ૨૮ મી સૂધી શુક્ર સાંઝનો

---

* મ્હારા મિત્ર મિ. મંચેરજી ખરેઘાટને પત્ર લખીને આ બાબત પૂછેલું; હેમનું ખગોળશાસ્ત્રાદિકનું જ્ઞાન ઘણું છે; હેમણે તા. ૯ મી ડીસેમ્બર ૧૯૦૮ ના પત્રમાં આ બાબત પૂર્ણ માહિતી આપીને સદરહુ સ્થિતિ ખરી હતી તે જણાવ્યું હતું.

તારો હતો, ( થોડા દિવસ સૂર્યની બહુ સમીપ હોવાથી અદૃશ્ય હોય તે બાદ કરતાં ). એટલે ૬ ઠ્ઠી ડીસેમ્બર ૧૮૫૩ ને દિવસે એ સાંઝનો તારો, અને હેવી સ્થિતિમાં, હતો કે સૂર્યાસ્ત પછી બહુ વખત થોભેલો નહિં; આ આકસ્મિક સંયોગ પણ વૃત્તાન્તના વર્ણન જોડે મેળમાં જ આવેછે; હોડી ડૂબી તે પ્હેલાં થોડીવાર શુક્ર જણાતો હતો; ડૂબી પછી એ પણ તરત અસ્ત પામ્યો.

શ્લોક ૧, ચરણ ૪.

'રવિનાથ' એ 'જોતી રહી' નું કર્મ છે.

શ્લોક ૧.

સન્ધ્યા, શુક્રતારાકણી, અને રવિનાથ ( પતિ રવિ )—એ ત્રણ દ્વારા આ વાર્તાની નાયિકા, હેની બાળકી, અને હેનો પતિ ( કિલ્લામાં અદૃશ્ય રહેલો ) ધ્વનિત થાયછે.

શ્લોક ૨.

સન્ધ્યાની વર્તમાન સુખમાં સંલગ્નતા, સમીપના ભાવિ–અનુભવવાનાં સુખો–નાં ગાન સાંભળવામાં નિમગ્નતા, અને તેથી પાર રહેલું લયકાળનું ચિત્ર તે તરફ અલક્ષ;–આ સર્વે વાર્તાનાયિકાની સ્થિતિનાં ધ્વનન કરેછે; પોતાની બાળકી તરફ પ્રેમમાં તલ્લીન, તરત જ પતિને મળવાની આશામાં ઉલ્લાસભરેલી, અને તે પછી ડૂબવાનો અકસ્માત્ થવાનોછે તે ભાવિથી અજાણી આ નાયિકા હતી.

શ્લોક ૨, ચરણ ૨–૪.

ભાવિ (ચ. ૨) તે સમીપનું આ જીવનનું ભાવિ. લયકાળનું ચિત્ર (ચ. ૪) તે દૂરનું ભાવિ.

શ્લોક ૬.

હવે ખલાસીઓને સંબોધવું મૂકી દઈને પોતાની બાળકી ભણી વળીને સ્વગત બોલેછે;—

"લાડકી મુજ" ઇત્યાદિ.

એક માસની છતાં અગણ્ય દિવસની લાગવાનું કારણ ગાઢ પ્રેમ અને સતત લાલન.

શ્લોક ૭–૧૫.

આ બાળકીને સંબોધીને વચન છે, પરંતુ માંહિં માંહિં (શ્લો. ૯, ૧૧, ૧૪, ૧૫) સ્વગત વચન તેમ જ બાળકીને સંબોધીને એમ મિશ્ર રૂપ છે.

શ્લો. ૮, ઉત્તરાર્ધ.

પ્હેલ વ્હેલી જ ત્હને ત્હારા પિતા જોશે તેથી ત્હેના ચિહ્નરૂપ ચુમ્બનો ત્હને કરશે. 'આંકતાં' (= ૦નું ચિહ્ન પાડનારાં) એ 'ચુમ્બનો' નું વિશેષણ છે.

શ્લોક ૧૦.

પતિપત્નીનાં હૃદયોને સાંધનારી પ્રેમસાંકળીને વધારે દૃઢ કરીને બીડનારી કડી–સુવર્ણની કડી (કીમતી)—એ બાળકી હતી; એમ તાત્પર્ય છે.

'ઉત્તરરામચરિત' નો નીચેનો શ્લોક સ્મરણમાં આવશેઃ—

अन्तःकरणतत्त्वस्य दम्पत्योः स्नेहसंश्रयात् ।
आनन्दग्रन्थिरेकोयमपत्यमिति बध्यते ॥

સ્નેહના યોગથી રૂડી દંપતી–ઉરતત્ત્વની
આનન્દગ્રન્થિ બંધાયે એક મોંઘી અપત્યની.

શ્લોક ૧૧.

બાનકોટના કિલ્લા ઉપર વાર્તાનાયિકાનો પતિ દૂરથી આવતી હોડીમાં રહેલી પત્નીની તરફ નિશાની તરીકે પોતાનો ધોળો રૂમાલ ઊંચો પવનમાં હલાવેછે તે ફરફરતો નાયિકા દેખેછે. એ જોવાની સાથે હેના હૃદયમાં પણ ઉલ્લાસ, મળવાની આતુરતા, ઇત્યાદિ ભાવ સ્ફુરવાથી હૃદય ધબકેછે, થરથરેછે, અને પ્રેમના ગૂઢભાવ (મન્ત્રો) હૃદય અનુભવે-છે.,–એ ભાવ હૃદયમાં વ્યક્ત, મૂર્ત, રૂપ જાણે પામતા તેથી પ્રેમમન્ત્રો ભણેછે; હૃદયમાં પ્રેમના ભાવ અનુક્ત વાણીમાં પ્રગટ થાયછે.

પવનમાં ફરફરતો રૂમાલ અને પ્રેમોલ્લાસાદિક ભાવમાં થરથ: હૃદય એ ઉપમાનોપમેય છે, કારણકાર્યનો સંબન્ધ છતાં. પવન તેમ ઉલ્લાસાદિક ભાવ વ્યઙ્ગ્ય છે; સ્પષ્ટ શબ્દમાં દર્શાવ્યા નથી.

શ્લોક ૧૨.—ચરણ ૧.

'હા' એ બે માત્રા વધારાની છે–ચોથા ચરણના માપનું જ પ્રથ ચરણ છે; તે સહેતુક છે. 'હા' એ ઉદ્‌ગારમાંથી પ્રગટ થતા ભાવ તીવ્રતા દર્શાવવા માટે આમ પદ્યરચના જરાક ફેરવીછે.

બુલ્બુલ—કાલું મીઠું લવતી બાળકીને બુલ્બુલ કહ્યુંછે. ૨ માસની બાળકીના અવ્યક્ત ધ્વનિ જ ઉદ્દિષ્ટ છે.

ચરણ ૨. કૂજતું—પક્ષીઓના જેવા ગાનને કૂજન કહેછે.

કલરવ—કાલો મધુર (કલ) અવાજ (રવ).

ચરણ ૩. એ અમી–ત્હારું કાલું કૂજન.

શ્લોક ૧૩.

બાળકીનાં મીઠાં કૂજનને લીધે જ આ લોકમાં સ્વર્ગનું તેજ ઝળક જેવો આનન્દ થાય એમ ભાવ છે.

શ્લોક ૧૪, પૂર્વાર્ધ.

માતાઓ વ્હાલના ઊભરામાં અણસમઝણાં બાળકને પોતે સમઝે હેવી વસ્તુઓ બતાવી ત્હેમાં આનન્દ મેળવતાં કલ્પેછે સુપરિચિત છે.

પરંતુ ઉત્તરાર્ધમાં એ શુકકણી કરતાં પોતાની બાળકીને અ સુન્દર કહેવા માટે પૂર્વાર્ધમાંની વાતનો ઉપયોગ થયોછે.

શ્લોક ૧૫, ચરણ ૪.

આનન્દસિન્ધુમાં હું બૂડી એમ કહેવાની સાથે જ નાવ ઊથ જઈને ખરેખરા સિન્ધુમાં પોતે તથા બાળકી ડૂબી જાયછે, તેથી વચનમાં આગામિસૂચકતા છે.

શ્લોક ૧૭.

નાવ ઝડપથી ડૂબેછે હેને પ્રતિરૂપ ભુજંગી છન્દની ત્વરિત પદગતિ છે.

શ્લોક ૧૮.

ચરણ ૩—સિન્ધુના ઉદરમાં સન્ધ્યા અને શુક્ર લીન થયાં અને આમ આ વાર્તાનાયિકા અને હેની બાળકી પણ સિન્ધુમાં ડૂબી ગયાં એમ વ્યઞ્જનાદ્વારા બે ચિત્રોનાં પ્રતિબિમ્બ સૂચવાયછે.

ચરણ ૪.—આ કરુણ બનાવતું ગૂઢ ધ્વનન કરતાં ગાન સિન્ધુએ ગાયાં એમ ધ્વનિત અર્થ છે.

## વિરાગિણીની વીણા—પૃષ્ઠ ૨૧-૨૬.

આ કાવ્યમાં જગતના અન્યાયમય આઘાતોને લીધે વિરક્ત થયેલી કોઇક યુવતી વિજન સ્થળમાં નદીકિનારે બેશીને વીણા લઈને બેઠેલી કાંઇ ગાન કરતી દેખાયછે. વીણા એ યુવતીની એકલી જ સખી હતી; જગત્ હેને અન્યાયથી દૂભતું હતું, પણ વીણા હેની અચલ મિત્રભાવથી રહેલી સુખદુઃખની ભાગિની હતી; સુખમાં આનન્દમય ધ્વનિથી વૃદ્ધિ કરતી અને દુઃખમાં સમભાવવાળા કરુણ ધ્વનિથી આશ્વાસન આપતી; સુખ અને દુઃખના ઊભરા વીણાના ધ્વનિમાં કઢાતા હતા. તે છેક સૂધી સુસ્વર વાગતી હતી; અને આજ એકાએક સંગીત હેમાંથી નીકળી જ સકતું નથી. તેથી એ યુવતી પોતાની વીણાને સંબોધન કરીને અનેક ભાવ દર્શાવેછે.—હાવા અનુભવ ક્વચિત્ સંગીતકલાના સેવકોને થાયછે; કયમે કર્યું ધાર્યું સંગીત–કંઠમાંથી કે વાદ્યમાંથી–ઉત્પન્ન થાય જ નહિં; પ્રેરણાજનિત ઊર્મિ આવે જ નહિં. એ અનુભવ પણ અહિં પ્રસંગ-વશાત્ પ્રગટ કર્યોછે. આ વિરાગિણીને તો આ પ્રસંગ–પોતાની કરુણ વૃત્તાન્તની સ્થિતિને લીધે, એકલી એક વીણા જ હેના પક્ષમાં રહેલી તેથી–વિશેષ વિષમ અને દુઃસહ બન્યોછે. તેથી જ વીણાને કરેલા સંબોધનમાં અનેક અનેક ઉદ્ગારો આવેછે.

શ્લોક ૧, ૪.

અહિં 'મધુર રવ,' 'ગીત–અમીરસ' કહ્યાછે તે વીણાના ધ્વનિના નહિં; વીણા તો 'સહસા મૂક' થઈ છે (શ્લો. ૬); એ રવ અને ગીત તે યુવતિના કંઠમાંથી ઉત્પન્ન થયેલાંછે. વીણાને સમ્બોધન કરેલું તે લાંબુ ગીત જ છે. આમ વિરોધ નથી તે જણાશે.

શ્લોક ૧.

'પલાણીને' નો કર્તા 'રવ' અને કર્મ 'અનિલ' છે.

શ્લોક ૨, ચરણ ૩.

આસન યોગમાં—યોગના આસનમાં.

શ્લોક ૩, ચરણ ૩, ૪.

ચીરમાં પૂરે—એમ અન્વય છે.

શ્લોક ૬.

વિપઞ્ચી, પરિવાદિની—આ વીણાના વાચક શબ્દો છે; પરંતુ અમરકોશ પ્રમાણે સાત તારવાળી વીણા તે પરિવાદિની છે. હેમાદ્રિ પ્રમાણે નારદની વીણાનું નામ મહતી અને તુમ્બુરુની વીણાનું નામ કલાવતી. અહિં વિપઞ્ચી અને પરિવાદિની શબ્દો વીણા સામાન્યના વાચક લેવાના છે.

શ્લોક ૯.

માત—લાડમાં ને વ્હાલમાં છોકરીને, સખીને, મા એમ સંબોધન કરવામાં આવેછે.

શ્લોક ૧૧ ઇત્યાદિ તેમ જ પૂર્વના શ્લોકોમાં પણ વીણાને સજીવ માનીને વચનો કહેલાંછે.

શ્લોક ૧૩. જેમ જીવન પામ્યાથી શરીરમાં રગેરગે લોહી વ્હેછે, તેમ વીણાની રગેરગમાં ( તન્ત્રીઓમાં ) ગાનનું (મધુરસ્વરનું) પૂર વ્હે, એમ કલ્પના છે.

શ્લોક ૧૬.

પુંડરીકના મરણને લીધે મહાશ્વેતા એકાન્ત વનમાં અચ્છોદ સરો·

વરના કિનારા ઉપર **મહાદેવના** દહેરામાં રહી વીણા સાથે ગાન ગાતી **ચન્દ્રાપીડે** સાંભળી એ વૃત્તાન્ત 'કાદમ્બરી' કથામાંનો સુપ્રસિદ્ધ છે.

'બાંધ્યાં'—નો કર્તા '**મહાશ્વેતાએ**'–અધ્યાહૃત.

**મહાશ્વેતાએ** કરમાં અનુપમ વીણા લઈને, અને દિવ્ય ગાન રેલી રહીને, મોહમન્ત્રવડે કાંઈ બાંધ્યાં.—એમ અન્વય છે.

કર = કરમાં. સપ્તમીનો પ્રત્યય 'એ' લુપ્ત.

શ્લોક ૧૭.

**જયદેવની** પત્ની **પદ્માવતી** પૂરેપૂરી પતિવ્રતા હતી. એકવાર રાજાની રાણીઓ પાસે **પદ્માવતી** બેઠી હતી અને કોક **સ્ત્રીના** વર ગુજર્યાની વાત થતાં કોઇએ બોલ્યું કે હેની સ્ત્રી સતી થવાનીછે. આ સાંભળી **પદ્માવતી** બોલી:—" એ સતી તે કે'વી ? ખરી પતિવ્રતા હોય તો પતિનું મરણ થયું જાણવાની સાથે જ હેના પ્રાણ છૂટે. " રાણીઓ આ વાત મનમાં રાખી રહી. કેટલેક કાળ ગયા પછી રાજા કને **જય**દેવ કવિને પ્રવાસે મોકલાવ્યા; બીજે દિવસે રાણીઓએ **પદ્માવતીને** ર્‌હોંચે એમ વાત ચલાવી કે **જયદેવને** રસ્તામાં વાઘે મારી નાંખ્યા! તરત જ **પદ્માવતી** મૂર્છા પામી મરણોન્મુખ થઈ. રાણીઓને વાત જણાતાં ગભરાટ થયો, સવારો દોડાવી **જયદેવ** બહુ દૂર ગયા નહોતા ત્હેને બોલાવી આણ્યા; પોતાની પત્નીને મરણમૂર્છામાં પડેલી દીઠી એટલે હાથમાં વીણા લઈને **જયદેવે** પોતાની એક અષ્ટપદી ગાવા માંડી; એક એક કડી ગવાતી ગઈ તેમ તેમ ક્રમે ક્રમે મૂર્છા ઘટતી ગઈ, અને અષ્ટપદી સમાપ્ત થતાં પૂર્ણ ભાનમાં આવીને નવું જીવન પામી પતિને ભેટી.

આ રસિક દંતકથાનો ઉલ્લેખ આ શ્લોકમાં છે. '**ગીત**ગોવિન્દ'નો અનુપમ કવિ **જયદેવ** સર્વને જાણીતો હોવો જ જોઇયે.

"તજી સ્વપ્ન જાગી"—મૂર્છાવસ્થા તે એક પ્રકારની સ્વપ્નાવસ્થા જ માનીછે.

શ્લોક ૧૮.

શ્લોક ૧૬ મા તથા ૧૭ મામાં **મહાશ્વેતાની** અને **જયદેવની** વીણા-

ઓનું વર્ણન મૂકવાનો ઉદ્દેશ આ શ્લોકમાં જણાશે. એ વીણાઓ કરતાં પણ સોગણું અધિક માધુર્ય ત્હારામાં આજ હું પૂરીશ; એમ વીણાને કહેછે.

શ્લોક ૧૯.

આ વિરાગિણીના વિરાગનું કારણ હેના પૂર્વવૃત્તાન્તમાં છે; નિર્દોષ છતાં અન્યાયી જગતે દોષિત ઠરાવેલી એ પૂર્વવૃત્તાન્તનો સાર છે. આ હેના પૂર્વવૃત્તાન્ત તરફ ઇશારા શ્લો. ૭ મામાં તથા ૧૫મામાં છે; આ (૧૯ મા) શ્લોકમાં 'નિષ્ઠુર જગ–અપવાદ' અને 'ક્રૂરા જગના ન્યાય' એ વચનોથી એ પૂવવૃત્તાન્તનું કાંઇક વિશેષ સ્પષ્ટતાથી દર્શન થાયછે.

શ્લોક ૨૦.

સુખબન્ધ—સુખની ગૂંથણી; બંનેના અન્યોન્ય હૃદયમાં વસવાથી જણાતો પ્રેમ-તે જ સુખબન્ધ.

શ્લોક ૨૧, ચરણ ૨.

જગજન સાથે સંપ કરીને તું પણ મ્હને તજેછે કે શું? મૌન ધારે, બોલે નહિં-એટલે તજી જ ગણાય.

ચરણ ૩. બન્ધ.– સ્નેહનો બન્ધ; સ્નેહની ગ્રન્થિ.

શ્લોક ૨૧—૨૪.

વીણાને ગાવાનું સૂઝતું નહિં હોય; ઘણીવાર ગાનારાઓને 'શું ગીત ગાઉં?' એમ સંકોચ થઈ આરમ્ભ કરી સકાતો નથી એમ અનુભવ થાયછે; તેમ વીણાને થયું હશે;-આમ માની હેને ગાનના વિષયો, અને ગીતના નમૂના, આ શ્લોકોમાં સૂચવેછે.

શ્લોક ૨૪, ચરણ ૨.

ભાવના ( ideal )ના રસનો એ વિષયો ઉપર ઢોળ ચઢાવીને ગા; કેવળ ભાવનાહીન શુષ્ક વિષયમાં રસ ના હોય.

ચરણ ૪. "હા ! ઓમ !" આ બોલેછે ત્હેની પૂર્વક્ષણે એકાએક વીણામાંથી મધુર સ્વર નીકળેછે ( અલબત યુવતીના વગાડવાને પરિણામે જ; પણ વગાડવાનો પ્રયત્ન કરતા છતાં અત્યાર સુધી તે સ્વર

-હોતા નીકળતા ને હવે નીકળ્યા,—કોઇ ધન્ય ક્ષણની ઊર્મિ-પ્રેરણા-ને પ્રભાવે ). અને પછી આગળના શ્લોકમાં કહેછે.—

"હા ! એમ ગા તું મધુરૌં ગા તું."—ઇ.

શ્લોક ૨૫.

આ શ્લોકમાં વીણાને હેના સૂર પ્રગટ થયા પછી થોડુંક પ્રેમ-સંબોધન કરેછે—અને પછી વીણા વાગ્યાનું પૂરું વર્ણન શ્લોક ૨૬ માં આવેછેઃ—"વાગી વીણા"—ઇ.

અર્થાત્, વીણામાંથી સ્વર-જોઇતા મધુર સ્વર-પ્રગટ થવાની સાથે ક્ષણભર વગાડી, પાછી બંધ પડી શ્લો. ૨૫ મામાંનાં વચનો વીણાને કહેછે-તેટલી જ વાર બંધ રહી પછી તરત જ પૂર્ણ પ્રભાવે વીણામાંથી સંગીત જગાડેછે; એટલે ત્હારે

"વાગી વીણા"—ઇત્યાદિ.

ચરણ ૩. વિરાગિણીના પૂર્વવૃત્તાન્તનો અહિં પણ નિર્દેશ થાયછે. જગત્‌ના આઘાતથી દૂર રહેવા, એ આઘાતની પીડા પણ ના સંભવે એમ, વીણાને લઇને ચન્દ્રમાં વસવાની વિલક્ષણ ઇચ્છા અહિં પ્રગટ કરાઇછે.

'ગાય ત્યાંહિં અબાધ તું,'-ચન્દ્રમાં જઈ વશીશું એટલે ત્હને જગત્‌ની બાધા-મ્હને કે ત્હને-નહિં નડે; એટલે સ્વર બંધ પડી જઈ મૂક થવાની બાધા ( પીડા ) પણ ત્હને નહિં થાય.

ઉત્તરાર્ધઃ—ચન્દ્રમાં નિવાસ કરવો ત્હાં વીણાને બાધા-પીડા-નહિં થાય એ શ્રદ્ધા, અને ચન્દ્ર એ વીણાના તારમાં અમી ભરવાથી અલૌકિક માધુર્ય સધાશે એ વિશ્વાસ;—આ સર્વ વિરાગિણીની ઉત્કટ દુઃખદશાને પરિણામે છે. પરલક્ષી કાવ્ય હોવાથી અહિં અસત્ય ભાવારોપણનો દોષ પ્રવેશ પામતો નથી. આ વિશે રા. મોહનલાલ પાર્વતીશંકર દવેએ કરેલી ટીકા આ સ્થળે ઉતારવા લાયક છેઃ—

"ચન્દ્રમાં નિવાસ, અબાધિત ગાન, ચન્દ્ર ત્હારી તન્ત્રીમાં અમી ભરશે;—એ સઘળી કલ્પનામાં શુષ્ક દૃષ્ટિએ અસત્ય જ છે. લાગણીનો

વેગ અત્યન્ત હોઈને બુદ્ધિની મર્યાદા ઉલંઘી જવાય ત્‍હારે હેવા ચિત્ત-ક્ષોભની દશામાં વિકારભરેલી દૃષ્ટિથી હાવાં ચિત્ર ચીતરાય એ સ્વાભાવિક છે, પણ તેથી એ અસત્ય સત્ય થતું નથી, કવિ હેવી ચિત્તક્ષોભની દશા પામે એ ત્‍હેની કવિતામાં ન્યૂનતા છે, અને આ કાવ્ય જો આત્મ-લક્ષી હોત,—પોતાના ભાવનું કથન થયું હોત—તો તે અસત્યભાવારોપના દોષમાંથી બચી શકત નહિં પરંતુ કવિએ આ શબ્દો એક પાત્રના મુખમાં મૂકેલાછે.

"નિષ્ઠુર જગ—અપવાદ ને ક્રૂર જગના ન્યાય"થી કંટાળેલી, દુઃખમાં ડૂબેલી, એકલી પડેલી, વિરાગિણીને સુખદુઃખમાં ભાગ લેનાર, આ-શ્વાસન આપનાર, જગત્‌ની પીડાઓ ભૂલાવનાર, બાળપણની મીઠી સખી વીણા શિવાય બીજું કોણ હતું? સંસારથી વિરાગિણી બનેલી સુન્દરી વીણાની રાગિણી બની હતી, ત્‍હેના રસમય ઝીણા સુર હેને આનન્દ આપતા હતા.

> "મર્દી એ આઘાત સહુ, વળગીને તુજ કંઠ,
> તુજ હ્રદયે હું, મુજ હ્રદય તું. એમ રચી સુખબન્ધ:
> રૂડી રસરેલ રચીશું."

એમ તે ઇચ્છતી હતી. સૌન્દર્યની ભાવના હેનામાંથી નષ્ટ થઈ ન્હોતી. અમૃતરસ ઝરતા ચન્દ્રની સુન્દરતા એ જોઈ શકે અને ચાહી શકે હેમાં નવાઈ જેવું નથી. દુઃખમાં દિલાસો આપનાર, પ્રેમ રાખનાર, જગત્‌ની નિષ્ઠુરતા વીસરાવનાર પોતાની પ્રિય સખી વીણાને મૌન ધરી રાખતી જોઈને એ વિકારવશ ચિત્ત કોમળ ચન્દ્રની સાથે પોતાનો અને પોતાની સખીનો નિવાસ થાય, અને ચન્દ્રનું અમી પોતાની સખીના ઉપયોગમાં આવે, વળી ત્‍હાંનું ગાન આમ ફરીથી બાધિત થાય નહિં હેવી કલ્પના કરે હેમાં શી નવાઈ? વિરાગિણીના ક્ષોભ પામેલા હ્રદયના ભાવનું કથન આમ સંપૂર્ણ સત્યથી ભરેલું છે."

('વસન્ત,' જ્યેષ્ઠ. સંવત્ ૧૯૬૪, પૃષ્ઠ ૨૨૬).

સહૃદય તત્ત્વપરીક્ષા કરીને રસિક રીતે અને સામર્થ્યથી આ કાવ્યના આ અંશનું રહસ્ય બતાવવા માટે રા. મોહનલાલનો આ સ્થળે પ્રસિદ્ધ રીતે ઉપકાર માનુંછું. પરંતુ જરાક સૂક્ષ્મ ભેદ દર્શાવું ? આ કાવ્ય આત્મલક્ષી હોત તોપણ અસત્ય ભાવારોપણનો દોષ ના આવત; કેમકે હેમાં પણ કવિ પોતાના હૃદયના નબળાઇવાળા ભાવનો આરોપરંગ પ્રકૃતિ ઉપર રંગ્યાની કૃતિ નથી થતી; માત્ર ગમ્ભીર કલ્પનાને બદલે કવિયે ઉલ્લસિત તર્કલીલા કરી એ જ સ્થિતિ થાત; imagination તજીને fancy નો આશ્રય કર્યો એટલું જ થાત.

શ્લોક ૨૬.

વિરાગિણીએ વીણા જોડે 'શિશુપણ થકી બાંધ્યો સ્નેહ' (શ્લો. ૨૧, ચ. ૩); અર્થાત્, બાળપણથી જ વીણાનો અભ્યાસ હેને હતો; તેથી જ આ શ્લોકમાં વર્ણવેલી, પ્રકૃતિના પદાર્થો ઉપરની, અદ્દ્ભુત અસર થાય હેવું સંગીત વીણામાંથી એ પ્રગટ કરી સકી—એમ હેતુ છે.

વીણા વાગી તે પ્હેલાં શાન્તિ પસરેલી હતી; એ શાન્તિમાં વીણાનો નાદ જાગ્યો; છતાં એ નાદે સર્વ પ્રકૃતિને હેરી તલ્લન કરી, કે પાછી શાન્તિ જ પસરી રહી; સર્વત્ર વ્યાપેલું ઊંડું ચૈતન્ય—શાન્ત ચૈતન્ય—સંગીતમાં પોતાની દીપ્તિ બતાવીને શાન્તિરૂપ છતાં નાદરૂપે ચમક્યું—અને વળી અન્તે સંગીતની અસર તરીકે શાન્તિનું રાજ્ય સ્થાપ્યું;—એમ શાન્તિ, શાન્તિભંગનો આભાસ અને વળી શાન્તિ—એમ આ નાદસૌન્દર્યનો પ્રભાવ અદ્દ્ભુત હતો. આમ આ શ્લોકની કલ્પનાનું ફળ છે.

'જળ થિર થયું,—ઇન્દુ થોભ્યો, અનિલ—ઊભો,'—આ કલ્પનામાં પણ અસત્યભાવારોપણ જોવું વાજબી નથી, આ અસત્યભાવારોપણનો વિષય જ નથી; આ વિશે 'અસત્યભાવારોપણ' વિશેના મ્હારા લેખમાં—

ગર્જતો અટકી રહે, ઘડી ઘડી સિન્ધુ મહાન
ઊંડું, વિશાળું, નિર્મળું સાંભળવા એ ગાન.

એ શ્લોક વિશેની ચર્ચા ખાસ જુવો. (વસન્ત;' સં. ૧૯૬૨, પૌષ, પૃ. ૪૪૧ થી ૪૪૪).*

પ્રકૃતિ આ રીતે ગાનને સાંભળી રૂહેતી વર્ણવવાનાં દૃષ્ટાન્તો ઘણે સ્થળે મળશે. પરંતુ જૂની પદ્ધતિનાં કાવ્યોમાં ભાગ્યે જડશે. માટે હેવા એક કાવ્યમાંથી નીચેનું દૃષ્ટાન્ત ધ્યાન ખેંચે હેવું છેઃ—

( કૃષ્ણની મોરલી સાંભળીને )

" જાતાં વળતાં થંભિયાં નદીઓ કેરાં નીર;

*　　*　　*　　*

પવન રહ્યા મુરછાઈને........... "

( લીંબડીના કવિ **મીઠા** દાઢીકૃત રાસ. ત્રીજી સાહિત્ય પરિષદ્‌નો રિપોર્ટ, પૃ. ૨૦૪–૫ ).

તે જ પ્રમાણે **એડવિન આર્નોલ્ડ**કૃત 'The Light of Asia' માંની નીચેની પંક્તિયોમાં પણ આ પ્રકારની કલ્પના છેઃ—

" And round him came into that lonely place
Bands of bright shapes with heavenly eyes and lips
Singing in lovely words the praise of Love
To music of invisible sweet chords,
So witching, that it seemed the night stood still
To hear them, and the listening stars and moon
Paused in their orbits while these hymned to Buddha
Of lost delights. "

( Book VI, p. 164. )

આ કલ્પનાના સંસ્કાર મ્હારા મનમાં અતિ નિગૂઢરૂપે વખતે રહ્યા હશે તે આ કાવ્યમાં આ રીતે પ્રગટ થયા હોય એ અસંભવિત નથી, જો કે મ્હને એ રચતી વખતે હેનું ભાન નહોતું.

---

* આ લેખ 'મનોમુકુર', પૃષ્ઠ ૨૦૧–૨૫૦ માં દાખલ થયો છે.

**દીન બાળક**—પૃષ્ઠ ૨૬-૨૭

જગજ્જનનીને સંબોધીને કરેલી આ પ્રાર્થનાનો અર્થ સ્પષ્ટ જણાશે. આ જીવનમાં પાપપુણ્યનો સ્વીકારત્યાગ માનવની સ્વેચ્છા ઉપર છે; તો પણ દયામય પ્રભુ હેને વિપથ જતો રોકેછે, અથવા તો વિપથ ગયેલાને હેનાં પાપ ધોઈ નાંખીને પાછો સુપથે ચઢાવેછે, એમ પ્રભુની ન્યાય અને દયાના મિશ્રગુણવાળી નીતિના પ્રકાશમાં આ કાવ્ય વાંચવાનું છે.

શ્લોક ૩, કોકિલકૂજન-ઇત્યાદિ.

પ્રલોભનનું પ્રતિરૂપ કોકિલકૂજન છે, પાપનું પ્રતિરૂપ ગર્ત (ખાડો) છે; ઇત્યાદિ જોઈ લેવું.

**ઉત્સવ પ્રસંગે**—પૃષ્ઠ ૨૭-૨૮

મુંબાઇના સેવાસદનના એક વાર્ષિકોત્સવ માટે આ ગીત રચ્યું હતું.

શ્લોક ૩. **ભારતભગિની**—સેવાસદનની ભાવિ સેવિકાઓ; અથવા તે ભાવનાને અનુસરતી સર્વ સમાજસેવિકાઓ.

**ભાવનાસૃષ્ટિ**—પૃષ્ઠ ૨૮—૩૪.

આ જીવનમાં મનુષ્યની ઉત્તરોત્તર વૃદ્ધિ થવા માટે ઉત્તમ ભાવનાઓ (ideals) નિર્માણ થયેલીછે. એ ભાવનાઓની સમીપ મનુષ્ય જેમ જેમ જાયછે તેમ તેમ તે દૂર ખસતી જાયછે, અથવા તે સિદ્ધ થઈ તો પોતાનું ભાવનાસૌન્દર્ય તજી દઈને સિદ્ધ થયેલી ભાવના તે ભ્રંશ પામતી જણાયછે. ("ઉચ્ચભાવનાધ્વંસ" (Decline of High Ideals) એ વિશેનો મરહૂમ મણિલાલ દ્વિવેદીનો લેખ ઈ. સ. ૧૮૯૦ ના ફેબ્રુઆરીના "પ્રિયવંદા"ના અંકમાં આવેલો સર્વેના સ્મરણમાં હશે. એ લેખ "સુદર્શન ગદ્યાવલિ" પૃષ્ઠ ૨૫૪-૨૫૬ માં સંગ્રહાયેલોછે. હેમાંના સિદ્ધાન્તને સ્પર્શ કર્યા વિના અત્રે ઉપરની કલ્પના મૂકીછે.)

આ કાવ્યમાં એમ બતાવવાનો પ્રયત્ન છે કે આ જીવનમાં ભાવનાઓનો સ્પર્શ કરતાં વાંત તે મનુષ્યના હાથમાંથી સરી જતી જણાય-

છે; પરંતુ આખરે ભાવનાઓનું સ્થિર સૌન્દર્ય આત્મજીવનમાં કોઇ ક્રમે ગયા પછી સાધ્ય છે. માનસસરની સમીપનાં કુસુમ, ફળો, શુક્રતારા અને ઉષા–એ આ ભાવનાઓનાં પ્રતિરૂપ તરીકે લીધાંછે.

શ્લોક ૪.

કુસુમફળચોર—કુસુમ અને ફળનો ચોર ( બન્ને );—એ ચોરી લીધાં, ( શ્લોક ૫ તથા ૬ માં એ ચોરી અને હેતું પરિણામ વર્ણવ્યાંછે).

શ્લોક ૬ ઉત્તરાર્ધ—

ગૂઢ તત્ત્વ તે એ જ કે આ જીવનમાં ભાવનાઓની શાશ્વત પ્રાપ્તિ નથી થતી, સ્પર્શ થતાં સરી જાયછે, પણ અંતે આત્મજીવનમાં સ્થિર-ભાવનાના સૌન્દર્યનો લાભ મળશે જ.

શ્લોક ૭–૧૧.

પર્વતના શિખર ઉપર રહીને તારામંડળ વગેરેનો દેખાવ વસ્તુતઃ હેવા જ પાછલી રાત્યના સમયમાં જાતે અનુભવેલો ચીતર્યોછે. અને તે વખતની કેટલીક વૃત્તિયો પણ અનુભવ્યા પ્રમાણે એ વર્ણનમાં પ્રતિબિમ્બિત કરીછે.

શ્લોક ૭ થી ૧૦ સુધીનું વર્ણન આ પ્રમાણે વાસ્તવિક દીઠેલા દેખાવનું છે; શ્લોક ૧૧ ના પૂર્વાર્ધમાં કહેલી વૃત્તિ તે વખતના અનુભવનું પ્રતિબિમ્બ છે; ઉત્તરાર્ધમાંથી કલ્પનાસૃષ્ટિ શરૂ થાયછે, અને શારીરિક નહિં પણ આત્માનું જ ભ્રમણ અને પ્રવાસ આગળ ઉપર ચાલેછે. પૂર્વાર્ધમાંની વૃત્તિ તે વાસ્તવિક દશા અને કલ્પનાપ્રવાસની વચમાંનું પગથિયું છે; શ્લોક ૧૨ માંના પૂર્વાર્ધની વાત માત્ર વાસ્તવિક અનુભવની છે–" તે તરફ ધસ્યો" એટલા ભાગ શિવાય.

જે સ્થળકાળના સંસ્કાર વાસ્તવિક અનુભવના અહિં કહ્યા તે સ્થળકાળની મ્હારી નોંધપોથીમાંથી ઉતારા આપ્યાથી સબળ ભાન થશે એમ ધારી તે આપુંછું:—

"પાલગઢ* તા. ૧૫-૧૨-૭૮ મંગળવાર.

આજ સ્હવારે પાલગઢના કિલ્લા ઉપર થઈને ડુંગરની પેલીપાર તકાવીની જમીનો તપાસવાની હતી તે માટે હું ગયો. ચઢાવ એકાદ ઠેકાણે લપસણો છે. બાકી કઠણ નથી. પેલી મર ઉતરવાનું બહુ જ વિષમ કેટલેક ઠેકાણે છે.

*　　　*　　　*

સ્હવારે પુણાપાંચે ઊપડ્યો હતો, ચન્દ્ર હતો—વદ ૬-૭ મનો, કિલ્લા નીચે ઝાડીનો ભાગ હતો તે શિવાય અજવાળું હતું. કિલ્લાની પર્વતમાળની ટોચ ઉપર પ્હોંચ્યા ત્ય્હારે ૬ વાગ્યા, પેલી મર ઊતરવાનું લપસણું હતું તેથી સૂર્યનું અજવાળું ઇષ્ટ હતું. તેથી અહિં કલાક થોભવું પડ્યું."

(અહિં લાંબી ખુરશી—મજૂરોએ ઊચકીને લઈ જવાની sedan chair જેવી—માં હું પડ્યો પડ્યો ઊંચે જોતો હતો.)

"આ જગા અદ્‌ભુત હતી; બે બાજૂ પર્વતનાં શિખરઃ—એક ઉપર પાલગઢનો કિલ્લો; બેની વચમાં—જ્ય્હાં હું હતો ત્ય્હાં-લાંબી તળાવની પાળ્ય જેટલી જ પ્હોળી અને આશરે બસેં કદમ લાંબી પર્વતની ટોચની ધાર; બે બાજૂ નીચે શાધી, ઢળતી કરાડો, ઉપર ચન્દ્ર બરાબર માથા ઉપર હતો; આકાશમાં તારા હેમનું નિત્યકર્મ-પ્રકાશ રેડયે જવાનું-કરતા હતા. અને અત્યાર સૂધી હું સોધતો હતો તે—પૂર્વમાં—પ્રભાતના તારાજડિત આકાશની રાણી, શુક્રતારા, હતી. શું હેનું પ્રબળ તેજ હતું! ચન્દ્ર અને શુક્રનું તેજ, નીચેની પર્વતમાળાઓ ગૂંચવાયલી પડેલી, માંહિં ધુમસ આછું પથરાયલું, બધી ખીણોમાં—સર્વત્ર વિલક્ષણ શાન્તિમાં રહેલી સૃષ્ટિમાં—છવાયું હતું. અને આ ઉન્નત સ્થાનમાં રહેલો હું પણ જાણે આ આકાશના તારામંડળનો જ એક હોઉં, એ જગત્‌નો એક અંશ હોઉં, એમ લાગતું હતું."

---

* રત્નાગિરિ જિલ્લાનું સહ્યાદ્રિના પર્વતપાદ નીચેનું એક ગામ.

શ્લોક ૮ ચરણ ૪.

સારી દઈ—સરાવી ( ખશેડી ) દઈને; દૂર કરી દઈને; 'સરૂ'નું પ્રેરક 'સારૂ.'

શ્લોક ૧૬—૩૨

શુક્રતારા અને ઉષા એ સૌન્દર્યની મૂર્તિયોના પરમાણુ શૂન્યમાં ગયા પછી, કવિના આત્માને પરમ પુરુષ દિવ્ય પાંજરામાં પૂરેછે. ( શ્લોક ૧૮ ), તે પાંજરું સૂક્ષ્મ અથવા લિઙ્ગ દેહને સ્થાને છે. ( શ્લોક ૧૯ ). અન્તે દિવ્ય ધામમાં સ્થિર ભાવનાઓનો પરિચિત સંપર્ક થતા પ્હેલાં આ પાંજરામાંથી પણ આત્મા છૂટો થઈ ( શ્લોક ૨૫), ભોગાયતનની અપેક્ષા વિના જ, છતાં કેવળ આધ્યાત્મિક પણ વ્યક્ત સ્વરૂપે, રહેલો બતાવ્યોછે. પૂર્વે વેરાઈ ગયેલી ભાવનાઓના પરમાણુમાંથી પાછી એ જ ભાવનાઓ, પણ સત્ય રૂપે, ઘડાઈને ઉપસ્થિત થયેલી આલેખીછે ( શ્લોક ૨૧—૨૪; શ્લોક ૩૧—૩૨ ); ને આત્માને એ અતિપૂર્ણ શુદ્ધ સ્થિતિમાં અનુભવગોચર થાયછે ( શ્લોક ૨૬—૨૯).

શ્લોક ૧૧ ઉત્તરાર્ધ:—કલ્પના કરતાં વધારે તીવ્ર સંવેદનથી આત્મા તારાગણોના અપ્રાપ્ય લોકમાં પણ ક્રમણો કરીને ફરી વળ્યો એમ તાત્પર્ય છે.

શ્લોક ૧૪, ચરણ ૩.

પર્વતટોચ ઉપર રહી તીવ્રસંવેદનબળે તારામંડળમાં ફરી વળીને પણ શુક્રતારાને અડકવા જતાં અણુરેણુ હજાર કડકા થઈ શુક્રતારા છિન્નભિન્ન થઈ; તે સાથે જ ઉચ્ચ ઉડ્ડયનની અશક્તિ થઈ. પણ વળી ઉષાને જોતાં, ત્હેની પાસે પ્હોંચવાના સાધન તરીકે ઘનશકલ ( વાદળાનો કડકો ) વાપર્યો. તે ઉષા પણ પીગળી ગઈ, પછી અધઃપતન થવાને બદલે આત્મા ગગનો વટાવી ઊડયો. ( શ્લોક ૧૬—૧૭ ).

શ્લોક ૧૯, ચરણ ૩. સ્થૂલદેહરૂપી પાંજરું આધ્યાત્મિક સંવેદનવાળા આત્માને બન્ધનરૂપ લાગે; પણ આ લિઙ્ગદેહનું પાંજરું હેતું

સૂક્ષ્મ હતું, શશિકિરણોના શળિયા હેવા અલક્ષ્ય હતા,–કે એ પાંજરૂં બન્ધનરૂપ નહોતું લાગતું.

શ્લોક ૨૨, ચરણ ૧.

તારામંડળોની રાણી—શુક્રતારા.

ચરણ ૨. દિવ્ય સખિયો—બીજી તારા સખીઓ; બીજા તારા.

શ્લોક ૨૩-૨૪. અણુદીઠા દર્પણમાં પોતાનું સૌન્દર્ય જોઈ પોતે જ પોતાના ઉપર મોહી રૂહેતી ( શ્લોક ૨૩ ઉત્તરાર્ધ ). પોતાના અસાધારણ સૌન્દર્યનું પોતાને ભાન હોય હેવી સુન્દરીના મુખ ઉપરની ભાવચ્છાયાનું આ ઉત્પ્રેક્ષાગર્ભ વર્ણન છે. વગર દર્પણે પોતાનું મુખ જોતી હોય એમ મકલા મકલા કરે; એમ લટકા કરે, જાણે બધું જગત્ હેના સૌન્દર્ય ઉપર મોહી જતું હોય. હાવી આત્મભાનમાં લીન થયેલી સ્ત્રીઓની જોડે સરખામણી અહિં કરીછે. એક દક્ષણી નાટકમંડળીમાં સ્ત્રીનો વેશ લેનાર એક નટ આ પ્રકારના હાવભાવ અને મુખચર્યાવાળો મ્હેં જોયેલોછે.

શ્લોક ૨૯, ચરણ ૧. કૃષ્ણ ગોપીઓમાં પ્રત્યેક બે ગોપી વચ્ચે એક કૃષ્ણ એમ બહુતા કરીને રાસ રમ્યાની કથા છે તે ઉપરથી આ કલ્પના મૂકાઇછે.

**મૃત્યુને પ્રાર્થના.** પૃષ્ઠ ૩૪.

સૌ. **સરોજિની નાયડુકૃત** The Golden Threshold નામના કાવ્યસંગ્રહમાંના નીચેના કાવ્યનું આ ભાષાન્તર છેઃ—

Tarry a while, O Death, I cannot die
With all my blossoming hopes unharvested,
My joys ungarnered, all my songs unsung,
And all my tears unshed.

ભાષાન્તરમાં કેટલીક છૂટ લીધેલીછે તે આ જોડે સરખાવવાથી

જણાઈ આવશે, ઉદા૦—પ્રથમ શ્લોકનું ૪ થું ચરણ ગાંઠયનું ઉમેરેલું-છે; અને ૨ જા શ્લોકના ૪ થા ચરણમાં સમાહારરૂપે આરમ્ભના ચરણનું પુનરાવર્તન છે.

**મરણનો ભય.** પૃષ્ઠ ૩૫–૩૬

" Terror of Death " એ નામ આપીને Palgrave ના Golden Treasury નામના સંગ્રહમાં કીટ્સ ( Keats )-નું એક sonnet છે* હેનું આ ભાષાન્તર છે. એ ' સોનેટ ' નીચે ઉતારું છું:—

When I have fears that I may cease to be
Before my pen has gleaned my teeming brain,
Before high-piled books in charct'ry
Hold like rich garners the full-ripened grain;
When I behold, upon the night's starr'd face,
Huge cloudy symbols of a high romance,
And think that I may never live to trace
Their shadows, with the magic hand of chance;
And when I feel, fair creature of an hour !
That I shall never look upon thee more,
Never have relish in the faery power
Of unreflectieg love,—then on the shore
Of the wide world I stand alone, aud think
Till Love and Fame to nothingness do sink.

કડી ૨ પંક્તિ ૧—મૂળમાં romance શબ્દ છે હેનો ભાવાર્થ અહિં 'ગાન' શબ્દમાં પુરો ઊતારી સકાનો નથી. આપણી ભાષામાં જ romance શબ્દનો એક સુશ્લિષ્ટ શબ્દ જડવો કઠણ છે. કોઇ

* Book IV, CCXLIII.

આ ઠેકાણે સુધારો સારો કરે તો સ્વીકારવાને તૈયાર છું.*

પંક્તિ ૫–અહેતુક કવિત જાદુ–Magic hand of chance નું આ સારરૂપ ભાષાન્તર છે. કવિતાની પ્રેરણાને chance ( અણુ-ધાર્યો બનાવ ) નું નામ કવિયે આપ્યુંછે તે એ માટે જ કે કવિત્વની પ્રેરણા કવિની ઇચ્છાને વશ નથી, આવી જાય ત્હારે આવી જાય. માટે ' અહેતુક ' શબ્દ યોજ્યોછે.

પંક્તિ ૭—પીંછી–મૂળમાં આ શબ્દને પ્રતિરૂપ શબ્દ નથી. કવિની તો લેખની જોઇયે પરંતુ ચિત્રકળાના સાધનનો રૂપકદ્વારા ઉપ-યોગ અહિં કર્યોછે; trace શબ્દ ચિત્રકળાનો છે તેથી ખાસ.

કડી ૩ પંક્તિ ૫—અનન્ય લયનો સાર—

આ ' પ્રેમ ' નું વિશેષણવચન છે. મૂળમાં આ મતલબનું વચન છૂટું નથી. પરંતુ unreflecting ( રમતો તજી સર્વ વિચાર) એ અર્થમાંથી —એ વિચારનું નિદાન—પ્રેમી યુગલની અનન્યલીનતા તે ઉપરથી—આ વિચાર વિકસાવ્યોછે. પ્રેમપાત્ર શિવાય અન્ય કોઇનું ભાન ના રહે હેવા લય ( તલ્લીનતા–હૃદય, આત્માની પરસ્પરમાં ડૂબવાની સ્થિતિ ) નો સારરૂપ—પ્રેમ. પ્રેમનું તત્ત્વસ્વરૂપ આ અનન્યલય. આમ ભાવાર્થ છે.

પંક્તિ ૭—મોહની માયા—faery power નો ચરિતાર્થ આ શબ્દોમાં મૂકયોછે; faery શબ્દનું યથાર્થ ભાષાન્તર થવું કઠણ છે.

કડી ૪—પ્રેમ અને કીર્તિ ઉભય ગમ્ભીર શૂન્યમાં (નાસ્તિપણામાં વિનાશમાં, શૂન્યકારમાં) ડૂબી જતાં હું દેખુંછું;—આમ અન્વય છે.

---

* જ્ઞાનબાલ સંજ્ઞાધારીની વિવર્તલીલા નામની લેખમાળામાં Romance શબ્દ માટે એક સ્થળે ' રસિક ઉદાત્તભાવના ' શબ્દો યોજ્યાછે ('વસન્ત' જ્યેષ્ઠ ૧૯૭૭, પૃષ્ઠ ૧૭૧, વિ. લી. ૮ મી ); બીજે સ્થળે કીટ્સના આ કાવ્યના ભાષાન્તરમાંથી ઉતારો આપતાં ' અનુપમ કો ગાન ' ને સ્થળે ' અદ્ભુત અનુપમ ઉડ્ડાન ' એમ યોજના કરીછે. ( વસન્ત, માર્ગશીર્ષ ૧૯૭૮, પૃષ્ઠ ૪૦૬, વિ. લી. ૧૦ મી ).

**મૃત્યુનું મરણ.** પૃષ્ઠ ૩૬–૩૭

Marie Corelli (**મારી કોરેલી**) નું છેલ્લું નોવેલ, નામે Life Everlastiug, વાંચ્યા પછી એક મિત્રે કરેલી સૂચનાથી આ કાવ્ય પ્રેરાયલુંછે. એ મિત્રે 'મૃત્યુ મરી ગયું રે લોલ' એ ધ્રુવપદ સૂચવ્યું અને કહ્યું કે એ બીજ લઈને કાવ્ય રચાય તો ઠીક. થોડા દિવસ પછી મહાબળેશ્વરના પ્રેરણાજનક સ્થાનમાં આ કાવ્ય તરત રચાયું.

આ કાવ્ય વિશે દક્ષિણમાં એક મિત્રની સુશિક્ષિત પુત્રી જોડે વાત કરતાં મ્હને હેણે નીચેનો તુકારામનો અભંગ બતાવ્યો;—

**मरण माझें मरोन गेलें । मज केलें अमर ॥ १ ॥**
**ठाव पुसिलें बुड पुसिलें । वोस वोसलें देहभावा ॥ २ ॥**
**आला होता गेला पूर । धरिला धीर जीवनीं ॥ ३ ॥**
**तुका म्हणे बुनादीचें । जालें साचें उजवणें ॥ ४ ॥**

**( तुकारामाची गाथा, भाग २, अभंग ३५८० )**

આ અભંગની પ્રથમ પંક્તિમાં મૃત્યુના મરણની કલ્પના છે તે અહિં સરખાવવા લાયક છે.

**तमेव विदित्वा अतिमृत्युमेति ।** શ્વેતાશ્વતરોપનિષદ્, ૩.

"હેને (= બ્રહ્મને) જાણ્યા (પછી) મૃત્યુની પાર જાયછે,

આ સંબન્ધમાં 'સ્મરણસંહિતા.' ની પ્રો. **આણંદશંકરની** ટીકામાં ટાંકેલાં વચનો જુવો; (પૃષ્ઠ ૬૮, ૬૯, ૭૦).

કડી ૧—૨. ૩–૪.

પ્હેલી કડી અને બીજી વચ્ચે, તેમ જ ત્રીજી અને ચોથી વચ્ચે, અંદર જણાવેલા પદાર્થોનો ઉપમાન અને ઉપમેયનો સંબન્ધ કાંઈક ગૂઢ રીતે વ્યઙ્ગ્ય છે. વ્યોમમાં ચઢેલી ઉષા અને માતાના ખોળામાં રહેલું બાળક, એ વચ્ચે સામ્ય છે; તેમ જ સિન્ધુના ઉર ઉપર સૂતેલી સન્ધ્યા અને પ્રેમીયુગલ એ વચ્ચે સામ્ય છે. આ રીતે ઉપમાના પ્રદેશ-માં જ ઉદ્દેશ અટકતો નથી; પરંતુ મૃત્યુનો પ્રભાવ જડ ચેતન સર્વની ઉપર છે એ દર્શાવવા બંને જગત્માંથી પદાર્થો લીધાછે,–ઉષા, શિશુ, સન્ધ્યા, પ્રેમી માનવ.

કડી ૪, પંક્તિ ૧.

અવિચારમાં—ભૂતભાવિના વિચાર ભૂલી જઈને માત્ર વર્તમાનમાં જ સુખ માનીને; unreflecting એ શબ્દ પાછલા કાવ્યના મૂળમાં છે અને જે'નો ભાવાર્થ "રમતો તજી સર્વ વિચાર" એ વાક્યથી પ્રગટ કર્યોછે તે ભાવ અહિં છે.

પ્રથમ ૧ થી ૫ કડીમાં મૃત્યુની દુર્જયતા બતાવનારા વિચારો છે. પછી કડી ૬ થી ૧૧ માં હેનો ઉત્તર આપી મૃત્યુને જ મારી નાંખ્યુંછે.

શ્લોક ૬–૭

"તિમિરે જનમ્યું તિમિર જતાં ક્ષણ—ઇ."—અજ્ઞાનરૂપી અન્ધકાર જઈ જ્ઞાન પ્રગટતાં મૃત્યુ નાશ પામે; ભયથી અન્ધકારમાં જેમ ન્હાનાં છોકરાં બાઘોડ જુવેછે તેમ માણુસો વ્યર્થ ભયથી અજ્ઞાનના અન્ધકારમાં મૃત્યુની ભયાનક મૂર્તિ ચીતરેછે; પણ જ્ઞાનની તલવાર અડકતાં વાંત (મારવાની જરૂર જ નહિં, અડકતાં વાંત) જ એ બાઘોડની મૂર્તિ ઊડી જાયછે, મૃત્યુ મરી જાયછે.

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥

(ગીતા, અધ્યાય ૪, શ્લોક ૪૨.)

આ વચનમાં અજ્ઞાનમાં ઉત્પન્ન થયેલા સંશયને જ્ઞાનની અસિ=તલવાર વડે છેદવાનું કહ્યુંછે, તે સંશયને બદલે મૃત્યુ (સંશયથી જ ઉત્પન્ન થયેલા) મૃત્યુને લાગૂ પાડતાં આ કડીઓના અર્થ ઉપર વિશેષ પ્રકાશ પડશે. આ કડીઓ રચ્યા પછી આ શ્લોક જોયો એ સ્વીકારવું જોઇયે.

કડી ૭, પંક્તિ ૧.

વ્યર્થ ભયે રચી મૂર્તિ ભયાનક"—

Cf:

Death is neither friend nor foe,
'Tis but a sound, and nothing more;

× × × ×

A spectre whcih dull fear hath wrought."

(From a poem entitled "The Great Delusion," by Dr. Stuart Close, "The Homeopathic Recorder" of April 1927).

કડી ૮ પંક્તિ ૨.

માયાદેહ—ખરો દેહ નહિં પણ illusion, ખોટી માયાજાળની રચનાથી રચાયલો દેહ; ભ્રમણાથી રચાયલો દેહ.

કડી ૯–૧૧.

માનવનું જીવન તે અમરપણાથી ભિન્ન છે જ નહિં; અમરપણું એ વ્યાપક સ્વરૂપ છે, ત્હેમાં આ દુનિયાનું જીવન તે એક બેટરૂપ છે, અને હેને પરજીવન સાથે જોડનાર મૃત્યુ છે, તે માત્ર અવસ્થાન્તર જ છે. જીવનનું આ તત્ત્વ જોયાને લીધે અમરપણું પ્રગટ થાયછે; એટલે મૃત્યુ વસ્તુ લુપ્ત થાયછે. આમ જીવનરૂપી જ્યોતિની રેલ સર્વત્ર વ્યાપેલી દિવ્ય નયનથી જોતાં વાંત મૃત્યુ લુપ્ત જ થાયછે.

કડી ૧૧.

જગોજગ—દરેક જગાએ; ઠામઠામ. અથવા અસંખ્ય, સર્વ જગતોમાં, બ્રહ્માણ્ડમાં.

**વિધુરનું માયાદર્શન**—પૃષ્ટ ૩૭–૩૮

ઈ. સ. ૧૮૯૬ ના પછીના શુમારમાં '**અપહૃત** કુમુદ' નામની વાર્તા પ્રગટ થઈ હતી; ત્હેના કર્તાએ હેમાં પોતાની મૃત પત્નીને માટે અર્પણકાવ્ય રચી આપવાની માગણી મ્હને કરી હતી. આમ કૃત્રિમ રીતે ઊર્મિ ઉત્પન્ન થવાની અશક્યતા લાગવાથી મ્હેં વારંવાર ના કહી; અને એ વાત મનમાંથી કાઢી નાંખી. પછી કેટલેક મહિને એકાએક એ સ્થિતિની કલ્પના મનમાં જોરથી સ્ફુરી આવતાં સમભાવની વૃત્તિ પ્રગટ થઈ અને એ સ્થિતિમાં આ કાવ્ય રચાયું. તે '**અપહૃત** કુમુદ'માં અર્પણ તરીકે પ્રગટ થયુંછે. આ સ્થિતિને પરિણામે આ કાવ્યમાં ગુણ-દોષનો પ્રવેશ થયો હોય તો, નવાઈ નહિં.

કડી ૨ પંક્તિ ૨–૩. કોઈ નાઠો;–મૃત્યુ તે આ–કોઈ.

કડી ૩ પંક્તિ ૧. ઓ–આ સંબોધન શબ્દ નથી; પણ દુઃખોદ્ગાર દર્શાવનાર શબ્દ છે.

કડી ૪ પંક્તિ ૧. સન્ધ્યાકાળનાં સુવર્ણમય વાદળાંવાળું આકાશ–તે સન્ધ્યાનું સુવર્ણમન્દિર.

ત્ય્હાં પોતાની મૃત પત્નીનું સ્વરૂપ ભાવપૂર્ણ કલ્પનાબળે જુવેછે, તેથી એ માયાદર્શન.

પંક્તિ ૨–૩. જોતાં વાંત પ્રથમ તો એ માનવદેહમાં હતી તે નથી તેથી 'એહ નહિં'–એમ ભાસ થાયછે; પરંતુ તરત જ ઓળખાયછે તેથી 'પણ એહ ગેહલક્ષ્મી મુજ પૂર્વે'–મ્હારી પૂર્વ સમયની ગૃહલક્ષ્મી એ જ એમ જ્ઞાન થાયછે.

કડી ૬ પંક્તિ ૧. મરણ પછી આ જીવનમાં તો ફરી સમાગમ નહિં જ એ નિરાશા, પરંતુ પરકાળમાં મળવાની આશાની સેર હેમાં વ્હેતી તેથી દિવ્ય નિરાશા.

**અગ્નિહોત્ર**—પૃષ્ઠ ૩૮–૩૯.

આ કાવ્ય વર્ષગાંઠયને પ્રસંગે ઈ. સ. ૧૯૦૮ માં તે નિમિત્તે ભેટ તરીકે લખી મોકલ્યું હતું.

હમણાં ટેનિસનના In Memoriam માંની નીચેની પંક્તિયો જોતાં એમ ક્ષણભર થાયછે કે આ કાવ્યના મથાળા તરીકે એ મૂકી હોત તો ઠીકઃ—

"I long to prove
No lapse of moons can canker Love,
Whatever fickle tongues may say."
(xxvi—st. 1.)

પણ આ પંક્તિયોમાંના વિચારનું સરખાપણું માત્ર—'લવે વિશ્વે લોકો પરિચય વધ્યે પ્રેમ ઘટતો' એ ભાવ જોડે સાહજિક છે, અને કાવ્યનું તે મુખ્ય હાર્દ નથી. મુખ્ય હાર્દ તો "અગ્નિહોત્ર"ની કલ્પના

કાવ્યના ઉત્તરાર્ધમાં છે તે જ છે. તેથી કાવ્યને મથાળે ટેનિસનની પંક્તિયો ના મૂકતાં અહિં પ્રથમ શ્લોકના પૂર્વાર્ધની સાથે વિચારસામ્ય નોંધવું જ બસ ગણું છું.

શ્લોક ૨. સૃષ્ટિની ઉત્પત્તિ સમયે અગ્નિ પ્રગટતા પ્હેલાં જે ભૌતિક સ્થિતિ હતી તે સાથે પ્રેમની સ્વર્ગીય હૂંફ વિનાની માનવહૃદયની સ્થિતિની સરખામણી આ શ્લોકમાં રહેલા રૂપકમાં ઉદ્દિષ્ટ છે.

શ્લોક ૩–ચરણ ૩. સંકોરી મૃદુ કરવડે=અગ્નિને હાથવડે સંકોરવામાં મૃદુતા હોય તો હોલાઈ ના જાય; આ પ્રેમને સંકોરવામાં પણ હેને વૃદ્ધિંગત કરવા માટે મૃદુ હૃદયભાવની અપેક્ષા છે.

શ્લોક ૪–૫ અગ્નિહોત્રીનો અગ્નિ સતત રાખવાનો, નિત્ય યજન કરીને હવિષ્ય હોમવાનો, ધર્મ છે, અને ત્હેમાં હેની પત્ની પણ સહાયભૂત હોયછે. એ પૂજ્ય અગ્નિ કરતાં પણ આ પ્રેમરૂપી અગ્નિનું યજન વધારે મૂલ્યવાળું છે માટે "અપૂર્વ બે આપણ અગ્નિહોત્રી."

અગ્નિહોત્ર બે પ્રકારનાં છે; કામ્ય અને નિત્ય; કામ્ય અગ્નિહોત્ર અમુક ફળ માટે અને અમુક મુદ્દત માટે જ હોયછે, નિત્ય અગ્નિહોત્ર જીવનપર્યંતનું છે. આ કાવ્યમાંનું અગ્નિહોત્ર નિત્ય અગ્નિહોત્ર કરતાં પણ વધારે કાળનું છે; કેમકે, જીવનાન્ત થયા પછી પરકાળમાં પણ એ પ્રેમના અગ્નિની પૂજા કરીશું એમ મનોરથ બતાવ્યોછે.

અગ્નિહોત્રીના અવસાન પછી એ જ ગાર્હપત્ય અગ્નિ વડે અન્ત્ય સંસ્કાર થાયછે; આમ આ જીવનમાં જ લૌકિક અગ્નિહોત્રનું નિયન્ત્રણ છે; પરંતુ, આ અપૂર્વ અગ્નિહોત્રનું અલૌકિક સ્વરૂપ હેવું છે કે—

ચાલ્યાં જશું જીવનપાર ક્ષેમે,
પૂજીશું ત્યહાં એ સખિ ! અગ્નિ પ્રેમે.

શ્લોક ૫–ચરણ ૨. હવિષ્ય—અગ્નિમાં હોમવાના પદાર્થ; પ્રેમના અગ્નિને અંગે પરસ્પર સુખાર્થે પોતાનાં ગૌણ બનાવેલાં સુખ ઇત્યાદિ હવિષ્ય, બલિ.

ચરણ ૪. ત્યહાં–પરજીવનમાં.

**तद्गुण**—પૃષ્ટ ૩૯–૪૨.

આ કાવ્યનું પૂર્ણ હાર્દ પ્રગટ થવા માટે અરહંત, નિર્વાણ, ઇત્યાદિનાં બૌદ્ધમતે શાં શાં સ્વરૂપ છે ત્હેના વિવેચનની કાંઇક અપેક્ષા રૂહેછે. માટે એ મતના તત્ત્વજ્ઞાનમાં થોડુંક ઊતરવું પડશે.

બૌદ્ધમતે મનુષ્યનું વ્યક્તિત્વ પાંચ સ્કન્ધ (**खंधा**) વડે બંધાયલુંછે:—

(૧) રૂપ:—ભૌતિક શરીર, આકાર;

(૨) વેદના:—એટલે sensation;

(૩) સંજ્ઞા (**सञ्ञा**):—એટલે Perception;

(૪) સંસ્કાર (**संखारो**):—એટલે Discrimination;

અને (૫) વિજ્ઞાન (**विञ्ञाण**):—એટલે Consciousness.

રૂપ તે શરીરના ભૌતિક અંશ તથા ગુણનો સમુચ્ચય છે; અને વેદના, સંજ્ઞા, સંસ્કાર અને વિજ્ઞાન તે ચાર માનસિક સ્કન્ધનો ગણ છે અને ત્હેને 'નામ' એ સંજ્ઞા છે; બંને મળી 'નામરૂપ' એમ સંજ્ઞાથી મનુષ્યનું વ્યક્તિરૂપ દર્શાવાય છે.

આ પાંચ સ્કન્ધ શિવાય મનુષ્યમાં બીજું કશું સ્વરૂપસાધક તત્ત્વ નથી એમ મનાયછે. હવે મનુષ્યને પુનર્જન્મ હોવાનો સિદ્ધાન્ત તો બૌદ્ધમતે સ્વીકાર્યોછે; તો માત્ર આ સ્કન્ધમય મનુષ્યનું વ્યક્તિત્વ મરણ પછી પાછું શી રીતે ઉત્પન્ન થાય એ પ્રશ્ન ઉપસ્થિત થાયછે. મરણની સાથે પાંચે સ્કન્ધનો વિનાશ જ થાયછે, તો નવું નામરૂપ શી રીતે બંધાયછે? આ માટે બૌદ્ધમતમાં કર્મનું તત્ત્વ સ્વીકારાયુંછે. કર્મમાં* સારાં, નઠારાં, તેમ જ બંનેમાંથી એકકે નહિં હેવાં નાન્યતર-

* सुक्कं सुक्कविपाकं (शुक्लं शुक्लविपाकं)—સારાં કર્મ, સારાં ફળ આપનારાં; कण्हं कण्हविपाकं (कृष्णं कृष्णविपाकं) નઠારાં કર્મ, નઠારાં ફળ આપનારાં; અને अकण्हं असुक्कं अकण्हसुक्कविपाकं (अकृष्णं अशुक्लं अकृष्णशुक्लविपाकं) નઠારાં નહિં તેમ સારાં પણ નહિં, અને કશાં ફળ (નઠારાં કે સારાં ફળ) ન આપનારાં કર્મ; એમ ત્રણ વિભાગ બતાવ્યાછે.

રૂપનાં કર્મનો સંગ્રહ થાયછે. મનુષ્યના જન્મમરણની પરંપરા તે કાર્ય-કારણની શૃંખલા છે—એ અવશ્યંભાવિતાવાળી શૃંખલામાં એક અંકોડો **ઉપાદાન** છે; ઉપાદાન એટલે જીવનને વળગી રહેવાની વાસના; **तण्हा (तृष्णा)**–જીવનની તૃષ્ણા–થી ઉપાદાન ઉત્પન્ન થાય-છે અને ઉપાદાનથી જન્મપરંપરા (**भव**) બંધાયછે. આ ઉપાદાનને સાધનરૂપ લઈને કર્મ માનવના પુનર્જન્મનું સ્થાયી કારણ બનેછે; અર્થાત્ મરણ વખતે સ્કન્ધ બધા વિનાશ પામેછે, પરંતુ મનુષ્યના કર્મના પ્રભાવથી તત્કાળ જ નવા સ્કન્ધ બંધાયછે અને નવું જીવન ચાલેછે; નવા બંધાયલા સ્કન્ધ અને પૂર્વજન્મના સ્કન્ધ જુદા જુદા હોવા છતાં બંનેને સાંકળનારા કર્મવડે મનુષ્યનું વ્યકિતત્વ એનું એ જ છે એમ એકતા સચવાયછે.

આમ સ્થિતિ છે, તો એ કર્મનો જ નાશ થાય, તો પછી પુન-ર્જન્મનો સંભવ જ તૂટે. આ કર્મનાશ અને તે દ્વારા નિર્વાણસિદ્ધિ એ બૌદ્ધમતે પરમ લક્ષ્ય છે. આ સિદ્ધિ માટે માર્ગ (**मग्गो**) ચાર ક્રમનો (અથવા પેટા–વિભાગ લેતાં આઠ ક્રમનો) કહ્યોછે.

(૧) **सोतापत्तिमग्गो**—(**स्रोतस्+आपत्ति**=પ્રવાહમાં પડવું); એ માર્ગમાં પડેલો તે **सोतापन्न** એટલે સ્રોતમાં પડેલો; વિશુદ્ધિના પ્રથમ ક્રમમાં પેઠેલો;

(૨) **सकदागामिमग्गो** (**सकृत्**=એક વાર, **आगामिन्**=આવનાર); આ માર્ગમાં પેઠેલો માણસ મર્ત્યલોકમાં એકવાર જ પુનર્જન્મ લેછે, તેથી **सकृदागामी**;

(૩) **अनागामिमग्गो** (**अनागामिमार्गः**)–આ માર્ગમાં પેઠેલો માણસ ફરીથી મર્ત્યલોકમાં જન્મ લેવાનો નહિં, માત્ર એકવાર બ્રહ્મલોકમાં જન્મ લેવાનો અને ત્હાંથી નિર્વાણ મેળવવાનો;

(૪) **अरहत्तमग्गो** (**अर्हत्त्वमार्गः**)—અર્હત્પણું મેળવવાનો માર્ગ; **अरहा—अरहन्तो**—એટલે યોગ્યતાવાળો, નિર્વાણની યોગ્યતાવાળો.

આ પ્રત્યેક માર્ગના બબ્બે ક્રમવિભાગ છે—(૧) **मग्गो**–માર્ગ, અને (૨) **फलं**–ફળ–સિદ્ધિ. પ્રથમના માર્ગમાં પ્રવેશની સ્થિતિ, બીજામાં તે માર્ગના ફળની સિદ્ધિની સ્થિતિ–એમ ભેદ છે. આ માર્ગોમાં પ્રવેશ જ ના કરેલા માણસોને **पुथुज्जन** (**पृथग्जन**=સામાન્ય જન, અજ્ઞાન જન) કહેછે.

માણસને જીવનતૃષ્ણાથી જીવન સાથે જોડનારી વાસનાઓનું નામ **संयोजन** (=બન્ધન) છે. એ સંયોજનોનો ત્યાગ થવા માટે **मार्ग**ના ચાર ક્રમમાં થઈને આખરે નિર્વાણસિદ્ધિ મેળવાયછે. **सकदागामो** માણસે **अत्तवादो** ( = **आत्मवादः** ) અહંતા, **विचिकिच्छा** (**विचिकित्सा**) સંશય, અને **सोलब्बतपरामासो** (**शीलव्रतपरामर्शः**) કર્મકાણ્ડનો દમ્ભ–એ ત્રણનો ત્યાગ કરેલો હોયછે, અને **राग, देस, मोह** (**राग द्वेष, मोह**) એ ત્રણ વિકારોને પોતાનામાંથી બહુધા લુપ્ત કર્યા હોયછે.

એ રીતે ક્રમે ક્રમે દરેક માર્ગમાં વિશુદ્ધિનો ઉત્કર્ષ થાયછે; અને અંતે **अरहत्त** માર્ગમાં પેઠા પછી પૂર્ણ વિશુદ્ધિ મળેછે; **अरहत्त**–માર્ગસ્થનામાં આરમ્ભ થાયછે અને **अरहत्त**ફલસ્થનામાંથી સર્વ વિકારો લુપ્ત થાયછે ( **वीतराग** એ બનેછે). એ **निर्वाण** પામેલો ગણાયછે. એ સ્થિતિ **उपाद्सिसेस निब्बान** (**उपादि**=પાંચ સ્કન્ધ) સર્વ સ્કન્ધ હજી રહ્યાછે એ નિર્વાણની સ્થિતિ; અને એ મરણ પામે ત્ય્હારે હેનું અસ્તિત્વ લુપ્ત થાયછે; કર્મનો નાશ થયાથી ફરી જન્મ થતો નથી; તૃષ્ણા અને જીવનને ઉત્પન્ન કરનારા સર્વ વિકારો સાથે જોડાયલું કર્મ જ લુપ્ત થાયછે એટલે પુનર્જન્મ નહિં, અને માનવ તે સ્કન્ધનો જ સમુચ્ચય એટલે સ્કન્ધ લુપ્ત થયા એટલે ફરી જન્મ નહિં, એટલું જ નહિં પણ અસ્તિત્વ જ નહિં; આ શૂન્યરૂપ નિર્વાણનું નામ–**खन्धपरिनिब्बान** ( **स्कन्धपरिनिर्वाण** ) અથવા**अनुपादिसेस-निब्बान** (**अनुपादिशेषनिर्वाण**), સ્કન્ધ અવશિષ્ટ ન રહેનારું નિર્વાણ.

**निर्वाण**ની ભાવના વિશે **બૌદ્ધ** સિદ્ધાન્તમાં આમ બે ક્રમ છે; **તેથી એ** શબ્દના **અર્થ** વિશે અને એ ભાવના વિશે **યૂરોપીય** પંડિતો-માં (**બૌદ્ધ**મતના અભ્યાસી પંડિતોમાં ) મતભેદ થયેલો ચાલ્યો આવ્યો-છે. એક મત **निर्वाण** એટલે શૂન્યમાં વિલીનતા, અસ્તિત્વનો નિતાન્ત નાશ—એ અર્થ લેછે; બીજો મત **निर्वाण** એટલે સર્વ વિકાર, તૃષ્ણા ઇત્યાદિનો નાશ થઈ કેવળ શાન્ત, સમાહિત, અવસ્થા—એ અર્થ લેછે; ઉપરના વિવેકથી બંને અર્થની સ્થાનવ્યવસ્થા સમઝાય એમ છે. Rhys Davids આ બંને અર્થ સ્વીકારેછે, પણ એકને **निर्वाण** કહેછે ને બીજાને **परिनिर्वाण** કહેછે; Childersનો મત ઉપરના ભેદ તરફ દૃઢ જણાયછે, અને Max Muller ના મતમાં ભિન્નતા શી હતી તે એઓ બતાવેછે. (Max Muller–**निर्वाण**નો શૂન્યકારનો અર્થ છે જ નહિં, છે તો પાછળના ગ્રન્થોમાં જ છે—એમ માનેછે). પરંતુ આ મતયુદ્ધ સાથે આપણે સંબન્ધ નથી. આ કાવ્યમાં તો **निर्वाण** નો અર્થ મરણની પૂર્વે જ મેળવેલી વિકારનાશ તથા અલૌકિક શાન્તિની સ્થિતિનો જ લીધોછે.

આ નિર્વાણદશાનું અલૌકિક શાન્તિનું સ્વરૂપ આલેખવાનો હેતુ આ **तद्गुण** કાવ્યનો છે. **બૌદ્ધ** સિદ્ધાન્તમાં **ध्यान (ज्ञान)** અને **समाधि** એ શબ્દોના અર્થ વિશેષ રૂપના છે. **समाधि** અને **ध्यान** એ બે એક જ છે એમ કેટલીક વાર ભ્રમ થાયછે. પરંતુ **समाधि** એ અલૌકિક શાન્તિ છે, અને **अरहन्त**નું વિશેષ લક્ષણ છે; **ध्यान** કરતાં વધારે અર્થ **समाधि**નો છે, **ध्यान** સાધવા માટે **समाधि**ની શાન્તિ એ આવશ્યક પ્રાથમિક સ્થિતિ છે; તેમ જ **ध्यान**ની સાથે પણ એ સ્થિતિ ચાલૂ રહી, **अरहन्त**નો સ્થાયી ગુણ **समाधि** છે. **ध्यान**ની ઉચ્ચ કક્ષામાં આ શાન્તિ તે નિર્વિકલ્પ સમાધિનું રૂપ લઈ બાહ્યભાન-રહિત અવસ્થાનું રૂપ લેછે, અથવા તો, **अरहन्त**ને વિશે બનેછે તેમ, પૃથગ્જનને અસર કરનારા રાગદ્વેષાદિક વિકારો ઉપર પ્રભુત્વ અને સર્વ વિકારોના ઉચ્છેદનું રૂપ લેછે.

આ નિર્વાણુની સમાધિદશાની શાન્તિમાં કદી પણ ભંગ થાય ખરો ? એ દશાના વિરોધી નહિં તો એ દશાથી ભિન્ન જણાતા વિક્ષેપકારી બનાવોથી **અરહન્તની** નિર્વાણુશાન્તિમાં વિકૃતિ સંભવે ખરી ? આ શઙ્કા અને હેનું સમાધાન આ કાવ્યમાં છે. **યશોધરા બુદ્ધની** પ્રથમમાં પ્રથમ શિષ્યા–પરિવ્રાજિકા (**भिक्खुनी**)–થઈ હતી; ત્હેની કને આ શઙ્કા આ કાવ્યમાં પૂછાવીછે: **અરહન્તની** પૂર્વાવસ્થાના કોઈ પણ વૃત્તાન્ત હેના મનમાં છાયા પાડી હેના નિર્વાણુમાં ક્ષતિ પમાડી સકે કે કેમ? એ છાયાથી નિર્વાણુને ભિનતાનું, સ્વરૂપભંગનું લાગ્-છન વળગે ખરું ? એમ એ પ્રશ્નનું રૂપ મૂકાવ્યુંછે.

**બુદ્ધ** મહાત્મા, Parables ( રૂપકાદિદ્વારા દૃષ્ટાન્ત ) થી સમાધાન કરવાની હેની પદ્ધતિનો આશ્રય લઈ, આ પ્રશ્નનો ઉત્તર આપતો અહિં દર્શાવ્યોછે. ( **યશોધરાની** શઙ્કા, **બુદ્ધનો** આ દૃષ્ટાન્તદ્વારા ઉત્તર–એ સર્વ કવિકલ્પના જ છે; બુદ્ધચરિતમાં કોઈ સ્થળે વર્ણુન કરેલું નથી. ). ક્ષિતિજમાં લટકતા ચન્દ્રનો ચાંદનીનો લાંબો વિશાળ પટો, સમુદ્ર ઉપર પડેલો, **યશોધરાને બુદ્ધ** બતાવેછે; અને તે ક્ષણે એ પટાની બ્હારથી આવીને કૌમુદીમાં પ્રવેશ કરતી, એક નૌકા—સફેદ શઢવાળી નૌકા—તરફ હેની નજર ખેંચેછે. આ નૌકાથી ચન્દ્રની કૌમુદીરૂપ શાન્તિમાં ભંગ નથી થતો, ઉલટી એ નૌકા કૌમુદીની સાથે એકરૂપ બની જાયછે.* તે જ રીતે **અરહન્તની** નિર્વાણુશાન્તિમાં ગમે તે વિક્ષેપનો ભાસ આણુનારા વૃત્તાન્ત આવે તો તે પોતાનો શાન્તિવિરોધી ગુણ તજી નિર્વાણુદશાની જોડે એકરૂપ થઈ વિલીન થઈ જાયછે; નિર્વાણુને કશો વિકાર અર્પતા નથી. ચાર માર્ગમાંના એકમાં પ્રવેશ થયો તો પછી તો માણુસને પાછા ફરવાનું કદી થતું નથી, હેનો મોક્ષ નિશ્ચિત જ છે, અન્તે એ નિર્વાણુને પામવાનો જ;–એમ **બૌદ્ધમત** છે; તો પછી નિર્વાણુ સધાયા પછી તો કદી પણ હેમાં ભંગ પડે જ નહિં. આમ તાત્પર્ય છે.

---

* આ પ્રકારનું સુન્દર દૃશ્ય મ્હેં **વાંદરાના** દરિયાકિનારે પાછલી રાત્રે જોયેલું તે સંસ્કાર ઉપરથી આ ચિત્ર આલેખ્યુંછે.

નિર્વાણુના અતિ ઉજ્જવલ ગુણનું સ્વરૂપ બીજા સર્વ બનાવે, પોતાને ગુણ તજીને, પ્રાપ્ત કરેછે એ સિદ્ધાન્ત × આ કાવ્યમાં ઉપજાવ્યોછે, માટે કાવ્યનું નામ **तद्गुण** પાડયુંછે;- **अतत्** [ તે નહિં, અન્ય વસ્તુ ] તે **तत्** [ તે, પ્રધાન વસ્તુ] નો ગુણ સ્વીકારે માટે **तद्गुण.** કાવ્યશાસ્ત્રમાં **तद्गुण** નામનો અલઙ્કાર છે તે ઉપરથી આ નામ લીધુંછે. **तद्गुण** અલઙ્કારનું લક્ષણ

**स्वमुत्सृज्य गुणं योगादत्युज्ज्वलगुणस्य यत् ।**
**वस्तु तद्गुणतामेति भण्यते स तु तद्गुणः ॥+**

એમ મમ્મટે આપ્યુંછે. ઉદાહરણ આ આપ્યુંછે:—

**विभिन्नवर्णा गरुडाग्रजेन सूर्यस्य रथ्याः परितःस्फुरन्त्या ।**
**रत्नैःपुनर्यत्र रुचा रुचं स्वामानिन्यिरे वंशकरीरनीलैः ॥**

[ ( દ્રુતવિલમ્બિત. )

પ્રકૃતિનીલતુરંગ રવિતણા
અરુણસંગથી લાલ બન્યા ઘણા,
રુચિર નીલમણિતણી કાન્તિથી
જહિં ધરે નિજ વર્ણ ફરી થકી. ]

મેરુ પર્વતનું આ વર્ણન છે. સૂર્યના અશ્વ નીલ રંગના હોય છે, તે સૂર્યના સારથિ **અરુણ**ના સંયોગમાં આવતાં લાલ બન્યા,—આ એક તદ્ગુણ; અને **મેરુ પર્વત** ઉપરના નીલમણિની લીલી કાન્તિ જોડે સંયોગમાં આવતાં એ લાલ રંગ બદલાઈ ફરી નીલ રંગ બન્યો. એ બીજો તદ્ગુણ.

---

× નિર્વાણના સ્વરૂપ ઉપરથી અને બીજા બૌદ્ધ સિદ્ધાન્તોના સ્વરૂપ ઉપરથી આ સિદ્ધાન્ત મ્હેં કલ્પનાથી ઉપજાવી કાઢયોછે.-- બૌદ્ધ ધર્મગ્રન્થમાંથી મ્હેં લીધો નથી.

+અર્થ—અતિ ઉજ્જવલ ગુણવાળી વસ્તુની જોડે યોગમાં આવવાથી પોતાનો ગુણ તજીને કોઈ વસ્તુ ત્હેનો ( અતિ ઉજ્જવલગુણવાળી અન્ય વસ્તુનો ) ગુણ લેછે--તે **तद्गुण** અલઙ્કાર.

આ **તદ્‌ગુણ** કાવ્યમાં આ અલઙ્કારનું ઉદાહરણ બતાવ્યું નથી. પરંતુ એ અલઙ્કારનું તત્ત્વ વિશિષ્ટ રૂપે વપરાયુંછે; નિર્વાણની શાન્તિમાં અન્ય અનુભવો આવતાં પોતાનું સ્વરૂપ તજી નિર્વાણરૂપ બનેછે એ સત્ય ઉત્કટ રૂપે બતાવાયુંછે, માટે **તદ્‌ગુણ** નામનો ઉપયોગ કર્યોછે. શાન્તિવિરોધી અનુભવ આવતાં ત્હેનો ત્યાગ કરે એ જ્ઞાનની દશામાં કાંઈક શ્રમને અને કાંઈક જ્ઞાનમાં ક્ષણિક વિકારને પ્રવેશ મળેછે; નિ-ર્વાણમાં તેમ ના થતાં અન્ય અનુભવને પોતાના રંગથી રંગી દેવાનું વિલક્ષણ કાર્ય થવાથી એ દશાની અતિ ઉચ્ચ કક્ષા બતાવાયછે.

કૌમુદીપટમાં તદ્‌ગુણતા પામની નૌકાના દૃષ્ટાન્તને આધારે બુદ્ધ ભગવાન્ પોતાની નિર્વાણશાન્તિ વિશેનો એક જાતિ-અનુભવ વર્ણવેછેઃ પોતે ઊંડાં મથનો કરી બોધિવૃક્ષ તળે અંતે નિર્વાણસુખ મેળવ્યું, તે સ્થિતિ કાયમની થઈ; છતાં એક વાર ધ્યાનમાં પોતે નિમગ્ન હતા,

ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની
એ ધ્યાનમાં સ્ફુરતી જો ! પ્રગટી જ છાની;

પરંતુ એ મૂર્તિ પૂર્વાવસ્થાના માનવ પ્રેમસંસ્કાર જગાડી સકી નહિં; રાણીને છાજે હેવાં આભૂષણો અને વસ્ત્રો ધારેલાં હતાં તે લુપ્ત થઈ એ મૂર્તિ બીજાં સાદાં પણ દિવ્ય વસ્ત્રાભૂષણો વડે આચ્છાદિત થઈ, અને

નિર્વાણમાં નવ થયો કંઇ તેથી ભંગ,
નિર્વાણ કેરું બની એ રહી દિવ્ય અંગ.

આમ મહાન્ પ્રેમની મૂર્તિ--પ્રેમને ખાતર પ્રેમપાત્ર પત્નીનો ત્યાગ કરનાર અલૌકિક પ્રેમી--આખરે નિર્વાણ અનુભવતો હતો તે જ શાન્ત સમાહિત દશામાં પૂર્વાશ્રમની પ્રેમમૂર્તિ યશોધરાની છબિ નિર્વાણકૌમુદીમાં પ્રગટ થતાં સમાધિનો ભંગ ના થયો, પરંતુ નિર્વાણ-શાન્તિયે એ પ્રેમમૂર્તિને પોતાનામાં પચાવી લીધી–એકરૂપ કરી લીધી. આ અલૌકિક પ્રેમીનો ઐહિક પ્રેમ લુપ્ત થયા પછીનો અલૌકિક પ્રેમાનુ-ભવ પોતાને જ મુખે ગવડાવ્યોછે; મહાન્ પ્રેમીનું નિર્વાણમાં પ્રગટેલું

પ્રેમસ્વપ્રદર્શન પ્રગટ કરાવ્યુંછે; અને એ સ્વપ્રદર્શનને નિર્વાણના દિવ્ય રંગમાં બોળ્યુંછે.

શ્લોક ૪, ચરણ ૨. ઉદધિવ્યોમ—ઉદધિ (સાગર) અને વ્યોમ (આકાશ); દ્વન્દ્વ સમાસ. જ્‌હાં ચુમ્બતાં ઉદધિવ્યોમ—અર્થાત્, ક્ષિતિજમાં.

ચરણ ૪. જલૌઘે—જલ + ઓઘ ((=સમૂહ, પ્રવાહ), જળના સમૂહમાં, પ્રવાહમાં.

શ્લોક ૫, ચરણ ૨. તિમિરોદરેથી—તિમિર + ઉદર= અન્ધકારનું પેટ; અન્ધકારનું ઊંડાણ.

ચાંદનીના પટાની બંને બાજૂ કાળી અંધારાની છાયા ત્‍હેમાંથી એકબાજૂથી આવીને ચાંદનીમાં પ્રવેશ કરતી નૌકા વર્ણવીછે.

ચરણ ૪. શુભ્રવેશ—ધોળો વેશ; શઢ ધોળો તેથી.

શ્લોક ૮, ચરણ ૪.

શાન્તિના જળમાં લહરી થાય (મોજા ઉત્પન્ન થઈ ચલતા જેવો ભાસ થાય) ત્‍હેને અજ્ઞાન જનો શાન્તિની સ્થિતિમાં ભંગ થયો માનેછે.

પરંતુ, વસ્તુતઃ

શ્લોક ૯ પૂર્વાર્ધ—

નિર્વાણના સિન્ધુના જળમાં કદી પણ શાન્તિમાં વિકાર થતો નથી; વિકારનો આભાસ થાય કદી, તો તે જુદી જ વસ્તુ છે (અન્ય જ પ્રકાર);

આ અન્ય પ્રકારનું સ્વરૂપ સમઝાવવા માટે—

ઉત્તરાર્ધમાં બુદ્ધ મહાત્મા પોતાની જ નિર્વાણદશામાં બનેલા અનુભવોમાંથી એક કડી બતાવવાનો આરમ્ભ કરેછે.

શ્લોક ૧૦, પંક્તિ ૧ બોધિવૃક્ષ—બુદ્ધ અનેક થઈ ગયા કહેવાયછે; તે દરેક બુદ્ધને બુદ્ધત્વની પ્રાપ્તિ અમુક વૃક્ષની તળે ચિન્તન, તપ, કર્યાથી મળેછે; તે પછી તે વૃક્ષનું નામ બોધિવૃક્ષ કહેવાયછે

( બુદ્ધત્વનું ઝાડ ); એ ઝાડ બૌદ્ધોમાં પૂજ્ય ગણાયછે. શાક્યમુનિનું બોધિવૃક્ષ અશ્વત્થ હતું; હેની પૂર્વના બુદ્ધ કશ્યપનું ન્યગ્રોધ વૃક્ષ હતું.
પંક્તિ ૨.

બોધિવૃક્ષ તળે તપ કરતી વખતે અનેક વિઘ્નો, લાલચો, વગેરે પ્રગટ થાયછે; માર(પાપનું મૂર્ત રૂપ) પ્રલોભક રૂપે આવી બુદ્ધ થનારને કસોટીએ ચઢાવેછે, મારનું સૈન્ય પ્રલોભનાદિકનું માયારૂપો ધારીને ચલિત કરવા મથેછે; અન્તે હેના ઉપર વિજય મેળવીને **सम्मासंबुद्धो (सम्यक्संबुद्धः)** સારી રીતે પ્રકાશ પામેલો બનેછે, નિર્વાણ ભોગવનારો બુદ્ધ બનેછે, **अर्हत्(અરહન્ત)** થાયછે.
શ્લોક ૧૧, ૧૨.

આ બુદ્ધત્વના નિર્વાણની સિદ્ધિનો છેવટનો ક્રમ અહિં આલેખ્યોછે.

શ્લોક ૧૧, પંક્તિ ૨. સંવેદન—અનુભૂતિ; આન્તર અનુભવ; ઊંડા હૃદયમાં અનુભવ.

શ્લોક ૧૨, પંક્તિ ૧. અપ્રમેય=તર્કના પ્રમાણથી સાબીત કરાય નહિં હેવી ( અપ્રમેય દશા ); કેવળ માનસ પ્રત્યક્ષથી જ અનુભવાય, બીજી રીતે પ્રમાણથી સિદ્ધ કરી બતાવાય નહિં, માટે અપ્રમેય.

શ્લોક ૧૩, ચરણ ૩. ભિન્નભાસી—નિર્વાણથી ભિન્ન ભાસતા; નિર્વાણના સ્વરૂપના વિરોધી જેવા જણાતા.

શ્લોક ૧૫, ચરણ ૧. દુકૂલ = રેશમી ઝીણાં લૂગડાં.

શ્લોક ૧૬. ચાંદનીમાં પ્રવેશ કરીને સરતી નૌકા તરફ નિર્દેશ કરીને બુદ્ધ કહેછે—એ નૌકાના સરખી ત્હારી મધુર મૂર્તિની સ્થિતિ હતી; જેમ શ્લોક ૬ માં નૌકા વિશે કહ્યુંછે કે એ ચન્દ્રની સમાધિનો ભંગ કરતી નથી, પણ ઉલટી પોતે જ ચન્દ્રની શાન્તિથી રંગાયછે, પોતાનું નૌકારૂપ ક્ષણવાર લુપ્ત થઈ જઈને ચાંદની જોડે એકરૂપ થઈ વિલીન થતી જણાયછે; તેમ ત્હારી મૂર્તિ મ્હારા નિર્વાણમાં પ્રવેશ કરતાં

દિવ્યતા પામી એકરૂપ થઈ ગઈ. આ એકરૂપતા, નિર્વાણનો ગુણ પ્રાપ્ત કરી તદ્‌ગુણતા પામવાની સ્થિતિ, નીચે સ્પષ્ટ કરેછે:—

શ્લોક ૧૭. નિર્વાણરૂપી ચાંદનીના સિન્ધુજળમાં ત્હારી મૂર્તિ સરતી જણાઈ તેથી નિર્વાણમાં ભંગ ના થતાં, તું જ નિર્વાણનું દિવ્ય અંગ બની રહી. નિર્વાણને ચાંદનીનું રૂપક આપી, ત્હેને જળનું રૂપક વળી આપ્યું છે, તે ચાંદની અને સિન્ધુ જે પ્રત્યક્ષ હતાં ત્હેના મિશ્ર-રૂપનું કાંઈક અનુલક્ષણ કરેછે.

શ્લોક ૧૮, ૧૯,

પૃથગ્‌જન—અજ્ઞાન, પામર જન. ઉપર વિવેચનમાં **पृथुज्जन** કહ્યા તે. અરહન્તથી ઊતરના દરજ્જાના માર્ગસ્થોને પણ આ પ્રકારના દિવ્ય અનુભવ ના જ થાય તો પછી માર્ગમાં પ્રવેશ જ ના કરેલા પામર જનની તો ગતિ જ શી?

પોતાને અનુભવગમ્ય નહિં તેથી પૃથગ્‌જનો હેવા બાહ્ય—બ્હારથી જણાતા—નિર્વાણના ભંગની નિન્દા કરે, નિર્વાણમાં ભંગ થયો કરીને નિન્દે, એ સ્વાભાવિક છે; પર્વતના શિખર ઉપર પ્હોંચવાની શક્તિ તળેટીમાં કાયમના કળણમાં ચ્હોટેલા માણસોમાં હોય જ નહિં, એટલે શિખર ઉપરથી જણાતા સૌન્દર્યની કલ્પના હેમને થાય જ નહિં.

ધુવડ—પૃષ્ઠ ૪૨–૪૭.

આ કાવ્ય 'વસન્ત' (વૈશાખ સંવત્ ૧૯૬૩) માં પ્રગટ કર્યું તે વખતે નીચે પ્રમાણે એક ટીપ આપી હતી:—

"એડગર એલન પો નામના અમેરિકન કવિનું "The Raven" નામનું કાવ્ય કૉલેજમાં હું ભણતો હતો તે વખત એકવાર સાંભળ્યું હતું; એક અંગ્રેજ નટે એ કાવ્ય કહી સંભળાવ્યું હતું. તે પછી એ કાવ્ય મ્હારા જોવામાં આવ્યું નથી. પણ હેના સંસ્કાર અસત્ય અને ઝાંખા હોવાને લીધે–માત્ર હેની કલ્પનાને આધારે આ કાવ્ય રચાયુંછે. તેથી હેની જોડે વિશેષ સમાન અંશ નહિં આવે."

આ લખ્યા પછી કેટલીક મુદતે The Raven કાવ્ય વાંચ્યું; અને તે વાંચ્યા પછી ઉપરની ટીપમાંના છેલ્લા વાક્યની ટીકા સાચી પડી લાગેછે. The Raven કાવ્યનો સર્વ વિષયભાર–મધ્યબિન્દુ–" Never more " (કદી નહિં) છે; અને ' ઘુવડ ' કાવ્યમાં પણ એ 'કદી નહિં–પણું' જ વિષયનું મધ્યબિન્દુ છે. આટલેથી જ બંને વચ્ચે સામ્ય અટકેછે. The Raven માં "કદી નહિં "ના વિષયરૂપ કવિની પ્રેમપાત્ર બનેલી–મૃત્યુએ હરી લીધેલી–લેનોર (Lenore) નામની કન્યા સાથે મેળાપ, હેનું પુનર્દર્શન એટલું જ છે; આ 'ઘુવડ' કાવ્યમાં "કદી નહિં" નો વિષય એટલો સંકુચિત નથી; હેના વિષય-ની મર્યાદામાં જીવનના અનેક ન્હાના મ્હોટા, મૃદુ, ગમ્ભીર, પ્રશ્નો, સૃષ્ટિના ગૂઢ કોયડા, અને ગૌણ અંશે પ્રેમી જનોનાં સુખદુઃખ–એ સર્વેનો સમાવેશ કર્યોછે.

બીજો ભેદ એક છે. The Raven માં Raven પક્ષી કવિના ઘરના ખંડમાં Pallas પેલેસ = Minerva મીનર્વા (જ્ઞાનની દેવી) ના પૂતળા ઉપર આવીને બેસેછે. આ ગોઠવણમાં ખાસ સૂચન એમ છે કે પોતાની પ્રિયા–લેનોર–ના મરણને લીધે જે કરુણરસની વૃત્તિમાં કવિ હતો તે વૃત્તિમાં જ્ઞાનની મૂર્તિરૂપ પેલેસને લીધે જ–કેવળ જ્ઞાનને લીધે—નિરાશા, ધર્મબળના આશ્વાસન વિશે અશ્રદ્ધા, વગેરે ભાવો પ્રગટ થયાછે; અને તે નિરાશાને મૂર્ત કરનારા શબ્દો–Never more ( કદી નહિં )–અને પક્ષી કાવ્યનું જીવરૂપ બન્યાંછે. આ 'ઘુવડ' કાવ્યમાં એ પ્રસંગ જ નથી એટલે એ સ્વરૂપ જ નથી.

બંને કાવ્યના બંધારણમાં એક ગૌણ ભેદ છે. The Raven-મા કવિ પક્ષીને હેનું નામ પૂછેછે એટલે પક્ષી બોલેછે–" Never more." પછી કવિના વિચારમાં પ્રશ્નો ઉત્પન્ન થતાં ઉત્તરરૂપે Never more એ શબ્દો ચારેક પ્રસંગે જ બોલાયછે. પરંતુ તે ઉત્તરને પરિણામે પક્ષીને સંબોધીને કવિ હેને જ પ્રશ્નોના ખુલાસા સાક્ષાત્

પૂછેછે, અને એ બોલેછે–Never more. "ઘુવડ"માં એ પક્ષીને સંબોધીને પ્રશ્નો પૂછ્યા નથી, કવિ પોતાની જાતને જ જાણે પ્રશ્નો પૂછેછે. અને 'અણપુછયો ઉલૂક' વચમાં લવેછે–"કદી નહિં;" અને તે વખતે હેને ઠપકો, ભર્ત્સના, ઇત્યાદિનાં વચનો દરેક પ્રસંગે કવિ કહેછે.

મૂળ કાવ્ય જોયા વિના માત્ર એક જ ભાવથી સૂચવાઈને આ કાવ્ય રચાયાને પરિણામે આમ બંને કાવ્યોમાં સ્વરૂપગત ભેદ આવ્યાછે.

કવિના હૃદયમાં જ રહેલા "કદી નહિ" નો ભાવ–આત્મસ્થિત ભાવ–કવિત્વકલાના કીમિયાથી બાહ્યવર્તી ઘુવડપક્ષીનું મૂર્તરૂપ લઈ બાહ્ય જગત્‌ના પડદા ઉપર છપાયોછે એ રસિક વાચકને કહેવાની જરૂર નથી.

ખંડ હરિગીત–એમ નામ આ છંદને હું આપુંછું.

હેનું સ્વરૂપઃ—પ્હેલાં ત્રણ ચરણ બાર બાર માત્રાનાં; ચોથું ચૌદ માત્રાનું. તાલ પ્રથમ ત્રણ ચરણમાં પ્હેલી માત્રા ઉપરથી શરૂ થાય; ચોથામાં ત્રીજી માત્રા ઉપરથી; આ બનાવવા માટે તાલહીન પ્રથમ બે માત્રાના અક્ષરો પ્રથમની ત્રણ પંક્તિથી બ્હાર પડતા મૂક્યાછે.

૧ લી, ૪ થી, ૮ મી, અને ૧૧ મી માત્રા ઉપર તાલ પ્રથમ ત્રણ ચરણમાં; ૩ જી, ૬ ઠ્ઠી, ૧૦ મી, અને ૧૩ મી માત્રા ઉપર તાલ ચોથા ચરણમાં; એમ આવી 'ઝંપા' નામનો *તાલ સંગીતમાં છે હ્‌નેો પ્રવેશ અહિં થાયછે.

---

* ઝંપા તાલનું રૂપાન્તર દીપચંદી છે એમ ભાસ થાયછે. હું પણ એમ માનતો હતો. પરંતુ બંને તાલોની માત્રાઓ સરખાવતાં બંને સ્વતન્ત્ર તાલ છે એમ લાગેછેઃ—

ઝંપા—"મન્દ મન્દ સમીર વ્હે તરુકુંજમાં બહુ મ્હાલતો."

ગાલ ગાલ લ ગાલ ગા લલ.

અહિં ગાલ ગા ગા એ સંધિનાં આવર્તનો છે; સંધિની માત્રા ૭ છે; અર્થાત્ ઝંપા તાલનું અલ્પતમ રૂપ ૬ માત્રાનું, પણ બે આવર્તનથી તાલ રૂઢ રૂપે આવેછે તેથી ૧૪ માત્રાનો એ તાલ થયો.

આ સ્વરૂપ ઉપરથી જણાશે કે માત્ર હરિગીતનાં બે ચરણનાં ચાર બનાવીને આ 'નવો' છંદ નથી બનાવ્યો. ખંડ હરિગીતનાં ચાર ચરણોની માત્રાનો સરવાળો ૫૦ થશે; અને હરિગીતમાં બે ચરણોની કુલ માત્રા ૫૬ થશે. (દલપતરામે કહેલો હરિગીત સમજવો. નર્મદાશંકરના હરિગીતનાં બે ચરણની કુલ માત્રા ૫૨ થશે.) ખંડ હરિગીતનું ચોથું ચરણ પણ પ્રથમનાં ત્રણ ચરણ જેવું રાખે તો ૪૮ માત્રા કુલ થાય. ચોથા ચરણમાં મ્હેં ફરક રાખ્યોછે તે એકતાનતા થતી રોકવા માટે, તેમ જ શ્લોકની સમાપ્તિની પૂર્વચ્છાયા કાંઈક આંકવા માટે; છેવટના ચરણને પૂર્વગત ચરણો સાથે જોડવાને એક અંકોડો (આરમ્ભની બે માત્રાનો) દાખલ કરવાથી આ સિદ્ધિ થાયછે.

આ કાવ્યના ૨૫ મા શ્લોકમાં ચોથું ચરણ ૧૪ માત્રાને બદલે ૧૨ માત્રાનું હેતુપુરઃસર રાખી આરમ્ભની માત્રાથી જ તાલ રાખ્યોછેઃ—

યુવક એ સુખસેવને
સાચી પ્રેમસુધા કંઈ
ચાખશે આ જીવને ?
—ઘુવડ બોલ્યો—"કદી નહિં."

અહિં પ્રથમનાં ત્રણ ચરણમાંની વિચારશ્રેણી કવિના હૃદયની અંદર વ્હેછે, અને ચોથા ચરણમાંનો વૃત્તાન્ત (બાહ્યદર્શને) કવિહૃદયની બ્હાર દૂર રહેલા ઘુવડનામાંથી ઉદ્‌ભવ પામે છે. એ બંને વસ્તુઓ

---

દીપચંદી—'સંત સ્તવે ભગવંત વસંતે ઊંચે સ્વરે લલકારી"
ગા ગા લ ગા ગા લ—
(આ પંક્તિમાં ત અને ભ દીર્ઘ ઉચ્ચારાયછે તેથી ગા)
અહિં ગાગાલ એ સંધિનાં આવર્તનો છે; સંધિની માત્રા ૫ છે; અર્થાત્ દીપચંદીનું અલ્પતમ રૂપ ૫ માત્રાનું, પણ બે આવર્તનથી સધાતું રૂઢ રૂપ ૧૦ માત્રાનું. આમ સ્વરૂપગત ભેદ બે તાલોની વચ્ચે મ્હને તો જણાયછે.

જુદી જુદી દિશામાંથી પ્રવર્તતી દર્શાવવાને માટે ત્રીજા ચરણની પછી બે માત્રા ગાળીને ઉત્પન્ન થતા વિરામની આવશ્યકતા છે. છેલ્લા ચરણને પૂર્વગત ચરણો સાથે જોડનારો અંકોડો છોડી નાંખવાથી આમ બંને ભાગને અલગ રખાયછે.

આ કાવ્યમાં પૂર્ણ ચાર ચરણના શ્લોક બન્યા પછી 'ધુવડ બોલ્યો—કદી નહિં!' વગેરે છૂટક ચરણો આવ્યાંછે ત્હાં ઘણું કરીને સર્વત્ર ૧૨ માત્રાનાં જ ચરણો રાખ્યાંછે ત્હેનું કારણ પણ કાંઈક આ રીત્યનું જ છે, તે રસિક જનો યથાસંભવ વિચારી લેશે. તે જ રીતે ૨૧ મા શ્લોકમાં બીજું જ ચરણ ૧૪ માત્રાનું કર્યુંછે, કેમકે એ શ્લોક બીજા ચરણથી જ સમાપ્ત કર્યોછે.

ખંડ હરિગીતનાં પ્રથમનાં બે ચરણમાં અંતે બે માત્રા જેટલો વિરામ ઉત્પન્ન થાયછે ( પછી આવનારા ચરણમાં આરમ્ભની બે માત્રા ગાળવાને લીધે અથવા, બીજી રીત્યે બોલતાં, તાલ પ્રથમની માત્રાથી જ શરૂ કરવાને લીધે ); તેથી છંદમાં એક પ્રકારની ઉત્સુકતાનું સ્વરૂપ ધ્વનિત થાયછે; તે સાથે છન્દના નર્તનમાંથી અતિ સરલ પ્રવાહ કાંઈક ઇષ્ટ રીતે ખણ્ડિત થાયછે. આ ઇષ્ટ પરિણામ આવવાની સાથે સાધારણ હરિગીતથી સાચી વિલક્ષણતા ( ઉપર બતાવ્યા પ્રમાણે ) સચવાયછે. આ ઉપરથી જણાઈ આવશે કે નવો છન્દ યોજવામાં આવશ્યક અંશ કાં તો છન્દના સ્વરૂપસાધક અંશ જે'ને રા. કેશવલાલે પોતાના "પદ્ય રચનાના પ્રકાર" વિશેના અનુપમ ચાતુર્યવાળા નિબન્ધમાં* સંધિ એમ નામ આપ્યુંછે તે સંધિની અપૂર્વતા તે છે, કે કાં તો તે જ સંધિને બીજભૂત લઈને હેનાં સંયોજનોમાં આવતી વિલક્ષણતા તે છે. અહિં પ્રસંગ આ બીજા પ્રકારના અંશનો છે. હરિગીત છંદનો પ્રાણ-

---

* 'બુદ્ધિપ્રકાશ'ના ઈ. સ. ૧૯૦૮ ના જાન્યુઆરીથી એપ્રિલના અંકમાં જુવો.

ભૂત× 'દાલદાદા' એ સંધિ છે. હેનું નવીન સંયોજન હેવું થાય કે મૂળ હરિગીતથી ભિન્નતા અમુક અંશમાં આવે, તો જ નવીન છન્દ થવાનો અધિકાર પ્રાપ્ત થાય. ખંડહરિગીતના નમૂના તપાસતાં જણાશે કે આ વિલક્ષણતા હેમાં છેઃ—

વિશ્વ દમતી શાન્તિ આ
હૃદયને ક્ષોભે ભરે

આ બે ચરણોને એકઠાં કરવા જઈશું તો મૂળ હરિગીત છન્દનું એક ચરણ નહિં બને, બેની વચ્ચે બે માત્રાનો કડકો ખૂટશે. આથી ઉલટું ઉદાહરણ જોઈએઃ—

ક્યાં કુમુદની
કોમળ બની,
ક્યાં થુવર તે કાંટા ભર્યો?
આ રંગ શો ન્યારો ધર્યો,
એ રજપૂતાણી વીરાંગના!

( 'વીરાંગના કર્મદેવી'
'વસન્ત,' અધિક શ્રાવણ, સંવત્ ૧૯૬૫ પૃષ્ઠ ૩૧૩)

મિ. ખબરદાર આ રચનાને મ્હેં 'ધ્રુવક' માં પ્રથમ જ યોજેલું નામ 'ખંડહરિગીત' આપેલ્છે. પરંતુ આ પંક્તિયો શુદ્ધ હરિગીતની જ છે તે—

---

× ઈ. સ. ૧૯૦૮ ના માર્ચના 'બુદ્ધિપ્રકાશ'નું પૃષ્ઠ ૭૮ જુવો. રા. કેશવલાલે હરિગીતનો સંધિ દાદાલદા કહ્યો છે. અને દાલદાદા એ રૂપમાળી છંદનો સંધિ કહ્યોછે; પરંતુ હેમણે દલપતરામના હરિગીતનું ધોરણ લેઈ તાલહીન બે માત્રા પ્રથમની ગણનામાં લીધીછે, પણ બંને સંધિ (દાલદાદા અને દાદાલદા એ બંને) નું અન્તર્ગત તત્ત્વ ઝંપાતાલનું છે તેથી બેને માટે એક જ સંધિ દાલદાદા એ યોજવો ઇષ્ટ છે; ખાસ એટલા માટે કે તાલથી જ સંધિ શરૂ થાય એ સ્વરૂપઘટના ઠીક છે.

ક્યાં કુમુદની કોમળ બની ક્યાં શુવર તે કાંટા ભર્યો ?
આ રંગ શો ન્યારો ધર્યો, એ રજપૂતાણી વીરાંગના !

આમ વાંચી બોલી જોતાં ૨૮ માત્રાનાં ચરણો બે બનશે, તે મૂળ હરિગીતનું જ બીબું છે તે વિચાર્યાથી જણાઈ આવશે. માત્ર અક્ષરોની આગળથી ગમે તેમ કડકા પાડયાથી નવીન છન્દનું સ્વરૂપ બંધાતું નથી. આ સ્પષ્ટ થવા માટે મિ. ખબરદારના એ જ કાવ્યમાંનો નીચેની પંક્તિયો જુવો:—

રંગમ્હેલ સુખાસને
યુવતિ રસમાં ખેલતી,
તજી સર્વ વિલાસને
તે યુદ્ધ ક્ષેત્રે રેલતી. ( એ જ 'વસન્ત'
પૃ. ૩૧૪ )

આ ખંડહરિગીત હેનો મેળે જણાઈ આવેછે.

આ ટીકા સ્હામે કોઇ શંકા કાઢે કે 'લુવડ'નો ૨૧ મો શ્લોક બેચરણી છે:—

ધૂર્ત છાનો રહે હવે !
તજી આત્મગૌરવ શું લવે ?

તે બે ચરણો સંધાયલાં જ વાંચતાં ૨૬ માત્રાવાળા નર્મદાશંકરી હરિગીતનું જ એક ચરણ બનેછે કની ? આ શંકાનું સમાધાન એટલું જ છે કે આટલા છૂટક શ્લોકાર્ધને જ જો ખંડહરિગીતનુ નામ આપ્યું હોત તો દોષ આવત; પરંતુ આ શ્લોકાર્ધ તે આજૂ બાજૂના ખંડહરિગીતોની સમગ્રયોજનાનો એક ભાગ જ છે તે વિચારીશું તો દોષ દૂર થશે.

ખંડશિખરિણી—આ નામ યોજવા માટે વિશેષ ખુલાસાની જરૂર નથી. હરિગીત એ માત્રામેળ છે તેથી હેના સંધિનું સ્વરૂપ, આ અક્ષરમેળ શિખરિણીના સંધિથી જુદું જ હોય, હેમાંના સંધિ તો લઘુ ગુરુના સમુદાયના અમુક ક્રમને જ પકડીને રહેવાના. તે સંધિનાં યોજનો

જુદી જુદી રીતે કરી સમગ્ર ચરણ શિખરિણીનું ઉપસ્થિત ના થાય ત્હારે ખંડશિખરિણી બને.

આ બંને છન્દરચનામાં આવતા કોઇ કોઇ પ્રકારનું એક સ્વરૂપ ધ્યાન ખેંચનારું છેઃ—

'તિમિરમાં તારક તરે'

એ ચરણમાં આરમ્ભે 'ઘન' શબ્દ ઉમેરતાં

'ઘન તિમિરમાં તારક તરે'

આમ ચરણ થાય. આ ચરણમાં તાલના સ્થાનને અનુસરીને હરિગીત અથવા શિખરિણીના સંધિ પ્રગટ થશેઃ—

ઘન તિમિરમાં તારક તરે—હરિગીત;

ઘન તિમિરમાં તારક તરે—શિખરિણી.

આમ અક્ષરમેળ અને માત્રામેળના સંધિનાં અન્તઃસ્વરૂપ ભિન્ન છતાં અહિં આકસ્મિક યોગ આ વર્ણરચનામાં આવ્યો છે; પરંતુ સંધિનાં સ્વરૂપ જુદાં જ રહે છે.

હવે અહિં 'તારક' ને બદલે 'તારા' કરીયું તો

ઘન તિમિરમાં તારા તરે—એમ હરિગીત

બરોબર થશે; પણ—

ઘન તિમિરમાં તારા તરે'—એમ શિખરણીનો ભાગ નહિં બને. આ સ્વભાવશુદ્ધ અથવા કેળવાયલા શ્રવણને તરત જણાઈ આવશે. શિખરિણી જેવા અક્ષરમેળ છન્દમાં કેવળ માત્રાનો મેળ સાચવવા જતાં આમ ક્ષતિ આવી જાયછે. આ પ્રકારની 'છૂટ' કેટલાક કવિયો લેછે તહેમાં સ્ખલન શી રીતે થાયછે તે આ દૃષ્ટાન્તથી સહજ સૂચિત થશે. અક્ષરમેળ વૃત્તના સંધિ અને માત્રામેળ છંદના સંધિ, એ બે વચ્ચે સ્વરૂપગત ભેદ છે તે ભૂલી જવાનું પરિણામ એ કવિયોની 'છૂટ' માં પ્રગટ થાયછે.

ખંડશિખરિણી—આ નામ મ્હેં પાડયુંછે ખરું; પણ શિખરિણીનો આ વિકાર "મણિમય સેંથી' નામના અનુપમ કાવ્યમાં રા. ન્હાના-

લાલ દલપતરામે નવીન અને સરસ રીતે દાખલ કર્યોછે, તે મ્હેં અહિં સ્વીકાર્યોછે. હેનું સ્વરૂપ:—શિખરિણીના ચરણનો પાછલો ભાગ માત્ર લઈ બે ચરણ હેવાં, પછી બે ચરણ આખા શિખરિણીનાં.*

'ખંડહરિગીત' તથા 'ખંડશિખરિણી' એમ છન્દનાં નામ મૂકવાની જરૂર ગુજરાતી ભાષાને માટે ઉઘાડી જ છે. હ્રસ્વદીર્ઘ નિયમિત રીતે લખનારી તથા બહુધા હમેશાં અક્ષરમેળવૃત્ત વાપરનારી સંસ્કૃત ભાષાને તે પ્રકારની જરૂર નથી. માત્રામેળ છન્દો, તથા હેમાં સમાયલા તાલ—એ અંશો ખાસ કરીને છન્દનું નામ મુકવાની ફરજ પાડે છે. અને તેમ નામ મૂકવામાં મ્હારી મન્દ બુદ્ધિને ન્હાનમ લાગવા જેવું કાંઇ નથી જણાતું. નામ ના લખવાથી અનેકવાર મ્હારી અલ્પમતિથી તો છન્દની ગતિ જ કેટલાક લોકોની રચનામાં પરખાતી નથી, અને અનેકવાર ભ્રમ થાયછે. ઉપર હરિગીત અને શિખરિણી બંને એક ચરણમાં દૃશ્યમાન થાયછે–પણ તાલભેદે—તે દૃષ્ટાન્ત બતાવ્યાંછે તે ઉપરથી આ ટીકાનું સમર્થન થશે.

* રા. રામનારાયણ પાઠક (મણિશંકર ભટ્ટના) "પૂર્વાલાપ" ના ઉપોદ્‌ઘાતમાં પૃષ્ઠ ૪૬ મે લખેછે કે "ખંડ શિખરિણી સૌથી પ્રથમ કાન્તે યોજ્યો." હું રા. ન્હાનાલાલ ને એ છંદના આદ્યયોજક જાણતો હતો. પરંતુ અનુક્રમ તપાસતાં જણાયછે કે—મણિશંકરે 'ઉદ્‌ગાર' નામનું કાવ્ય ("પૂર્વાલાપ", પૃષ્ઠ ૪૮ મે છે તે) ઈ.સ. ૧૮૯૦ ના ઑગસ્ટના 'બુદ્ધિપ્રકાશ' માં પ્રગટ કર્યું; ('પૂર્વાલાપ', ઉપોદ્‌ઘાત, પૃ ૯૪) જે કાવ્ય 'ખંડ શિખરિણી' માં છે એમ બતાવ્યું છે; અને રા. ન્હાનાલાલનું 'મણિમય સેંથી' કાવ્ય ('ખંડ શિખરિણી' માં રચેલું) ઈ.સ. ૧૮૯૮ ના માર્ચ થી ડીસેમ્બર સૂધીના 'જ્ઞાનસુધા' ના અંકમાં પ્રગટ થયું. ('મનોમુકુર', પૃ. ૧૫૨, તથા પૃ. ૧૩૬). મ્હારા જોવામાં 'મણિમય સેંથી' કાવ્ય આવેલું તેથી, તેમ જ મણિશંકરનો ખંડ શિખરિણી, રા. બ. ક. ઠાકોરનો 'અભ્યસ્ત શિખરિણી' અને રા. ન્હાનાલાલ નો 'ખંડ શિખરિણી' એ બેના મિશ્રણરૂપ છે તેથી, મ્હેં સ્વીકારેલા નમૂનાનું મૂળ બિમ્બ રા. ન્હાનાલાલના કાવ્યને ગણ્યુંછે તે સુસંગત છે. અભ્યસ્ત શિખરિણી રા. ન્હાનાલાલે પણ એક સ્થળે વાપર્યો છે. (ઈન્દુકુમાર અંક ૧. પૃ. ૨૭–૨૮ જુવો). નોવ્હેમ્બર ૧૯૨૮.

શ્લોક ૧ ચરણ ૩. કુહર = ગુફા; રજનિકુહર = રાત્રિનો અન્ધકારના ઊંડાણવાળો આકાર; અન્ધકારવાળું આકાશનું ઊંડાણ.

પૂર્વાર્ધ—અન્ધકારમાં તરતા તારાઓ તે જાણે ભુતાવળ હોય એમ કલ્પના છે.

શ્લોક ૫—૬.

આ કલ્પના Carlyle–કારલાઇલ–ના નીચેના વચન જોડે સરખાવવા જેવી છે:—

"We emerge from the mane, haste stormfully across the astonished universe and then return to the mane. O girl, whence? O heavens, whither? Sense knows not, faith knows not, only that it is from mystery to mystery."

('East and West' જૂન ૧૯૦૯ના અંકમાં ગાલીબ નામના ઉર્દુ કવિ વિશેના લેખમાં કારલાઇલનું આ વચન ઊતારેલુંછે.)

તેમ જ નીચેનું વચન સરખાવો:—

"Can our dim intelligence read the secrets of that star-strewn sky? Does any answer come out of it? Never any at all, nothing but echoes and fantastic visions."

(Ryder Haggard's "She," Chap. X.' Speculations'—P. 119).

આ હેગર્ડની વાર્તા જુલાઈ ૧૯૧૦ માં વાંચી તે વખતે મ્હે આ સામ્ય નોંધ્યું. સામ્ય સંપૂર્ણ નથી જ. પરંતુ વિચારનાં બીજ સમાન જેવાં છે.

શ્લોક ૯ ચરણ ૧. પરું = જુદું; દૂર.

શ્લોક ૧૨ ચરણ ૧–૨ તન્ત્રી = તાર. હૃદયરૂપી વાદ્યનો તાર.

મુજ વીણા—મ્હારા હૃદયરૂપી વીણા.

શ્લોક ૧૩ ચરણ ૧.

ઘૂક = ઘુવડ. સં. घूकः-घूककः, પ્રા. घुअडो, અપ૦ घुअडु ગુજ. ઘુવડ.

ચરણ ૨. તાનભંગ—વિચારના, મનના, તાનમાં, સ્વરમાળામાં, ભંગ.

ચરણ ૩ તાનલક્ષ્ય—વિચારરૂપી સ્વરના તાનનું લક્ષ્ય.

શ્લોક ૧૫ ચરણ ૩. વિક્રમ-આશમાં—પરાક્રમની આશામાં; ambitionમાં.

શ્લોક ૧૮. પૂર્વાર્ધ—મનમાં સારાં કર્મો કરવાના ઇરાદા રાખ્યા, પણ ત્હેને કૃતિમાં ઊતારાયા નહિં. આ ભાવાર્થ છે.

ચરણ ૩.—સારા અનુકૂળ પ્રસંગો, સત્કાર્ય વગેરે કરવાના પ્રસંગો, લાગ, આવીને છટકી ગયા.

શ્લોક ૧૯. ચરણ ૩.

પ્રશ્ન ઊંડા સુણું—કવિ પોતે જ પ્રશ્ન પૂછેછે એમ નથી, પરંતુ પોતાના હૃદયમાં ખરું જોતાં ઉત્પન્ન થતા પ્રશ્નો કોઇક હૃદયની બ્હાર રહેલું અજ્ઞાત, અદૃષ્ટ, સત્ત્વ પૂછેછે એમ ધ્વનિ છે, તેથી 'પ્રશ્ન સુણું' કહેછે.

શ્લોક. ૨૦ ચરણ ૪.

પૂષા—સૂર્ય. સૂર્ય અને ઉષાની વૈદિક કથા સુપ્રસિદ્ધ છે. સૂર્ય ભેટવા જતાં ઉષા હેના આશ્લેષમાંથી છટકી જાયછે; આ કલ્પના સૃષ્ટિના નિત્યના બનાવનું રૂપકરૂપે પ્રતિબિમ્બ જ છે.

"ભુજયુગલ લેશે કદી સતી ?"—એ પૂષા એ સતીને (પવિત્ર ઉષાને) કદી પોતાના ભુજમાં લેઈ સકશે ?

શ્લોક ૨૧ ચરણ ૨.

આત્મગૌરવ (self-respect) ઘુવડે તજ્યું જણાયછે; કેમકે વારંવાર તરછોડી ચૂપ રાખવા છતાં વગર બોલાવ્યું વચમાં બોલેછે.

શ્લોક ૨૨.

આ શ્લોકના વાચ્યાર્થમાં બીજો વ્યઙ્ગ્યાર્થ સમાયલોછે; નિર્દોષ યુવતી, સ્મિતમય જીવનના ઉંબરામાં રમતી પાપના દંશથી આત્મવિનાશ પામે—તે કદી પાછી જીવનમાં પ્રફુલ્લ થઈને જશે?—આ પ્રશ્ન પણ વ્યંજિત છે.

શ્લોક ૨૩ ચરણ ૨.

ભૂતકાળમાં ડૂબેલી વાત પાછી ભવિષ્યમાં પ્રગટ નહિં થાય? ગયેલી વાત પાછી નહિં આવે? આ અર્થ ઉત્તરાર્ધમાં પાણીનું વ્હેણ (સ્રોત) પાછું નહિં ફરે? એ પ્રશ્નમાંના રૂપકમાં બતાવ્યોછે.

શ્લોક ૨૪ ચરણ ૪.

પ્રેમવચન તોડીને મુગ્ધાનો ત્યાગ કર્યા પછી અન્ય સ્થળે ફાંફાં મારવા જાય તે જ ઝાંઝવાંનાં જળ પીવા ગયા બરોબર ગણ્યુંછે.

શ્લોક ૨૫ ચરણ ૪. ઘુવડ બોલ્યો.

'ઘુવડ' શબ્દ બહુધા નપુંસક લિંગમાં વપરાયછે (પક્ષી—નપુંસકલિંગ ગુજરાતીમાં છે તેથી); પણ પુંલિંગમાં પણ કદી કદી પ્રયોગ થાયછે; તેથી આ કાવ્યમાં બંને લિંગના પ્રયોગ થયાછે.

શ્લોક ૨૬. ચરણ ૧, ૨, ૩.

मुहुरङ्गुलिसंवृताधरोष्ठं
प्रतिषेधाक्षरविक्लवाभिरामम् ।
मुखमंसविवर्ति पक्ष्मलाक्ष्याः
कथमप्युन्नमितं न चुम्बितं तु ॥*

એ શકુન્તલા અને દુષ્યન્તના સુન્દર ચિત્રનું સ્મરણ આ પંક્તિયોથી થશે.

ચરણ છેલ્લું.—

આ ચરણના પ્હેલા ચરણમાં ઘુવડનું વચન—"એ કદી નહિં!" એમ નીકળેછે; ત્હેના જ નિરાશામય પ્રતિધ્વનિ તરીકે જ આ ચરણ-

* અભિજ્ઞાનશાકુન્તલ—અંક ૩ શ્લોક ૨૪.

માંનું વચન—"કદી નહિં! હા! કદી નહિં!" એ વચન—કવિના ઉદ્‌ગારરૂપે આવ્યુંછે. જુદાં અનુવાદચિહ્નો ("          ") માં એ વચન મૂક્યુંછે તે ઉપરથી આ જણાઈ આવશે.

ગૂઢકોકિલા. પૃષ્ઠ ૪૭–૫૦.

'ઘુવડ' કાવ્ય પૂરું કર્યું તે જ વખતે હેના બીજા ખંડ તરીકે–એ કાવ્યમાં વ્યાપેલા નિરાશાના ભાવના ઊતાર તરીકે આ કાવ્ય રચવાનો વિચાર થયો; પ્રથમ ચાર શ્લોક રચ્યા; પછી વિચાર ફર્યો; જુદું જ કાવ્ય પછીથી રચવું એમ ઠરાવ્યું. આમ ૨૭–૨–૧૯૦૭ ને દિવસે ઠરાવ્યું ('ઘુવડ' કાવ્ય રચાઈ રહ્યું તા. ૨૪–૨–૧૯૦૭ ને રોજ; 'વસન્ત' માટે મોકલ્યું તા. ૨–૩–૦૭ ને દિવસે); તે પછી છેક તે વર્ષના ડીસેમ્બરમાં 'ગૂઢકોકિલા' કાવ્ય હાથમાં લીધું, અડધું રચ્યું, અને પછી બીજા વર્ષના જૂનમાં (તા. ૮–૬–૧૯૦૮ ને દિવસે) પૂરું કર્યું. કાંઈક અગમ્ય કારણથી આ કાવ્યની યોજના મ્હને ક્યહાં સુધી ગોઠી જ નહિં; "ઘુવડ"ના ધ્વનિ લાગટ વાગ્યા કરતા હતા.

"ઘુવડ"માં જેમ 'કદી નહિં' ના દુઃખમય સૂરો વડે ભાવગીત રચાયુંછે, તેમ આ કાવ્યમાં ઉલ્લાસમય આશા–ભાવિકાળની આશા–ના રણકાર છે. "ઘુવડ"ના શ્લોક ૫–૬ ની ટીકામાં Ryder Haggard નું વચન ઊતાર્યુંછે; ત્હેના સંધાણુમાંનો નીચેનો ઊતારો આ "ગૂઢકોકિલા" કાવ્યની અન્તર્ગત કલ્પના ઉપર પ્રકાશ આડકતરી રીતે પાડશેઃ—

"And yet we believe that there is an answer, and that upon a time a new Dawn will come blushing down the ways of our enduring night."

("She"—Chap. X, 'Speculations,' P. 119).

શ્લોક ૧—૨.

શ્લોક ૧ ચરણ ૨. ઉષાનાં તેજસ્વી કિરણો રચાય તે ઉષાનું કેશ સમારવું.

ઉષા, કૃષ્ણપક્ષનો પ્હરોડનો અર્ધચન્દ્ર (શશિકલા) અને એ શશિકલાની અડોઅડ જણાતો શુક્ર—આ રચના એક સુન્દર પ્રભાતકાળે રત્નાગિરિ જિલ્લાના ગુહાગર ગામમાંથી પ્રયાણ કરતે દીઠી હતી; અને તે જ પ્રસંગે નાળિયેરીઓ તથા આંબાના ગીચ બગીચામાં કૉયલ 'મધુર ગાનસુધા વરસાવતી' સાંભળી હતી. "મધ્યરાત્રે કૉયલ" વિશે શંકા કાઢનારાઓ કેટલાક એટલી હદ સૂધી ગયાછે કે રાત્રે કૉયલ કદી સંભળાય જ નહિં, અને સંભળાય તો ચાંદનીની રાત્રે જ એમ સૃષ્ટિના બનાવનો અનુભવ લીધા વિના જ બોલેછે! એ વર્ગ વળી આ પ્રસંગ વિશે પણ શઙ્કા કાઢશે કે પ્હરોડમાં કૉયલ સંભળાય નહિં, અને સંભળાય તો ચાંદનીમાં જ ? તો—

**जानन्ति ते किमपि तान्प्रति नैष यत्नः**

એટલું જ કહેવું બસ છે.

પરંતુ સૃષ્ટિના નિયમનો એક ભંગ પ્રાચીનકાળથી ચાલી આવેલા આપણા એક કવિ સંપ્રદાયમાં જણાયછે, ને હું પણ એ રૂઢિના પ્રવાહમાં તણાયોછું તે નોંધવું જોઇયે. કોકિલ નર હમેશાં ગાયછે, માદા નહિં, છતાં

**त्वां कामिनो मदनदूतिमुदाहरन्ति**

એમ પુરૂરવ પાસે બોલાવનાર કવિ કાલિદાસથી માંડીને કવિ-વર્ગમાં માદા ગાનારી મનાતી આવીછે; અને હાલ લૌકિક વાણી "કોયલ બોલી" એમ જ છે. એટલે એ દૂષણ રૂઢિને માથે જ નાંખું તો moral cowardice નહિં ગણાય એમ આશા છે. યૂરોપમાં 'નાઇટિંગેલ' (nightingale)-બુલ્બુલ-વિશે પણ કવિવર્ગમાં આ પ્રકારનો જ ભ્રમ પ્રવર્તેલોછે. આ પ્રશ્ન ઉપર કાંઇક લંબાણથી મ્હેં ચર્ચા તા. ૨૨-૧૨-૧૯૧૦ ની તારીખે લખેલી તે પછીના "ગુજરાતી" પત્રમાં પ્રગટ થયેલી છે. હેમાં આપેલાં ઉદાહરણોમાં નર અને માદા બંનેનો સંગ્રહ કરનારાં સંસ્કૃત સાહિત્યમાંથી આપ્યાં છે.

શ્લોક ૨. પૂર્વાર્ધ—ઉપર કહ્યું તેમ શુક્ર અને ચન્દ્રકલા પાસે પાસે જણાતાં હતાં, તેથી એના લગ્નની કલ્પના અહિં કરીછે.

શ્લોક ૫. ચરણ ૫. }
શ્લોક ૭. ચરણ ૫. } પરભૃત—પરભૃતા—એમ સમઝવું.

(બાકી ઉપર કહ્યું તેમ ગાયછે તે તો નર જ; પરંતુ આરમ્ભથી માદા સ્વીકારીછે તેથી પરભૃતાનું ટૂંકું પરભૃત લેવાનુંછે.)

**ફૂલ વ્હેંચનારી**, પૃષ્ઠ ૫૦–૫૧.

માનવ જીવનમાં સુખમય ભાવ તથા ભાવના પ્રેરનારી દિવ્ય કૃપા કે હેવી શક્તિને રૂપક આપી આ ફૂલ વ્હેંચનારી કલ્પીછે. પ્રભુની દયા એ આ ફૂલ વ્હેંચનારી કહીશું.

કડી ૩. પંક્તિ ૨. ગાલે રમતી ગોળ લહરી—સ્મિત કરતે ગાલમાં ખાડા પડે તે. "કરી ગાલે મીઠી સ્મિત સખી રમે ગોળ લહરી" ('કુસુમમાલા', 'ત્હારી છબી નથી' એ પૃ. ૬૧) કાવ્યમાંની આ પંક્તિ સરખાવો.

કડી ૫. ઉપર વર્ણવેલાં શિશુનાં સ્મિત, મુગ્ધાનાં પ્રેમસ્મિત, વિધવાનાં અશ્રુયુક્ત શિશુચુમ્બન, એ સર્વ ઉપર પ્રથમ હક તો વિશ્વપિતાનો જ છે; હેની જ પ્રેમલ, સુન્દર યોજનાનાં એ કુસુમો છે; અને પછી તે ઉપર માનવજનનો હક છે; તેથી વિશ્વપિતાને ચરણે અર્પીને પછી જે અવશેષ રૂહે તે પ્રભુની પ્રસાદીરૂપ વિશ્વના લોકોને વ્હેંચાયછે. આ રીતે, તેમ જ સ્વભાવબળે પણ, એ મોંઘાં ફૂલ છે.

**કોણ કહે સુખ નશ્વર છે?** પૃષ્ઠ ૫૧–૫૨.

"છે માનવીજીવનની ઘટમાળ હેવી,
દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી."

('શુક્રતારા'—શ્લો. ૧૦, 'હૃદયવીણા'—પૃ. ૭૭)

એ ક્ષણિક મનોવૃત્તિને શાશ્વત ઉત્તર આપનારી કલ્પના આ કાવ્યમાં છે. દુઃખવાદ (Pessimism) જીવનમાં દુઃખની જ વ્યાપકતા જુવેછે, ત્હેવી એ ક્ષણિક વૃત્તિ નથી; કેમકે ઉત્તરાર્ધમાં કહ્યું છેઃ—

"તો એ કટુત્વ હરતાં સુખબિન્દુયોગે
થાએ જ સહ્ય કંઇ જીવન મૃત્યુલોકે."

આ સુખબિન્દુ તે સુખસિન્ધુ જ છે એ દર્શાવવાનો હેતુ આ કાવ્યનો છે. સર્વ સુખનું નિદાન પ્રેમ—અચલ, વ્યાપક પ્રેમ—છે. તે પ્રેમ વિરલ સૂક્ષ્મરૂપે સર્વત્ર પસરી રહ્યો છે, તો પછી ત્હેને પરિણામે સુખ ચિરસ્થાયી જ હોઈ જીવન મનોહર જ લાગવું જોઇયે; સુખ નશ્વર—નાશ પામનારું—છે જ નહિં; ( શ્લોક ૧ ).

આ સુખસિન્ધુ છે. એ સિન્ધુનો અનુભવ જીવનમાર્ગમાં એ સિન્ધુમાંનાં બિન્દુવડે જ મળી શકે, એ બિન્દુઓ:—ક્ષણિક ભાસતું, પણ સંસ્કારદ્વારા ચિરંજીવી, ચુમ્બન, પ્રેમભર્યાં સ્મિત (દુઃખને સમયે સ્મરણ-દ્વારા સુખ આપનારાં સ્મિત ), ઇત્યાદિ આ જીવનમાં ડગલે ડગલે વીણેલાં ફૂલનાં માધુર્ય સત્યદૃષ્ટિથી જોનારને તો સ્થિર જ લાગશે. માટે સુખ અવિનાશી જ છે. (શ્લોક ૨, ૩, ૪). એ સુખો હૃદયમાં ઊંડાં—કનકની પેટીમાં—પૂર્યાંછે; તે સોધી કાઢવા માટે એ પેટી ઉઘાડવાની કનકકૂંચી એક છે; એ કૂંચી તે સુખવાદીનું સત્યદર્શન, એ સુખોને ના જોઈ સકવાથી જૂનાં થયેલાં, એ સુખો સત્યદર્શનથી જડતાં, ફરી નવે-રૂપે પ્રાપ્ત થાયછે. ( શ્લોક ૫. )

શ્લોક ૩. ચરણ ૨.

'ધરશે'નો કર્તા 'સ્નેહી-ઉરો' ( સ્નેહીજનનાં હૃદય ), અને કર્મ 'એ' ( એ સ્મિત ) છે.

સ્થિર—એ 'ઉરો'નું વિશેષણ નથી; 'ધરશે'નું ક્રિયાવિશેષણ છે. સ્થિર ટકી રહે એમ હૃદયો ધારી રાખશે—એમ અર્થ છે.

શ્લોક ૪.

ચરણ ૩ માંનો 'રસ' તે ચરણ ૧ માંના 'અર્ઘ્યપાન'ને ઉદ્દેશે-છે, અને 'સુગન્ધ' તે ચરણ ૨ માંનાં 'ફૂલ'ને ઉદ્દેશેછે.

**જૂના ધ્વનિ** પૃ. ૫૨—૫૩.

"Songs my mother taught me" એ ગીતના શબ્દ સ્મરણમાં નથી. પણ કેટલાંક વર્ષ ઉપર વાંચેલા એ ગીતના ભાવની છાયા જે મ્હારા મન ઉપર પડેલી ત્હેનું આ આલેખન છે. તેથી 'છાયા' નામ વાપર્યુંછે;—ભાષાન્તર અને અનુકરણની વચમાં અટકે-છે માટે.

એકવાર પ્રખ્યાત ગાનારી Madame Albani મુંબાઈમાં concert માં ગાવાની હતી તે વખત હેના પ્રોગ્રામમાં આ ગીત હતું. મ્હને યાદ આવેછે કે એ ગીત કોક ઠેકાણે મ્હેં વાંચ્યું હતું, અને હેના કરુણ રસમય, આર્દ્ર, ભાવથી મ્હને બહુ અસર થઈ હતી. આ છાયામાં બીજી કડી અને તે સાથે સંબન્ધ રાખનારો ભાગ (પ્હેલી કડીનું ઉત્તરાર્ધ) મૂળમાં નથીઃ મૂળમાં સૂચકતામાં અદ્‌ભુત રીતે રહેલા ભાવ ઉપરથી મ્હેં કલ્પી કાઢયોછે.

કડી ૨. પ્રથમ કડીના છેલ્લા ચરણમાં કહેલા ભૂત સમયનું વત્સલ-તાથી આર્દ્ર ચિત્ર આ કડીમાં છે.

ચરણ ૩. સૂરઘટના—સ્વરની (સંગીતના સ્વરોની) ગોઠવણી.

ચરણ ૪. તાલ તે સંગીતનું કૃત્રિમ શુષ્ક ઉપાઙ્ગ નહિં પણ હેના રસમાં ભરતી કરનારું તત્ત્વ બને એ રીતે 'તાલમાં રસ સાચવવો' તે એ શીખવતી.

કડી ૩. પોતાની પુત્રીને એ જ જૂના પ્રેમભર્યાં સંસ્કારવાળાં ગીત શીખવતે હૃદયમાં ગૂઢ આંસુ વ્હેવાનું કારણ એક તો પોતાની મરણ પામેલી માનું સ્નેહમય સ્મરણ, અને બીજું પોતાની પુત્રી પણ ભાવિમાં પોતાને આમ સંભારશે એ દૂર દર્શનથી થતી ગદ્‌ગદાવસ્થા.

ત્ય્હારે અને હવે. પૃષ્ટ ૫૩–૫૭.

આ કાવ્યની ઘટના તથા ભાવ આ પ્રમાણે છેઃ—

અસાધારણ શાન્તિ અને સૌન્દર્યવાળી સન્ધ્યાને સમયે કવિ એક સિન્ધુકિનારાની પર્વતટોચ ઉપર ઊભો રહેલોછે; તે સમયે ત્રિકાળનું

ગાન ગાતા સિન્ધુના સ્વરો હૃદયમાં ભરાતાં ભૂત અને વર્તમાન વચ્ચે વિરોધના અનેક પ્રકારો પ્રત્યક્ષ થાયછે; તે છૂટક છૂટક પાત્રોનાં ગાનરૂપે ઉપસ્થિત કરાયાંછે. એ પાત્રો પ્રત્યક્ષ નથી તેથી હેમનાં ગાન અશરીર કહ્યાંછે. પ્રથમ પ્રેમવચનોથી છેતરી પછીથી શઠે તજેલી યુવતિનું–'ત્ય્હારે અને હવે'નું ચિત્ર; સંપત્તિ સમયે ખુશામદખોર મિત્રોથી વીંટાયલા અને નિર્ધન થતાં તજાયલા ધનિક નિર્ધનનું 'ત્ય્હારે અને હવે'નું ચિત્ર; માનવ માત્રના બાલ્યના ઉલ્લાસ અને પ્રૌઢાવસ્થાના ગમ્ભીર ભાવ એ બેનું 'ત્ય્હારે અને હવે'નું ચિત્ર, ઈત્યાદિ પાંચ ચિત્રો નમૂનારૂપે રજૂ કરીને હેવાં અસંખ્ય ગાનોનું એક સમગ્ર મહાન્ ગાન, એ છૂટક ગાન જેમાં માત્ર એક સ્વરબિન્દુરૂપ બનેછે હેવું મહાન્ ગાન (દરેક છૂટક ગાનને સંવાદથી ગૂંથનારું ગાન),—પ્રકૃતિમાં વ્યાપી રહેલું સમગ્ર સૃષ્ટિમાંના સંવાદનું ગાન પ્રગટ થયેલું બતાવ્યુંછે. જીવન અને પ્રકૃતિના સર્વ પ્રસંગો તરફ યોગ્ય દૃષ્ટિથી જોતાં બધા વિસંવાદી ભાસતા અંશોનો પણ સંવાદ પ્રગટ થઈ એક સમગ્ર સુન્દરતાનો સમન્વય જણાયછે એમ તાત્પર્ય છે; માટે જ એ ગાન

"ગાજી રહ્યું પ્રકૃતિમાં સ્થિર એ સુરીલું."

(કડી ૧૭, ચરણ ૪.)

શ્લોક ૧. ચરણ ૨.

અસ્ત પામતા સૂર્યનાં કિરણોનો ગોળાકાર ફેલાવ મુગટના આકારનો થાયછે તેથી 'કિરીટરચના.' (કિરીટ=મુગટ).

ઉત્તરાર્ધ—એ કિરણોના વચગાળામાં ગુલાબી અને પિરોજી રંગનું આકાશ આવી એ રંગના લાંબા પટા હેવા જણાયા કે જાણે ચક્ર (પયડા)ના આકારનું મંડળ ના હોય. આરાવલી = આર + આવલી; આરાની હારય. (अर = આરો (પયડાનો) છે, તેમ आर શબ્દનો પણ એ એક અર્થ છે.)

આ પ્રકારની રચના (શ્લો. ૨ ચ. ૧ માંના શુક્રતારાસહિતની) પ્રત્યક્ષ મ્હેં એક સમયે રત્નાગિરિ જિલ્લાના બાનકોટ બંદરના

કિનારાના ડુંગર ઉપરથી જોઈ હતી. આ કાવ્યની ઉત્પત્તિ પણ તે સમયે જ થઈ હતી.

શ્લોક ૯ પૂર્વાર્ધ.

**त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयं**
**त्वं कौमुदी नयनयोः**

એ 'ઉત્તરરામચરિત'માંના વચનની છાયા આ શબ્દોમાં છે.

ચરણ ૩. ચાટુ= મીઠાં વચન, પછી વિશેષણ તરીકે લઈ મીઠાં વચનવાળાં.

શ્લોક ૧૦. 'પ્રેમમાં'—એમ કહી તરત સુધારેછે.—'પ્રેમના આ ભાસમાં';કેમકે આખરે શઠે તજી તેથી ખરો પ્રેમ મૂળ હતો જ નહિં.

શ્લોક ૧૧ ચરણ ૪.

હાસે ( હાસમાં ) પણ ઊંડું (છૂપું ગૂઢ રહેલું ) રુદન સાંભળું-છું. જીવનનો અનુભવ જ હેતો છે કે આનન્દ અને શોક એ બે વચ્ચે કેશાગ્ર જેટલું જ અંતર છે. આ ભાવ તો અહિં છે જ; પણ તે ઉપરાંત આનન્દહાસનું દર્શન થવાની સાથે જ આનન્દની અસ્થિરતા અને શોકનો ઘેરો પડદો હેતું ભાન થાયછે, તેથી હાસમાં રુદન સંભળાતું કહ્યુંછે.

શ્લોક ૧૨ ચરણ ૧.

"ગયા મોહો લાધી સ્મૃતિ"—આ શબ્દો 'ભગવદ્‌ગીતા'માંના સંસ્કારથી ઉત્પન્ન થયાછેઃ—

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**
( અધ્યાય ૧૮, શ્લોક ૭૩ )

"મોહ ભાગ્યો, સ્મૃતિ લાધી મ્હને આપ-પ્રસાદથી."
( રા. ન્હાનાલાલ દલપતરામકૃત ભાષાન્તર. )

લાધી-( सं. लब्धं-પ્રા. लद्धं-ગુજ. લાધ્યું. ) પ્રાપ્ત થઈ.

ચરણ ૨.

પ્રવેશી અંગારે—દુઃખ, જીવનના વિષમ અનુભવ, પશ્ચાત્તાપ ઇત્યાદિ અંગારમાં પેશીને.

શ્લોક ૧૪/૨, ૧૫/૨.

આ બે શ્લોકના અર્થમાં પ્રથમાભાસે વિરોધ જણાતો નથી, પરંતુ વિરોધ ખરો આ રીતે છેઃ—યૌવનકાળમાં ( સત્ય દર્શનને અ-ભાવે ) જીવનના આઘાત ( દુઃખાદિ પ્રસંગો ) મળવાની સાથે તે સહન ના થતાં, એ આઘાતના બળને અણઘટતું મહત્ત્વ આપી હેમાંથી છૂટીને આકાશના તારામાં જઈને જાણે વસવાની ઇચ્છા થતી. હવે પ્રૌઢકાળમાં જીવન અને પરજીવનના સંબન્ધનું સત્ય તત્ત્વ-દર્શન થતાં જગતનું વિષમગાન—આઘાત, દુઃખ, ઇત્યાદિ પ્રસંગોની નિષ્ઠુરતા—ની ખરી કીમત જાણીને એ ગાન વિખરી જાયછે અને નવું દિવ્ય સંગીત વ્યાપી રૂહેછે, અને આ કારણથી મરણાદિકનો ભય લુપ્ત થઈ તે તરફ સમદૃષ્ટિ થાયછે તેથી જ સન્ધ્યારંગમાં ઉડુ-(તારા) ગણમાં, અને વ્યોમના કુહરમાં જગજ્જનનીનાં તેડાં સંભળાય-છે ને એ તેડાંમાં જનનીના પ્રેમલ સ્વર સંભળાયછે.

શ્લોક ૧૫/૨ ચરણ ૧–૨.

ટેનિસનની આ પંક્તિઓ સરખાવો.

Sunset and Evening Star,  
And one clear call for me.

શ્લોક ૭/૩, ૯/૨, ૧૧/૨, ૧૩/૨, ૧૫/૨—આ ખંડશિખરિણી બધા રા. ન્હાનાલાલના ( મ્હારા 'ધ્રુવડ' કાવ્યના શ્લોક ૮, ૧૦, ૧૨, ૨૦–માં બિમ્બરૂપે સ્વીકારેલા ) ખંડશિખરિણીથી પૂર્વાપર અંશોની ઉલટ પાલટ ક્રમયોજનાને લીધે સ્વલ્પ ભેદવાળા છે; બાકી તત્ત્વસ્વરૂપ એનું મળતું છે.

શ્લોક ૧૬ ચરણ ૨. ગગન—ગગને (સપ્તમીનો પ્રત્યય 'એ'લુપ્ત.)

**સૌન્દર્યની દેવીને** પૃષ્ઠ ૫૭–૫૯.

આ કાવ્ય '**વસન્ત**' માટે મોકલતાં **પ્રોફેસર આણંદશંકરને**

લખેલા પત્રમાંથી ઉતારો આપવાથી કાંઇક આ કાવ્યના અન્તઃસ્વરૂપ ઉપર પ્રકાશ પડશેઃ—

" I wrote to you yesterday; and this morning, all unexpected, my Muse was delivered of the accompanying poem. I do not send it to— for declaring whether the new-born one is a congenital cripple and idiot. If the spirit of Shelly presided over its conception, none the less it is a legitimate offspring of my own Muse. I do not deny that Shelley's Hymn to Asia has something to do with the conception of the poem. But I am also sure it has come out with a single and sudden impulse this morning. But I also feel it is of course infinitely below the exalted idea of Shelley's sublime poem. "

સકલ બ્રહ્માણ્ડમાં દિવ્ય સૌન્દર્ય વ્યાપી રહ્યુંછે ત્હેની અધિદેવી કલ્પીને ત્હેને સંબોધનરૂપે આ કાવ્ય છે. શેલીના 'પ્રકૃતિના આત્મતત્ત્વ' ("Asia")ને કરેલા સંબોધનકાવ્યને માત્ર પ્રેરક નમૂના રૂપ લઇને આ કાવ્ય સ્વયંભૂ ઊર્મિથી પ્રગટ થયુંછે.

આ કાવ્યમાં સૌન્દર્યની દેવીના વ્યાપક જ્યોતિ તરફ સતત દૃષ્ટિ થાયછે; સર્વ સૃષ્ટિમાં એ જ્યોતિનું પૂર અલૌકિક વેગથી વહ્યા કરેછે ( કડી ૨ ); ત્હેનાં થોડાંક જ દૃષ્ટાન્ત આપ્યાંછેઃ--અનન્તતાના મેદાનમાં ગગડતા બ્રહ્માણ્ડગોળની પણ પેલી પારચ, અર્થાત્, Space-- દિક્-ની અસીમ સીમાની બંધી બાજૂએ ( કડી ૩ ); તેમ જ સર્વ સૃષ્ટિમાં વ્યાપેલા આકાશ (ether) માં ગૂંથાઇ રહેલા અનન્ત અણુગણુ ત્હેની અંદર પણ ( કડી ૪ ); (અર્થાત્ વિભુ અને અણુ બંને પરિ-

માણોમાં );—વળી, પ્રકાશ અને અન્ધકાર બંનેનાં જુદાં જુદાં મુખ્ય સ્વરૂપોમાં;–જેમકે, રાત્રિને ચન્દ્રે ચાંદનીમાં ડૂબાડી હોય ત્ય્હાં ( કડી ૫); તેમ જ, તારાથી જડેલા અંધકારમાં રહેલા ને શાન્તિમાં આશ્રય લેતા વિશ્વમાં ( કડી ૬ );–અને આથી પણ વિશેષ, નિરંતર પ્રકાશમય સૂર્યલોકમાં (કડી ૭); અને સૃષ્ટિની પૂર્વે રહેલા ગાઢા અન્ધકારમાં ( કડી ૮ );—એમ સર્વત્ર આ સૌન્દર્યની દેવીના જ્યોતિનું પૂર વ્યાપ્યુંછે. એ દેવી જીવનનું જીવન છે, હેના વડે જીવન ટકી રહેલુંછે. અને સર્વ વિશ્વના તેજની અન્તર્ગત તેજ એ દેવીનું છે. ( કડી ૯. )

આ વ્યાપક જ્યોતિના વિશાળ સિન્ધુનું સમગ્ર દર્શન થવા માટે કવિ ઉચ્ચ લાલસા એ રાખેછે કે સૂર્યની સમીપ જતો જણાતો ગરુડ ને મ્હારું વાહન બને અને ત્હેના ઉપર ચઢીને અત્યન્ત ઊંચાણમાંથી આ વ્યાપક ગૂઢ જ્યોતિનું પૂર નિરખું (કડી ૧૦-૧૧).

કડી ૪. અણુરેણુ–અણુની રેણુ ( ધૂળ ); અર્થાત્ અણુનો પણ ઝીણામાં ઝીણો ભાગ.

કડી ૫. ચરણ ૩. મન્દ્ર–ગમ્ભીર.

કડી ૬. તારાથી ચમકતા અંધારારૂપી દુકૂલ ( વસ્ત્ર )ને ધારીને વિશ્વ શાન્તિને ખોળે ( ઉછંગમાં ) પડયું હોય ત્ય્હાં એ ગૂઢ પૂર અભંગ ( સતત ) વ્હેછે.

કડી ૮.

**तम आसीत्तमसागूळ्हमग्रेऽप्रकेतं सलिलं सर्वमा इदम्।**
( ઋગ્વેદસંહિતા, અષ્ટક ૮, અધ્યાય ૭, વર્ગ ૧૮, મંડળ ૧૦, અનુવાક ૧૧, સૂક્ત ૧૨૯, ઋચા ૩.)—એ સ્મરણમાં રાખીને આ કડીનાં પ્રથમ બે ચરણો વાંચવાં.

આ કડીમાં સૃષ્ટિના પૂર્વકાળની સ્થિતિને ઉદ્દેશ છે તે ભૂતકાળની વાતનો છે, છતાં 'વહે' એ વર્તમાનકાળનું રૂપ પ્રથમ દર્શને અનુચિત લાગશે. પરંતુ સૃષ્ટિ અને લય અનેકાનેક થયાછે ને થશે એમ કલ્પના સ્વીકારિયે, તો 'વહે' એ રૂપ નિરંતર થતા પ્રકાર માટે બરોબર જ છે. આ કલ્પના છોડી દેતાં પણ,

અતિ દૂર ભૂતકાળની તરફ પણ કવિની કલ્પનાદૃષ્ટિ આ સમયે પ્રત્યક્ષ દર્શન જોતી હોય તેમ ક્રમણ કરેછે એ અર્થ સૂચવવાને વર્તમાન કાળનું રૂપ યથાર્થ બનેછે.

કડી ૯.

"તું તો જીવનનું જીવન સાચું" અને "તુજ તેજ વડે વિશ્વ-તેજ", આ બે વચનો શેલીના 'Hymn to Asia'માંના નીચેનાં વચનોનું સ્મરણ કરાવશે;—

"Life of Life! thy lips" etc.

અને

"Lamp of Earth! where'er thon movest,
Its dim shapes are clad with brightness.

કડી ૧૦. ગરુડ રવિકિરણનો ભક્ષ કરે—એ વચનનું તાત્પર્ય એટલું જ કે ઊંચે સૂર્યની સમીપ જ જાણે એ જાયછે એમ લાગે-છે. ચકોર ચન્દ્રકિરણોનો ભક્ષ કરેછે એ પ્રાચીન કલ્પનાના નમૂના ઉપર આ ગરુડના સૂર્યકિરણના ભક્ષની કલ્પના રચવાની છૂટ લીધી-છે. ગરુડ = Eagle. ઉત્તર કાનડા જિલ્લામાં મ્હેં eagle ને એક વાર દીઠાંછે.

કડી ૧૧. દીન દાસ—સૌન્દર્યની દેવીનો દીન દાસ.

**પ્રેમના સંદેશ ક્ય્હાં?** પૃષ્ઠ ૫૯—૬૦.

આ કાવ્યમાં **યશોધરા** અને દયા-પ્રેમના નિધાન **બુદ્ધદેવ** એ પાત્રો માત્ર આધારરૂપે લીધાંછે.

બુદ્ધનો પ્રેમ માનવજાતિ ઉપર હતો, છતાં ત્હેનું સૂક્ષ્મ સ્વરૂપ કવિત્વદૃષ્ટિથી આ કાવ્યમાં જુદાં જુદાં ચિહ્નોથી આંક્યુંછે.

આ કાવ્યની પ્રેરણા નીચેનું વચન વાંચીને થઈ હતી:—

"They (i. e. the children) learnt their letters because Sanzo hād told them of a great man of old who could

write letters on the sky and upon running water. How delightful it would be to paint black strokes on the sky and send honorable love to the Moon Lady, or write upon the river at the coming of the iris bloom !"

( From a two-page story—"The writing in the Sand" about a Japanese priest (Buddhistic), in "Black and White," dated 22nd August 1908.)

કડી ૩–૪. મરણ અને જીવન વચ્ચે, મરણશય્યા ઉપર રહેલા પતિની સેવા કરતી યુવતિનાં આંસુ–હૃદયમાં ગૂઢ રહેલાં–ત્હેમની સુન્દરતા અને મધુરતાથી કુસુમ બનતાં કલ્પ્યાંછે.

કડી ૫. ચરણ ૧—ઇન્દ્રધનુ-બુરખો = ઇન્દ્રધનુરૂપી બુરખો.
ચરણ ૩. ઝાંખતી–નું કર્મ 'સ્મિત' અને કર્તા 'સુન્દરી ગિરિદેવી' છે. ઝાંખતી = આછું પ્રગટાવતી.
ચરણ ૩—૪. સુન્દરી ગિરિદેવી–ગિરિદેવી તે સુન્દરી.

કડી ૬ ચરણ ૪.—આંસુ–શોકનાં અને હર્ષનાં બંને સ્થિતિ વિકલ્પે લઈ સકાશે. ગૂઢા ભાવ શા તે કલ્પનાગમ્ય રહી પ્રસંગાનુસાર લઈ સકાય.

કડી ૭ ચરણ ૧–૨. નદીમાં શુક્રનું પ્રતિબિમ્બ પડેલું તેથી પોતાના કેશમાં શુક્રને ગૂંથ્યાની કલ્પના છે.

કડી ૮. શિશુની નિર્દોષતા તથા દિવ્યસ્થાનની સૂચકતાને લીધે એ મર્ત્યજીવનને સ્વર્ગ સાથે જોડેછે એમ માન્યતા દર્શાવીછે.

**આર્તનો પુકાર**—પૃષ્ઠ ૬૧.

આ કાવ્યમાંનું રૂપક સમઝાય હેવું છે એમ આશા રાખુંછું. સ્પષ્ટતા માટે બતાવુંછું: કોઇ કૂવાની ઉપર સુન્દર લલચાવનારી વેલી ( લતા ) હોય ત્હેને જોઈને હેનાં ફૂલ લેવા માટે કોઇ મનુષ્ય જાય; ચેતવનાર બીજો હેને રોકે, પરંતુ લતાકુસુમથી લોભાયલો તે ન સાંભળી, લતાથી ઢંકાયલો કૂવો ન જોઈ સકે માટે અંધ બનીને પગ મૂકતાં,

પગ ચૂકીને અંદર પડે; પછી સૂર્યનો પ્રકાશ જોવાને ઉત્સુક બની અંધકૂપમાંથી બ્હાર નીકળવા બૂમો પાડે;–હાવી અવસ્થા દુરિત ( પાપ )ના કૂપમાં પડેલા મનુષ્યની દર્શાવીછે; વિષયસુખની લાલચ તે લોભન લતા.

અન્ધકૂપ = અંધારો કૂવો.

કડી ૩. પ્રભા નિરખવા માટે ભૂખ્યો; દૃષ્ટિના વિષય માટે રસનેન્દ્રિયજન્ય ભૂખ એ રૂપકમાં જોવાની ઇચ્છાની તીવ્રતા સૂચવાય-છે. તૃષા પણ આ સંબન્ધમાં વપરાયછે. પ્રકૃતિના અથવા ઇતર સૌન્દર્યનું આનન્દથી દર્શન કરવાને 'પાન' ( drinking )થી વર્ણન કરવાનો પ્રચાર સર્વત્ર છે.

"સૌન્દર્ય એ મધુર કેરું કરંત પાન
નૅનો વડે તહિં ઊભો ભૂલ્યોઁ સર્વ ભાન."

( કુસુમમાળા, પૃષ્ઠ ૬૯ )

"તનુ ત્હારોઁ ઉપાસમોઁ જ્યહાં ઊઘડે,
રસના ઘૂંટડા જગ જોતું ભરે."

( સ્નેહમુદ્રા, પૃષ્ઠ ૫૮. )

ઇત્યાદિ આ પ્રકારનાં ઉદાહરણો જડશે.

સંસ્કૃત ધાતુ **भुज्** નો પ્રથમ અર્થ 'ખાવું' એ છે, અને સુખનો આસ્વાદ કરવો, ભોગવવું, એ અર્થ પછીથી આવેછે તે વાત અહિં ધ્યાન ખેંચનારી છે.

માનવનાં પાંચ ઇન્દ્રિયોમાં સર્વથી તીવ્ર રસનેન્દ્રિય છે; ન્હાનું બાળક નવી વસ્તુ હાથમાં લેતાં તરત તે મ્હોમાં મૂકેછે, તે એ કારણથી જ કે realization ( પદાર્થના વસ્તુસ્વરૂપનો અનુભવ ) એ રીતે જ એ સબળ પ્રકારે કરી સકેછે; આ સ્થિતિ રસનેન્દ્રિયની બીજી ઇન્દ્રિયશક્તિ કરતાં તીવ્રતાનું સૂચક પ્રમાણ છે.

**નૂતન વર્ષ**—પૃષ્ઠ ૬૧–૬૩.

'ગુજરાતી પંચ' ના દીવાળીના અંક માટે આ કાવ્ય તા. ૨૨–૯–૧૯૦૯ ને રોજ રચ્યું હતું.

આ ગરબીમાં સાખીનું મિશ્રણ નવીન કર્યુંછે. હાવાં મિશ્રણો હાલ પ્રચારમાં બહુ છે એટલે કોઇને મુશ્કેલી નહિં પડે.

બેસતા વર્ષ ઉપર અભિનન્દન, પ્રોત્સાહન, ઇત્યાદિ આ કાવ્ય-માં છે.

કડી ૧. પંક્તિ ૨. ગાઓ—અહિં 'ઓ' ટૂંકાવાયછે. ( એ જ પ્રમાણે કડી ૭ પંક્તિ ૨ માંના 'ગાઓ' શબ્દમાં પણ છે ). 'ગાવ' એમ લખ્યું હોત તો આ ખુલાસો આપવો ના પડત; પરંતુ એ રૂપ પરિચિત બહુ નથી.

પંક્તિ ૪. દિવ્ય વાદ્ય—પૃથ્વી ઉપરનાં વાદ્યોના માધુર્યના ઉ-ત્કર્ષ માટે 'દિવ્ય' વિશેષણ નથી લગાડ્યું, પરંતુ ખરેખરાં દિવ્ય લોકનાં વાદ્ય સંભળાતાં કલ્પ્યાંછે. અસાધારણ આનન્દપ્રસંગે સૃષ્ટિમાં પસરેલા સૌન્દર્યની પછાડી નિગૂઢ એ વાદ્યના સ્વર રહેલા ભાસેછે.

કડી ૨. "વાગે અનુપમ વાંસળી"—ઇત્યાદિ.

આ કલ્પના વાંચીને રા. ન્હાનાલાલ દલપતરામ કવિના ડીસે-મ્બર ૧૯૧૧ માં પ્રગટ થયેલા, અનુપમ સૌન્દર્યવાળા, એક કાવ્ય-માંની એક કડી સ્મરણમાં આવ્યા વિના નહિં રૂહેઃ—

> " જામ્યો છે એ મહારાસ, વાગે વેણુ સનાતન;
> સુણેછે બ્રહ્મભીનાં તે, રમે ત્હેમાં હરિજન. "
>
> ( "રાજરાજેન્દ્રને", ખંડ ૫ મો, શ્લોક છેલ્લો.)

રા. ન્હાનાલાલની આ પંક્તિયોમાં ભવ્યતાની છાયા છે, ત્ય્હારે મ્હારી આ સાખીમાં ભવ્યતાની ભાવના સૌન્દર્યના ઢોળમાં ઢંકાઈ ગઈ છે.

કડી ૪. રજની કાળી ગઈ, ઉષા હાસ કરતી આવી, ઇત્યાદિ ચિત્ર પ્રકૃતિના પ્રભાતનું તો છે જ; પણ હેમાં આપણા દેશની અધમ દશાની રજની ગઈ–જવા માંડીછે, અને ઉદયની ઉષાનો ઝળકાટ

કાંઇક થવા લાગ્યોછે, તો એ ઉષાના રાસમાં તાલ મેળવો, એ ઉદયને અનુકૂળ વર્તન, વિક્રમ, કરો,–એમ અર્થ પણ વ્યઙ્ગ્ય રહેલોછે.

કડી ૫ પંક્તિ ૨. 'પ્રેરે'—નો કર્તા છેલ્લી પંક્તિમાંનો 'સૂરો' એ શબ્દ છે.

કડી ૬. પંક્તિ ૪.

કડી ૧ માં દિવ્ય વાદ્ય 'દૂર, દૂર' વાગતાં સંભળાતાં કહ્યાંછે ( ઉદ્‌બોધનના આરમ્ભને એ સ્થિતિ અનુકૂળ છે ); તે આ કડીમાં 'ઓ સમીપ આવ્યાં' એમ વચમાં આવેલા વર્ણનના ક્રમોના અનુભવ પછી સુઘટિત બનેછે.

**અણકરમાયાંફૂલ**—પૃષ્ઠ ૬૩–૬૪.

વર્ષગાંઠયની ભેટ તરીકે આ કાવ્ય રચેલુંછે. પ્રેમની સર્વ અવસ્થામાં વ્યાપકતા, જીવનમાળામાં સુવર્ણસૂત્રરૂપે સ્થિતિ, અહિં દર્શાવતાં તે તે અવસ્થામાંના સ્વરૂપભેદ પણ સૂચવ્યા છે. મુગ્ધાવસ્થામાં કુસુમરૂપે, પૂર્ણયૌવનમાં અમૃતરૂપે, પ્રૌઢવયમાં એ કુસુમને એ અમૃત વડે છાંટી નવી તાજગી આપનાર પ્રભાવરૂપે,—આમ ત્રણે અવસ્થામાં પ્રેમની શુભ પ્રવૃત્તિ દર્શાવીછે.

શ્લોક ૪–૫. પ્રૌઢાવસ્થાની ગમ્ભીર તેમ જ વિચારમય સ્થિતિ શ્લોક ૪ માં સૂચિત છે અને શ્લોક ૫ માં કુસુમની વૃષ્ટિ મુગ્ધાવસ્થાના સંસ્કાર જગવી ઘેરાં ગાન પ્રૌઢાવસ્થાના સ્વરનું અનુરણન કરેછે.

**શૂન્યહૃદય મુગ્ધા.** પૃષ્ઠ ૬૪.

બાબૂ જ્યોતિરિન્દ્રનાથ ટાગોરના 'અશ્રુમતી નાટક'માં (બંગાળીમાં) બાબૂ રવીન્દ્રનાથનાં બે ગીત છે ત્હેમાંના એકનું ભાષાન્તર કરી નારાયણ હેમચન્દ્રના એ નાટકના ભાષાન્તરમાં મૂકેલું આ કાવ્ય છે. મૂળ ગીતની ચાલ જુદી જ તરેહની છે. આ ગીતની ચાલ મ્હેં જુદા નમૂના ઉપર યોજી છે. આ કાવ્યનું મથાળું મ્હેં આ સંગ્રહમાં મૂકતે જોડયુંછે.

કડી ૨. પંક્તિ ૨.

સુગન્ધની ઢગલીઓ—સુગન્ધમય કુસુમની ઢગલીઓ; સુગન્ધ એ પ્રધાનગુણની તીવ્રતાની વ્યંજના આ લક્ષણાથી થાયછે.

કડી ૪. પંક્તિ ૧.

આ મુખચંદ—ત્હારો મુખચંદ.

કડી ૫. પંક્તિ ૧. કુંજ—કુંજમાં. (સપ્તમીનો પ્રત્યય 'એ' લુપ્ત.)

ખીલી—ખીલેલી.

**ગોપીઓનું સંમેલન.** પૃષ્ઠ ૬૫-૬૬.

આ ગીત પણ "**અશ્રુમતી**"માંથી છે.—આ ગીતના આંતરા પ્રત્યેક જુદા જુદા રાગમાં ગાવાથી ચારુતા આવેછે; આંતરો ૧ લો ખમાચમાં, ૨ જો બિહાગમાં, ૩ જો કલ્યાણમાં, ૪ થો સોરઠમાં, અને ૫ મો ખમાચમાં—આમ યોજના મ્હારા બન્ધુ રા. કૃષ્ણરાવે રસિક રીતે કરીછે. ગીતનું નામ આ સંગ્રહ માટે મ્હેં પાડયુંછે.

કડી ૧. ચરણ ૧. નીલ વાસ—કાળાં લૂગડાં, વાસ—**વાસસ્-વાસઃ** ઉપરથી. રાત્રિયે અભિસારિકા અન્ધકારમાં ગૂઢ રહી સકે માટે કાળાં વસ્ત્ર સ્વીકારાયછે. પરંતુ આ ગીતમાં તો અજવાળી રાત્યનું વર્ણન છે, તેથી શ્વેત વસન જોઇતાં હતાં. પરંતુ મૂળમાં 'નીલ' છે તેથી કાયમ રાખ્યુંછે. બાકી—ધારી ચારુ શ્વેત વાસ—એમ કરી સકાત ખરું.

ચરણ ૨.—રાસ = રાશિ, ઢગલો.

હૃદય—હૃદયમાં (સપ્તમીનો પ્રત્યય 'એ' લુપ્ત.) પ્રણય = પ્રેમ; પ્રેમના કુસુમનો ઢગલો હૃદયમાં (ધારીને—પ્રથમ ચરણમાંથી અધ્યાહૃત; અથવા ધારી—નું કર્મ એક વાક્યમાં જ લેવું.)

ચરણ ૩. હરિણનેત્ર—૦ નેત્રમાં (સપ્તમીનો પ્રત્યય 'એ' લુપ્ત.) આ પણ પ્રથમ ચરણના 'ધારી' નું કર્મ.

કડી ૨. 'ઢાળે'—એ ત્રણે ચરણમાં 'ળે' ની એક માત્રા કરીને બોલવાની જરૂર છે.

ચરણ ૨—સુરવસાર–સુન્દર રવ (અવાજ) નો સાર (તત્ત્વરૂપ અંશ); મધુર અવાજનું પણ અન્તસ્તત્ત્વ–સાર–તે વિશેષ મધુર હોય.

ચરણ ૪. રજતશી—રૂપા જેવી.

કડી ૩. ચરણ ૨.—અયુત = દસહજાર.

ચરણ–૩. પુંજ = ઢગલો.

ચરણ ૪.—બકુલ = બોરસલી; (સં. **बकुलसरी** = બકુલની માળા, પ્રા. **बउलसरी,**—અવાન્તરક્રમ–બોલસરી, (વ્યત્યય થઈ)–બોરસલી. મરાઠીમાં બોરસલીને બકુલ જ કહેછે; કચ્છમાં બોલસરી કહેછે; '**માલતી માધવ**' નાટકમાં બકુલની માળા ઘણા દિવસ સુધી તાજી રહીછે, તે બોરસલીના ખાસ ગુણને લીધે જ. આમ છતાં રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરે પોતાના શાકુન્તલ નાટકના ભાષાન્તરના કોશમાં બકુલ = કેસુડો–એમ આપેલું જોઈ આશ્ચર્ય લાગેછે.

યૂથી = જૂઈ; જાતિ = જાઈ.

કડી ૪. ચરણ ૩.—અમૃતસદન = અમૃતનું ઘર. (વદન = મુખ–નું વિશેષણ).

વદનછાય = મુખની છાયા (= કાન્તિ).

ચરણ ૪. (મુખકાન્તિ) ચન્દ્રને નિન્દેછે, અર્થાત્ ચન્દ્ર કરતાં ચઢિયાતી છે.

કડી ૫. ચરણ ૪.–ભાનુસિંહ–'રવીન્દ્ર' એ નામનું રૂપાન્તર બાબૂ રવીન્દ્રનાથે જાણી જોઈને કરેલુંછે.

**કિસા ગોતમી.** પૃષ્ઠ ૬૬–૭૧.

આ આખ્યાન બુદ્ધચરિતનો એક ભાગ છે. બુદ્ધની parables (દૃષ્ટાન્તકથા) માં એક કિસા ગોતમીની parable છે. કાવ્યમાંથી કથા સમઝાઈ આવે એમ છે. "Light of Asia" નામે Edwin Arnold નું બુદ્ધચરિતનું મહાકાવ્ય અંગ્રેજીમાં છે ત્હેમાંથી આ કથાભાગનું ભાષાન્તર આ કરેલું છે. ("જમ્બૂજ્યોતિ" નામથી આખા

કાવ્યનું ભાષાન્તર કરી પ્રગટ કરવાનો મનોરથ લાંબા કાળથી છે. ) આ સ્થિતિ ઉપરથી આ કાવ્યનો આરમ્ભ પાછલી વાર્તાના સંધાનમાં હોય એમ જણાયછે ત્હેનું સમાધાન મળશે.

કડી ૧.—સાથ.-**સિદ્ધાર્થ** રાજસુખ, પત્નીપુત્ર, સર્વ તજીને નીકળી ચાલ્યા પછી હજી બુદ્ધત્વ પ્રાપ્ત થયા પહેલાં જ, પરંતુ તપશ્ચર્યા આરંભ્યા પછી, રસ્તામાં જતાં કેટલાક ભરવાડ ઘેટાં બકરાં લઈને-યજ્ઞ માટે વધાર્થે લઈને-જતા હતા તે હેને મળ્યા. ત્હેની સાથે એ જતો હતો, તેથી 'સાથ.'

કડી ૬ તથા ૧૮-૨૭.—પ્હેલે દિવસે **કિસાગોત**મી **સિદ્ધાર્થ** પાસે બાળક માટે ઔષધ માગવા ગઈ હતી તે વૃત્તાન્ત **કિસાગોત**મીના મુખથી જ કહેવડાવ્યોછે.

કડી ૭-૯. **કિસાગોત**મીની parable માં મૂળમાં સર્પદંશનો વૃત્તાન્ત જણાતો નથી. **એ**ડવિન **આ**ર્નોલ્ડનો એ ઉમેરો હશે.

કડી ૧૨.—'મ્હેં ગુમાવાએ' = મ્હારાથી ગુમાવાય. **પ્રે**માનન્દના સમયની વ્યાકરણરચના આ છે. જાણીને જ સ્વીકારી છે.

કડી ૧૩. મોદને—મોદ = આનન્દ; આનન્દને.

કડી ૧૭-૧૮. પુણ્યાત્મા, ઋષિજન.—તે **સિદ્ધાર્થ**ને ઉદ્દેશીને કહ્યુંછે.

કડી ૧૯. મૃત્યુ તે અનિલ અને જીવિત તે દીપ-એમ રૂપકબીજ છે.

પ્રગટાવવા—અહિં પ્રગટાવંવા-એમ 'વ' ઉપર તાલ મૂકીને બોલવાનું છે.

કડી ૨૧. પટકૂળ—લુગડાનો છેડો, પાલવ. સં. **पट** અથવા **पट्ट** = લુગડું + **कुल** = આગળ્યો છેડો.

આમ વ્યુત્પત્તિ હશે ? **पटकुल** કે **पटकूल** એમ શબ્દ સંસ્કૃતમાં જણાતો નથી. **पट्टदुकूल** ઉપરથી કોઇ વ્યુત્પત્તિ કાઢેછે.

સં. **पटोलं** ઉપરથી ગુજ. પટોળું છે; તે **पट्टकुल** શબ્દ હોય તો તે ઉપરથી રૂપાન્તર હોય ?

**પ્રે**માનન્દે "અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયુંછે પટકૂળ રે." એમ આ શબ્દ **નળા**ખ્યાનમાં વાપર્યોછે (બૃહત્કાવ્યદોહન, ગ્રન્થ **૧** લો, પૃષ્ઠ ૧૭૧ ).

લળી લળી—નમી નમી. જૂનાં કાવ્યોમાં આ શબ્દ વિશેષ જોવામાં આવેછે:—

"પગપ્હાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો."

( **પ્રે**માનન્દકૃત નળાખ્યાન, બૃહત્કાવ્યદોહન, ગ્રન્થ ૧ લો, પૃષ્ઠ ૧૨૧. )

"આપ તે લળી લળી પૂછે કે દીવડી ક્યહાં ગઈ રે."

( **નાગર**માં ગવાતાં ગીતમાંનું એક ગીત, )

કડી ૨૫. 'વૈદ્યે કહ્યું ઔષધ લાવતા.'–consulting phyic-ian સલાહ આપનાર વૈદ્ય અને apothecary ઔષધ આપનાર ગાંધી એ બે જુદા જુદા ધંધા પ્રાચીનકાળથી જ હશે. અથવા પ્રાચીન કાળમાં વૈદ્યનો નિષ્કામ ધંધો હોવાનું આ ચિહ્ન હશે.

કડી ૨૮. ઓવી એ મરાઠી છંદ છે; ખાસ કરીને પ્રાચીન મરાઠી સાહિત્યમાં છે; **ओवी ज्ञानेशाची** એમ **જ્ઞા**નેશ્વર ઓવી માટે પ્રખ્યાત છે. એ છંદનો બાંધો અતિ શિથિલ છે.

કડી ૨૯. ઉટજ = ઝૂંપડું.

કડી ૩૧. રાઈ કાળી–વગર છડેલી રાઈ કાળી જ હોય.

કરમ્યું ફૂલ ખીલવું–મહાત્માને ઔષધ આપું અને એ મ્હારા બાળકને જીવાડે માટે–કરમાયલું ફૂલ ખીલવું–એમ.

કડી ૩૨. ઉત્તરાર્ધ.

ધનમત્ત ધનિકોની રંક ઉપર દયા નથી હોતી તે સ્થિતિ ઉપર આ કટાક્ષ છે; અને જાતિ અનુભવથી રંકને રંક ઉપર સમભાવ થાય એ પણ તત્ત્વ છે.

કડી ૩૩. બાળચાકરમાં—બાળકમાં અથવા ચાકરમાં (થી કોઇ).

કડી ૩૯. સત્યવિવેક—સત્ય તત્ત્વનો વિવેક, વિવેચન, ભેદદર્શન.

કડી ૪૪. અમૃત—અહિં 'અ' લંબાવવો પડશે. ( પણ 'મૃ'-ને સંયુક્તાક્ષર માનવાનો ભ્રમ કરીને અ થડકાવીને નહિં.)

કડી ૪૪–૪૫. એ બેનું યુગ્મક છે. 'હૃદયશય્યાપર સૂતો'–એમ અન્વય છે.

કડી ૪૬–૪૭. યુગ્મક છે.

કડી ૪૮–૫૦.

**સિદ્ધાર્થ**ના સાથમાંના ભરવાડ ઘેટાં બકરાંને યજ્ઞમાં વધાર્થે લઇ જતા હતા ત્હેની ઉપમા અહિં મનુષ્યની સ્થિતિ માટે આપીછે.

બૌદ્ધ સિદ્ધાન્તમાં જન્મનું કારણ કર્મ કહ્યુંછે; જીવનને વળગી રહેવાનાં કારણો અનેક છે, હેને સંયોજન અથવા ઉપાદાન કહ્યાંછે. આ સર્વ દુઃખ અને હેના શમન માટે લાંબું વિવેચન અહિં અસ્થાને છે. પરંતુ સાર આ છેઃ—

૧. જીવન તે દુઃખ છે; ૨. **तण्हा (तृष्णा)**–એ માનવરાગ તે સતત જીવનનું કારણ છે; ૩. માનવરાગનો લોપ કર્યાથી જીવન લુપ્ત થાય; અને ૪ પવિત્ર જીવનથી રાગનો લોપ સધાય. આ ચાર સત્યનાં ટૂંકામાં નામ **दुक्ख, समुदयो, निरोधो,** અને **मग्गो ( मार्गः )** એ છે.

આ દુઃખ ( curse )નું ગૂઢ સત્ય હજી **સિદ્ધાર્થ**ને જડયું ન્હોતું, પણ હેનો પૂર્વાભાસ થયો હતો તેથી આ વચનમાં કાંઇક પૂર્વચ્છાયા આવીછે.

પશુને યજ્ઞમાં લઇ જાયછે, તેમ આ દુઃખ અને જીવનનું મૂળ મનુષ્યને મરણ જન્મ એ ઘટમાળ તરફ લઇ જાયછે.

જેમ આ મૂક પશુયૂથને રમ્યકુસુમ અને તૃણભૂમિ ઓળંગાવીને બલિસ્થાને પશુના નાથ ધૂમીને હાકી લઇ જાયછે તેમ, તે તીવ્ર દુઃખ મનુજટોળાંને મહાબલિસ્થાનમાં પ્હોચાડે (છે;)–આમ અન્વય છે.

જન્મ સાથે જડયું–આ ભાગ મૂળમાં નથી. પરંતુ બૌદ્ધ સિદ્ધાન્તમાંથી ફલિત વિચાર જોડયોછે. જન્મ થયો તે સાથે જ–નિર્વાણસિદ્ધિનો માર્ગ ના સેવે તો—જીવનરૂપી દુઃખ જોડાયલું જ છે. એ જ મહાબલિસ્થાન.

**રાજ્યારોહણ.** પૃષ્ઠ ૭૧–૭૪.

રાજા **જોર્જ** પાંચમાએ ઈ. સ. ૧૯૧૧ માં દિલ્હીમાં આવી રાજ્યારોહણ જાહેર કરવાનો દરબાર ભર્યો તે ઉત્સવ નિમિત્તે "ગુજરાતી **પંચ**"ના કોરોનેશન અંક માટે આ કાવ્ય રચ્યું હતું.

શ્લોક **૧.** ચરણ ૪.

દઢા દિલ્હી.—બધા ફેરફારો–રાજાઓના થયા છતાં સ્થિર રહેલી તેથી દઢા. રા. કેશવલાલ ધ્રુવ 'દિલ્હી' નામની વ્યુત્પત્તિ 'દઢા' ઉપરથી કાઢેછે, ('વાગ્વ્યાપાર' નામના હેમના નિબન્ધનું પૃષ્ઠ ૨૦ જુવો). ઈ. સ. પૂર્વે પ્રથમ સૈકાના મધ્ય ભાગના સમયે દિલ્હી નામ પ્રથમ નજરે પડેછે. ( **એ**નસાઇક્લોપીડિયા **બ્રિ**ટાનિકા )

શ્લોક ૨. ચરણ ૩.

નિર્વાણ—બૌદ્ધ સિદ્ધાન્તનો અર્થ દઢ રૂપે લેવાનો નથી. નિર્વાણ એટલે લુપ્ત થઈ જવું એટલું જ અહિં ઉદ્દિષ્ટ છે.

શ્લોક ૩. ચરણ ૧.

**તો**માર અથવા **તુ**વાર વંશની સ્થાપના **અ**નંગપાળે ઈ. સ. ૭૩૬ માં કરી. ( **એ**નસાઇકલોપીડિયા **બ્રિ**ટાનિકા પ્રમાણે આ સાલ છે; **ટૉ**ડ ઈ. સ. ૭૯૨ માં **અ**નંગપાળે દિલ્હી ફરી બંધાવ્યાનું લખેછે.)

શ્લોક ૪–૫.

ઉપર કહેલા **તુ**વાર વંશનો છેલ્લો રાજા ( વંશપ્રવર્તક **અ**નંગપાળથી ૨૦ મો રાજા ) **અ**નંગપાળ ૨ જો થયો. ત્હેનો ઈ. સ. ૧૧૫૧ ના શુમારમાં **અ**જમેરના **ચો**હાણ રાજા **વીસ**લદેવે પરાજય કર્યો; પરંતુ **અ**નંગપાળની પુત્રી **વીસ**લદેવના પુત્ર જોડે લગ્ન સંબન્ધ-

માં જોડીને બંને વંશ સલાહથી જોડાયા. આ સંબન્ધથી જન્મેલો રાજા **પૃથુરાજ**× (જેને ઈ. સ. ૧૧૬૪ માં દિલ્હીની ગાદી મળી) તે દિલ્હીનો છેલ્લો હિન્દુ રાજા હતો. ઘોરનો **મહમ્મદ** (**મહમ્મદ ઘોરી**) ઈ. સ. ૧૧૯૧ માં દિલ્હી ઉપર ચઢી આવ્યો; તરત નિષ્ફળ થયો; પણ બે વરસ પછી પાછો આવ્યો. **પૃથુરાજ**ને હરાવી મારી નાંખ્યો. ત્યહારથી **દિલ્હી મુસલમાન** શહાનશહાતનું સ્થાનક બન્યું.

**પૃથુરાજ** જેવો રણશૂર હતો ત્હેવો જ અન્તઃપુરના વિલાસમાં ચકચૂર હતો; તેથી "વીર અને શૃઙ્ગાર રસોનો નાયક" કહ્યોછે (શ્લોક ૪ ચરણ ૧–૨).

**ચંદ** કવિના "**પૃથુરાજ**રાસા" નામના **હિન્દી** મહાકાવ્યમાં **પૃથુરાજ**નો વૃત્તાન્ત અને કીર્તિ અમર થયાંછે. (ઐતિહાસિક ભાગ અને કલ્પિત કથા મિશ્ર છે). માટે

"**ચંદ** કવિએ ગાયો પ્રેમે રસની રેલ મચાવીને."

(શ્લોક ૪ ઉત્તરાર્ધ.)

(**મેવાડ**ની સ્ટેટ કાઉન્સિલના મેમ્બર અને રાજકવિ કવિરાજ **શ્યામ**લદાસ, M. R. A. S. નું નામ પ્રસિદ્ધ છે. હેમણે–"**પૃથુ**-રાજ રાસા" **ચંદ** કવિને નામે ચઢાવી દીધેલું હેની પછી ઘણા સૈકાને અંતરે થયેલા કોઈ **રજપૂતાણા કોઠારિયા** અથવા **બેડલા ચુહાણ** કુટુમ્બના ભાટે રચેલું બનાવટી કાવ્ય છે, એમ પ્રમાણો બતાવી સિદ્ધ કર્યુંછે. એ લેખનું અંગ્રેજી ભાષાન્તર Journal of the Asiatic Society of Bengal, Vol Lv. Part I A. D. 1886, No. 1, માં પૃષ્ઠ ૫—૬૫ માં પ્રગટ થયુંછે. એ લેખનું ગુજરાતી ભાષાન્તર મ્હારી વિનંતિથી સ્વ. રણજિતરામ **વાવા**-

---

× **ટૉડ** કહેછેઃ–રજપૂતોમાં પુરુષ સંતતિને જ વારસો મળવાનો રિવાજ છે ત્હેની વિરુદ્ધ **અનંગપાળ** બીજાએ પોતાને પુરુષ સંતાન ન હોવાથ પોતાની પુત્રીના પુત્ર **પૃથુરાજ**ને ગાદી સોંપી.

ભાઇયે કરેલું 'વસન્ત' સં. ૧૯૭૧ ના **આશ્વિનના** અંકમાં પૃષ્ઠ ૫૫૬–૫૬૭ માં પ્રસિદ્ધ થયુંછે. પરંતુ અહિં **ચં**દના નામને સ્વીકારી આપણે ચાલવાને બાધ નથી.)

શ્લોક ૫ ચરણ ૨.

**સંયુક્તા**નું નામ **પૃથુરાજ**ની પ્રિય રાણી તરીકે જે'ને જાણીતું ના હોય ત્હેણે **ભીમરાવ ભોળાનાથ**કૃત '**પૃથુરાજરાસા**' વાંચવું.

ચરણ ૩ જેતા = જીતનાર.

શ્લોક ૮—ચરણ ૪.

**સમ્રાટ—સમ્રાજ્—સમ્રાટ્**—ગુજરાતીમાં અન્ત્ય વ્યગ્જન આખો મૂકી—**સમ્રાટ** = શહાનશાહ; ચક્રવર્તી રાજા.

શ્લોક ૧૪–૧૫ માં **દિલ્હી**ના દરબારમાં થવાની ધામધૂમવાળી રચનાની કલ્પના છે.

શ્લોક ૧૭ ચરણ ૧.

'પરંતુ'—શ્લોક ૧૬ ના પૂર્વાર્ધના વાક્ય ('સ્વપ્નસૃષ્ટિસમ સર્વ-રચના એહ જશે ફિટી' એ વાક્ય) અને આ શ્લોકના પૂર્વાર્ધના વાક્ય ("દયાનીતિ ત્હારી શાશ્વત થતી" એ વાક્ય) ની વચ્ચે વિરોધ આ 'પરંતુ' શબ્દથી જણાવાયછે. શ્લોક ૧૬ ના ઉત્તરાર્ધનું વાક્ય તો કાઉંસમાં મૂકયા જેવું જ ગણવાનું છે.

ચરણ ૩. ખરી કૂંચી—**સમભાવ, sympathy,** પ્રેમની કૂંચી ને ખરી કૂંચી. આ કોઇ ઠેકાણે શબ્દથી કહી બતાવી નથી. પરંતુ હૃદયની કૂંચી તે તો પ્રેમ જ એ સત્ય સ્પષ્ટવત્ છે તેથી જણાઈ આવશે. રાજા **જૉર્જ** પ્રથમ **પ્રિન્સ ઑફ વેલ્સ** તરીકે મુસાફરીએ **હિ**ન્દુસ્તાનમાં ફરી રહ્યા પછી એક ભાષણમાં આ sympathy ના તત્ત્વ ઉપર અને હેની રાજ્યતન્ત્રમાં ઊનતા વિશે બોલ્યા હતા. તેથી આ હેમને વિશે ખાસ વચન છે; "ખરી કૂંચી લાધી" તે.

શ્લોક ૧૮.

એ sympathy ના પ્રતિધ્વનિમાં–પરિણામરૂપે–પ્રજાજનના પ્રત્યેક હૃદયમાં મૂળ ઘાલીને પ્રેમરૂપી વડ સ્થાયી રહેશે.

ચરણ ૪. છાયા–એ પ્રેમવડલાની છાયામાં.

**જીવન.** પૃષ્ઠ ૭૪–૭૫.

અંગ્રેજી કવિ **બાયરન**ના Don Juan કાવ્યના Canto xv, stanza 99 નું આ ભાષાન્તર છે. એ પંક્તિયો નીચે પ્રમાણે છેઃ–

Between two worlds life hovers like a star
Twixt night and morn upon the horizon's verge.
How little do we know that which we are ?
How less what we may be ! The eternal surge
Of time and tide rolls on, and bears afar
Our bubbles: as the old burst, new emerge,
Lashed from the form of Ages; while the graves
Of empires heave but like some passing waves.

ઈ. સ. ૧૯૦૨ માં **જાન્યુઆરી**ના આરમ્ભમાં પ્રો. **આણંદશંકર ધ્રુવે** મ્હને આ કાવ્ય આપીને ભાષાન્તર કરવાનું કહેલું તેથી પ્રેરાઈને આ ભાષાન્તર થયું છે.

કડી ૧. રજનિ–ઉષા—રજનિ અને ઉષા ( દ્વન્દ્વ સમાસ ).

ઉભય–લોક–ઉપકંઠ—ઉભય લોકના ઉપકંઠ ઉપર. (ષષ્ઠીતત્પુરુષ સમાસ); સપ્તમીનો પ્રત્યય 'એ' લુપ્ત; ઉપકંઠે–નું ઉપકંઠ.

કડી ૨. 'ભાવિ વિશે વળી વિશેષ ફાંફાં'–વર્તમાન સ્વરૂપ વિશે તો અજ્ઞાન છે જ, પણ તેથી વિશેષ ભાવિ વિશે છે.

"લઈ નિજ પટ ઉભરાતો"—પટ = જળના પ્રવાહનો વિસ્તાર. નદીનો, સાગરનો, પટ, તેમ કાળરૂપી મહાસિન્ધુ પોતાનો ઉભરાતો પટ લઈને વહે જાયછે.

કડી ૩.—ચરણ ૧–૨.

માનવ બુદ્દબુદને (મનુષ્યરૂપી પરપોટાને) એ કાળનો ઉદધિ (સમુદ્ર) લઈ જાયછે. 'લઈ જાતો' નું કર્મ 'માનવબુદ્દબુદ.'

ચરણ ૩–૬. જમાનાઓની (જમનાઓરૂપી) ફેનિલ (ફીણવાળી) ઉલ્લોલ (રમત કરતી) છોળ્ય પછડાઈ રહેછે, પછડાય તે વખતે જૂના બુદ્દબુદ ફૂટી જાયછે અને બીજા નવીન રંગના બુદ્દબુદ ઊગી નીકળેછે. સમુદ્રની છોળ્ય પછડાય તે વખતે પરપોટા કેટલાક ભાગી જાય, બીજા નવા ઉત્પન્ન થાય, તે રીતે જમાના બદલાતાં કોઇ મનુષ્યો મરી જાયછે, કોઇ જન્મેછે—એમ રૂપકનો અર્થ છે.

કડી ૪.

લઘુલ્હેર—લઘુ (= હલકી) લ્હેરવાળાં. (બહુવ્રીહિ સમાસ)

અને એ અસીમસિન્ધુમાં સહજ સરતા (વ્હેતા) લઘુલ્હેર (હલકા) તરંગ (મોજા) ની પેઠે, વિનાશમાં પડી ગયેલાં મ્હોટા રાજ્યોનાં ખંડેર ઊછળેછે:—આમ અન્વય છે.

**ગોવર્ધનભાઈ.** પૃષ્ઠ ૭૫–૭૬.

સ્વ. ગોવર્ધનરામ **માધવરામ** ત્રિપાઠીના અવસાન પછી આ કાવ્ય "**સમાલોચક**" ના 'ગોવર્ધન સ્મારક અંક' માટે મ્હેં રચ્યું હતું. આ કાવ્યમાં રહેલા વિચાર કલ્પના ઇત્યાદિ ઉપર કાંઇક સૂચક પ્રકાશ પાડવા માટે '**વસન્ત**' ના ગોવર્ધનરામના સ્મારક અંકમાં આપેલા મ્હારા લેખમાંથી અન્તભાગનો ઊતારો આપુંછું:—

"એ ગમ્ભીરનાદી, શાન્ત સાગરનો નાદ એકાએક બંધ પડયોછે. પણ હેનો ધ્વનિ મ્હારા હૃદયને ઘેરી લેતો કાયમ લાગેછે. કોલરિજ, અને કાંઇક બ્રાઉનિંગની પેઠે, ગોવર્ધનભાઈ મ્હને હમેશાં સાગરનું સ્મરણ આપેછે; તોફાની, પ્રચંડ તરંગ ઉછાળનારો, સાગર નહિં; પણ શાન્ત ગાન ગાતો, પ્રભાતના અન્ધકારમાં ધેરાં પ્રભાતિયાં ગાતો, રાત્રિના ચમકતા અંધારામાં ઊંડા ભાવ ઉદ્દીપતો, સાગર.

"અહિં અત્યારે સાગરકિનારે એક મકાનમાં બેઠો બેઠો હું આ લેખ લખું છું. સાગરનું સનાતન ગાન રાત્રિની ઊંડી શાન્તિમાં સંવાદી રીતે ગૂંથાઈ ગયું છે; તારાજડિત આકાશથી તે ફોસ્ફોરસના પ્રકાશથી ચમકતા તરંગના ફેન સુધી સર્વત્ર એકાકાર, કારમી સંવેદના સ્ફુરાવનારું, ગમ્ભીર શાન્તિનું પૂર વ્યાપી રહ્યું છે; આમ સાગર કાંઇ ગૂઢતાના ધુમસમાં, રાત્રિના અર્ધપ્રકાશમાં, આવૃત રહી હૃદયમાં ઊંડા ઝંકાર જગાડે છે. આ સમયે આ દેખાવમાં પ્રતિબિમ્બિત થઈને, એ પ્રેમલ મૂર્તિ, એ મિત્રનો મધુર આત્મા. મ્હને જાણે વીંટી લે છે!

અહિં આ સમયે ઊંડો શાન્તિ ફરે,
તહિં એ મુજ મિત્રની મૂર્તિ તરે!

રત્નાગિરિ જિલ્લો
જાન્યુઆરી ૧૯૦૭ "

શ્લોક ૧—ચરણ ૩.

રજનિતિમિરે—°તિમિરમાં.

વેર્યા—વેરાયલા. અલૌકિક—અલૌકિક જેવા ભાસતા.

શ્લોક ૨–ચરણ ૧.

બિમ્બો–પ્રતિબિમ્બો. સમુદ્રના સૂર–સ્વરો–તારાના આકારમાં પ્રત્યક્ષરૂપ લઈને રહેલા; માટે એ પ્રતિબિમ્બ બન્યા.

પૂર્વાર્ધ—સાગરના સ્વરોનાં પ્રતિબિમ્બ બનીને આકાશમાં તારા રહ્યા છે તે વ્યોમગુહામાં એ સ્વરોનાં ગાનને જાણે ધ્વનિત (પ્રતિ-ધ્વનિત) કરે છે.

પ્રથમ ચરણમાં પ્રતિબિમ્બ કહી દર્શનેન્દ્રિયથી ગમ્ય સ્વરૂપ સૂચવ્યું છે; બીજા ચરણમાં પ્રતિધ્વનિ કહીને શ્રવણેન્દ્રિયથી ગમ્ય સ્વરૂપ બતાવ્યું છે.

ચરણ ૩.—શાન્તિનું વ્યાપક સ્વરૂપ હેવું હતું કે નીચે સાગર અને ઉપર આકાશ બંનેને એ શાન્તિ એકત્ર ગૂંથી દેતી હતી.

શ્લોક ૩. ચરણ ૨.

અપૂર્વ સ્વરૂપ–ગોવર્ધનભાઈના આત્માનું વિલક્ષણ સ્વરૂપ.

આ શ્લોક વાંચીને ટેનિસનની 'In Memoriam' માંની નીચેની પંક્તિયો–કાંઇક શિથિલ સામ્યથી, પણ સૂચકરૂપે–યાદ આવશેઃ–

Thy voice is on the rolling air,
I hear thee where the waters run;
Thou standest in the rising sun,
And in the setting thou art fair.

શ્લોક ૪.

ઉત્તરાર્ધ—અમૂર્ત છતાં આન્તર અનુભવની તીવ્રતાને લીધે પ્રત્યક્ષવત્ જણાઈ સહસ્ત્રગણું સ્પષ્ટ. આમ વિરોધાભાસ અને હેનું શમન છે.

**મહાભિનિષ્ક્રમણ**–પૃષ્ઠ ૭૭–૮૧.

**એડ્વિન આર્નોલ્ડ**કૃત "Light of Asia" માંથી એક પ્રસંગનું આ ભાષાન્તર છે.

બુદ્ધચરિતનો પૂર્વ વૃત્તાન્ત–**સિદ્ધાર્થ** જગતના ઉદ્ધારનો માર્ગ સોધવા માટે રાજમન્દિર, પત્ની, ભાવિપુત્ર–સર્વનો ત્યાગ કરીને ચાલ્યો તે રાત્રિનો વૃત્તાન્ત–આ કાવ્યમાં છે.

મૂળમાંના કેટલાક ભાગ ટાળીને ભાષાન્તર કર્યું છે તે ભાગ માટે * * * * આ ચિહ્નો તે તે સ્થળે મૂકયાં છે.

મહાભિનિષ્ક્રમણ—મ્હોટું ત્યાગ કરીને ચાલ્યા જવું, પ્રયાણ. "The Light of Asia"ના મુખપૃષ્ઠ ઉપર "or The Great Renunciation (Mahābhinishkramaṇa") એમ છે. **સિદ્ધાર્થ**ના આ ત્યાગનું આ નામ સુપ્રસિદ્ધ છે. "મહાભિનિષ્ક્રમણ-સૂત્ર" નામનો આ વિષયનો સંસ્કૃત ગ્રન્થ છે. હેનું **ચીના**ઈ ભાષામાં ભાષાન્તર ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં થયેલું છે. આ કથાભાગના કાવ્યમાં આ પ્રસંગનું જ પ્રાધાન્ય છે તેથી આ કાવ્યને તે નામ ખાસ આપ્યું છે.

શ્લોક ૧–પ્રાવરણ=હોડેલું વસ્ત્ર.

શ્લોક ૫—અવ્યક્ત—સ્પષ્ટ ના સંભળાય એમ.

આ ગીતિના પ્રથમ દલમાં કેટલાક પંડિતો છન્દોભંગ જુવે-છે; પરંતુ 'કાંઇ' શબ્દમાં પ્રથમ શ્રુતિની બીજી માત્રા ઉપર તાલ છે તેથી છઠ્ઠો માત્રાગણ શ્રવ્ય જગણ (અક્ષરગણનો જગણ) સધાય-છે તેથી એ ભંગ ભ્રમજનિત જ છે. આ વિશે 'ગીતિનું બંધારણ' એ મ્હારો નિબંધ જુવો. ('વસન્ત,' માઘ તથા વૈશાખ સં. ૧૯૭૩).

શ્લોક ૬—ચરણ ૨.

તુજ—'શિશુ' જોડે સંબન્ધ લેવો; તુજ શિશુ.

ચરણ ૩. " The babe I bear of thee Quickened this eve." એમ મૂળ છે. આ અર્થ સ્પષ્ટ ઊતર્યો નથી.

ઉત્તરાર્ધ—" And at my heart there beat That double pulse of life aud joy and love " એમ મૂળ છે.

જીવન—પોતાના સુસ્થિત આરોગ્યવાળા શરીરમાં વ્હેતું જીવન-નું સ્રોત; તેમ જ ઉદરસ્થ શિશુનું નવું ધબકેલું જીવન; તેમ જ તેથી થતો મોદ=આનન્દ અને પ્રેમ એ સર્વેની દ્વિગુણ (બેવડી) નાડી એટલા જ માટે; માતા તથા શિશુ બંનેની નાડી. હૃદયમાં વ્હેતો રુધિરપ્રવાહ તે નાડીમાં રહેલો.

શ્લોક ૭ અને ૮ ની વચ્ચે ગાળેલા ભાગમાં **યશોધરા** પોતાને આવેલાં બે સ્વપ્નાંનું વર્ણન કરેછે. પ્રથમ સ્વપ્નમાં **યશોધરાએ** એક ધોળો વૃષભ દીઠો; હેનાં શીંગડાં વિશાળ ફેલાયલાં હતાં કપાળ-માં એક તારા જેવો ચળકતો મણિ હતો; એ નગરમાર્ગમાં મન્દ મન્દ ચાલ્યો, તે નગરદ્વાર તરફ; કોઇ હેને રોકી સક્યું નહિં; ઇન્દ્રના દેવાલયમાંથી એક વાણી સંભળાઈ:—"જો હેને ત્હમે રોકશો નહિં, તો નગરની કીર્તિ ચાલી જશે." છતાં કોઇ રોકી સક્યું નહિં. પછી **યશોધરા** મ્હોટે સ્વરે રોતી રોતી વૃષભને કંઠે વળગી અને રોકવા મથી, લોકોને નગરનાં દ્વાર બન્ધ કરવાની આજ્ઞા કરી; પણ વૃષભરાજ **યશોધરાના** હાથના બન્ધનમાંથી સ્હેલાઇથી છૂટયો, બરાડતો

ચાલ્યા, અને દરવાજાની ભૂંગળો તોડીને દરવાનોને પગ નીચે ચગદીને ચાલ્યો ગયો.

બીજા સ્વપ્નમાં આ પ્રમાણે દીઠું;—ચાર દિવ્ય સ્વરૂપો, સુમેરુ પર્વત ઉપર રહેતા દિક્પાળ હોય એમ જણાતાં, આકાશમાંથી અસંખ્ય ગણોની સાથે ઊતરીને નગરમાં ઝડપથી પેઠાં; તે સાથે ઇન્દ્રનો સુનેરી વાવટો, દરવાજા ઉપરનો, ફડફડીને નીચે પડ્યો; ને તે સ્થળે એક તેજસ્વી વાવટો પ્રગટ થયો, હેના કપડામાં માણેક રૂપેરી દોરે શીવેલાં ગૂંથ્યાં હતાં, અને હેનાં કિરણોવડે અપૂર્વ અને અર્થભાર ભરેલાં વચનો રચાયાં, તે વચનોથી સર્વ જીવતા પ્રાણીઓ હર્ષિત થયા: પૂર્વમાંથી સૂર્યોદય સાથે પવન નીકળી એ વાવટો પ્હોળો થતાં એ વચનો સર્વને સ્પષ્ટ જણાયાં; અને અદ્દભુત પુષ્પોની વૃષ્ટિ થઈ."

શ્લોક ૯. "આવી એ વેળ."—**સિદ્ધાર્થને** ત્યાગી થઈ નીકળવાની વેળ,—એ ગૂઢ અર્થ.

શ્લોક ૯ અને ૧૦ ની વચ્ચેના ટાળેલા ભાગમાં ત્રીજા સ્વપ્નાનું વર્ણન યશોધરા કરેછે. એ સ્વપ્નામાં યશોધરા સ્વામીના પડખામાં ભરાવાનું કરેછે તો **સિદ્ધાર્થ** ત્યહાં નથી; માત્ર વગર દબાયલો તકિયો અને ખાલી જભ્ભો; સ્વપ્નામાં જ પોતે ઊભી થઈ, અને પોતાની છાતી નીચે વીંટેલી **સિધ્ધાર્થની** પોતાની માળા—મેખલા—બદલાઈ જઈને સર્પ બની ગઈ, પગના કલ્લાં સરી પડયાં; હાથનાં સુનાનાં કંકણ તૂટીને પડી ગયાં; કેશમાનાં જૂઈનાં ફૂલ કરમાઈને રજકણ થઈ ગયાં; અને પોતાની લગ્નશય્યા જમીનમાં ડૂબી ગઈ; અને કિરમજી મચ્છરદાની કશાકથી ચીરાઈ ગઈ. આ પછી દૂર દૂર પેલા ધોળા વૃષભનો અવાજ સંભળાયો, અને પેલો ભરતકામનો વાવટો ફફડ્યો, અને બીજીવાર "આવી એ વેળ" એ પુકાર સંભળાયો. તે સાથે યશોધરા "સુણી એ ઝબકી જાગી."

આ વૃત્તાન્ત ભાષાન્તરમાં ગૂંથ્યો હોત તો ચમત્કાર વધત. પરંતુ મૂળે આ કથાભાગનું ભાષાન્તર એક મ્હારા કીર્તન માટે તૈયાર

કર્યું હતું, તેથી ત્હેમાં સંક્ષેપની જરૂર હતી. "જન્મજ્યોતિ" ઈશ્વરકૃપા હશે તો પૂરું તૈયાર થશે ત્યારે બધા ભાગ દાખલ થશે જ.

કડી ૧૨.

અવિચલ પ્રેમ—મ્હારો ત્હારા ઉપરનો અચલ પ્રેમ.

કડી ૧૩. પંક્તિ ૧.

તુજ સ્વપ્ન ભાવિનાં ગૂઢ ચિત્ર ભલે ચીતરે—એમ અન્વય છે.

કડી ૧૪. પંક્તિ ૧.

શકે—જાણે કે. સં. **શઙ્કે** (હું તર્ક કરુંછું) ઉપરથી. પ્રેમાનન્દની કવિતામાં 'શકે' વપરાયોછે;-"શકે ગિરિ કરીને ભંગ, સ્તન મધ્યે વહેછે ગંગ" (નળાખ્યાન, બૃહત્કાવ્યદોહન, ગ્રન્થ ૧ સો. પૃષ્ઠ ૧૨૨).

કડી ૧૬. પંક્તિ ૨.

મહાન્ ભાવિ ફળશે—**સિધ્ધાર્થ**ને બુધ્ધ થવા ચાલી જવાનું ભાવિ.

આ પછીના ટાળી દીધેલા ભાગમાં **સિધ્ધાર્થ**નાં આશ્વાસન-વચનો ચાલુ રહેલાં બહુ છે; હેનો સાર આ છેઃ—"હું અજ્ઞાત જીવોનાં દુઃખથી દુઃખિત થાઉંછું, હેમને માટે મ્હારો આત્મા તલપી રહ્યોછે, તો પ્રિયમાં પ્રિય **યશોધરા**ના જીવન ઉપર મ્હારો આત્મા ભમ્યા નહિં કરે? સર્વ વિશ્વમાં ભમી વળીને આખર ત્હારા ઉપર જ વિશ્રામ લેશે; જે તીવ્ર અન્વેષણ હું કરુંછું તે સર્વ માનવોને અર્થે તે ખરું, પણ સર્વથી વિશેષ ત્હારે અર્થે; આપણાં દુઃખની દ્વારા શાન્તિનો માર્ગ જડશે." આમ કહીને હેને શાન્ત પાડીને **યશોધરા**ને **સિધ્ધાર્થ** કહેછેઃ—"હવે તું આરામ લે; ઊંઘી જા; હું જાગતો બેશી રહીશ."

શ્લોક ૧૮, ચરણ ૨–૩.

અમુક ગ્રહોની સ્થિતિનો યોગ આવશે ત્યારે ગૌતમ **સિધ્ધાર્થ** બુધ્ધ બનવા પ્રયાણ કરશે એમ લાંબા કાળ પૂર્વે ભવિષ્ય કહેવાયલું હતું—એ બૌધ્ધ ભક્તની માન્યતા અહિં મૂકીછે.

શ્લોક ૧૯—ચરણ ૨. 'સુખદુઃખ કેરી પ્રસૂતિનો.'—

સુખની પ્રસૂતિનો (સુખ જેથી ઉપજે—બાહ્યસુખ—તે વસ્તુનો) અથવા તો દુઃખની પ્રસૂતિનો (બાહ્ય દુઃખ પ્રસવે તે વસ્તુનો) આ ક્ષણે તું નિર્ણય કર્ય; જે નિર્ણય કરવો બહુ કઠણ છે; તત્કાળનું સુખ છોડી આભાસિ દુઃખ—સાચા પણ દૂર ગૂઢ રહેલા કલ્યાણના સાધનરૂપ દુઃખ—નો સ્વીકાર કરવો કઠણ જ છે. શ્રેય અને પ્રેય એ બેમાંથી કો'નો સ્વીકાર કરવો, તે વિષમ પ્રસંગ **સિધ્ધાર્થ**ને આ આવ્યો હતો; 'સ્વેચ્છાસ્વીકાર'નું તત્ત્વ અહિં પ્રગટ કરીને આ ગ્રહોની વાણી (આન્તર ઊર્મિનું રૂપાન્તર બનેલી અદશ્ય વાણી) **સિધ્ધાર્થ**ને શ્રેય અને પ્રેય વચ્ચે પસંદગી હેની ઇચ્છા ઉપર સોંપેછે. 'કઠોપનિષદ્' કહેછે તેમ ધીર શ્રેયને પસંદ કરેછે—પ્રેયને તજીને, અને મન્દ શ્રેયને તજીને પ્રેયને પસંદ કરેછે; તે પ્રમાણે અહિં **સિધ્ધાર્થે** આખર ધીરનું જ કાર્ય કર્યું. (સ્વેચ્છાસ્વીકાર'ના કાવ્યની ટીકામાં આગળ ઉપર આ ઉપનિષદનું વચન આપ્યુંછે.)

"સુખદુઃખ કેરી પ્રસૂતિ"—આ વાકયનો આમ પણ અર્થ થાય; કિયો માર્ગ આદર્યાથી સુખ થશે (ખરું અથવા ખોટું સુખ થશે) અને કિયો સેવ્યાથી દુઃખ થશે (ખરું અથવા ખોટું દુઃખ થશે) તે.

ઉત્તરાર્ધ—વર્તાવવા, બચાવવા;—હેનો સંબન્ધ 'માર્ગ વર્ય' એ **પ્રથમ** ચરણમાંના વાકય જોડે લેવાનોછે.

આ ભાગ પછી પાંચ પંક્તિયો મ્હેં ટાળી છે; હેમાં એટલું જ છે કે—તે સમયે પવનલહરી ઉપર આવતું દેવોનું ગાન સંભળાયું; તારાઓ તરફ જોઈ રૂહેતા **સિધ્ધાર્થ**ને આ ક્ષણે દેવો આસપાસ રહીને જોતા ઊભા જ હતા.

પછી **સિધ્ધાર્થ**નું સ્વગત વચન આવેછે:—"પળ અમોલ જ આવી હવે પણ"—ઇત્યાદિ.

શ્લોક ૨૧ ચરણ ૨—૩.

આ ( ત્હારા ) સુકુમાર અધર ( = અધર તથા ઓષ્ઠ ) જગત

ઉદ્ધરવા ( જગતનો ઉદ્ધાર કરવાને માટે ) આકરું ( વસમું ) વ્રત ( મ્હારા હૃદયમાં એ વ્રત કરવાની ઊર્મિ ) પ્રેરતા ( પ્રેરેછે );–આમ અન્વય તથા અર્થ છે.

અધર–તે તો નીચલો હોઠ જ; પરંતુ અહિં લક્ષણાવ્યાપારથી બંને હોઠનો સંગ્રહ કરવાનોછે.

" અધર-ઓષ્ઠ જ આ મૃદુ પ્રેરતા"—એમ કર્યું હોત તો શબ્દશઃ ખરું થાત, પણ માધુર્ય ઓછું થાત. માટે લક્ષણાનો આશ્રય લેવામાં દૂષણ નહિં આવે.

શ્લોક ૨૨. પૂર્વાર્ધ–એ વિષમ ( કઠણ ) વ્રત ( પ્રયાણ કરી, ઉગ્ર તપ કરી, સત્યસાધન કરવું એ વ્રત ) આપણ યુગ્મને ( આપણને બેને ) વિયુક્ત કરીને ( છૂટાં પાડીને–હાલ તો છૂટા પડવાનું જ તેથી–બેનો વિયોગ કરીને ) વિશેષ રૂડું બને ( બનશે ); કેમકે આ ત્યાગની અમૂલ્ય કીમતને લીધે અને એથી થતા ભાવિ કલ્યાણને લીધે એનું મહત્ત્વ થશે.

ઉત્તરાર્ધ.—

" And in the silence of yon sky I read
My fated message flashing."

એ મૂળ પંક્તિયો છે.

ઊજળું શાસન—દીપતું આજ્ઞાવચન, દૈવી આજ્ઞાનું વચન. મૌન-યુક્ત ગગનમાં આ ક્ષણે એ ઝળકતું હું જોઉંછું.

આ ૨૨ મા શ્લોક પછી * * * * આ ચિહ્નો જોઇયે.

આ પછી **સિદ્ધાર્થ**નું સ્વગત વચન બહુ જ લાંબું ચાલેછે. હેમાં પોતાના હૃદયમાં પોતાના ત્યાગનાં કારણો વગેરેનું લાંબું ચિન્તન છે, બધું અહિં સૂચવતાં પણ લંબાણ થાય એમ છે. એ ચિન્તનને અંતે–એ સ્વગત વચનના સંધાણમાં જ–તારાઓ વગેરે તરફ સં-બોધનના ઉદ્દગાર શરૂ થાયછે:—

" મ્હને પ્રેરતા તારકવૃન્દ ! આ હું આવ્યો રે." ઇત્યાદિ.

કડી ૨૩. પંક્તિ ૧.

પ્રેરતા—મૂળમાં summoning stars છે; તેથી 'તેડતા' એમ શબ્દાર્થ મૂકાય; પરંતુ પ્રેરણાદ્વારા જ એ તેડું છે તેથી 'પ્રેરતા' ઠીક ગણી મૂકયુંછે.

કડી ૨૩–૨૫.

મૂળ પંક્તિયો ખરેખરી સુન્દર છે તેથી અહિં મૂકું છું:—

"Oh, mournful earth !
For thee and thine I lay aside my youth,
My throne, my joys, my golden days, my nights,
My happy palace—and thine arms, sweet Queen !
Harder to put aside than all the rest."

આ મૂળનો ભાવપ્રવાહ અને ભાવાવેગ ભાષાન્તરમાં પૂરા ઉતારાયા નથી એમ મ્હને લાગેછે.

કડી ૨૪. પંક્તિ ૨. રજનિદિન સુખનાં—સુખથી ભરેલી રજનિયો તથા દિવસો.

કડી ૨૫. પંક્તિ ૧.

દુસ્ત્યજ એક–( ઉત્તરાધમાં છે તે ) તુજ ભુજવલ્લી–તે એક દુસ્ત્યજ ( તજવી કઠણ; દુઃખથી જે તજાય તે. )

કડી ૨૬. પંક્તિ ૧.

બુદ્ધ ગૌતમે પરિવ્રાજિકાઓની સંસ્થા, બહુ અનિચ્છાએ, સ્થાપી, ત્હારે યશોધરા આદ્ય પરિવ્રાજિકાઓમાંની એક હતી.

કડી ૨૮. 'ઉદ્ધરીશ હું એ પણ બાળ.'

રાહુલ સાતેક વરસનો બાળક હતો ત્હારથી જ હેને ભિક્ખુના વર્ગમાં દાખલ કર્યો હતો.

કડી ૨૯.

આ ત્યાગસમયે પોતાને પણ ઊંડી મહાવેદના થતી જ હતી, પરંતુ તે અધિક શ્રેયને ખાતર ખમવાની હતી, અને ત્હેમાં પોતાનાં

પિતા, પત્ની ઇત્યાદિ તરફથી વિરોધને બદલે સમભાવની યાચના એટલા માટે કરેછે કે એ વેદના હલકી થાય. એ યાચનાનું બીજું પણ કારણ ઉત્તરાર્ધમાં છેઃ—

" જ્યોતિ પ્રગટે ને શીએ વિશ્વ ધર્મ ઉમંગે રે."

ખરા જ્ઞાનનો જ્યોતિ પ્રગટે.

કડી ૩૩—ઉત્તરાર્ધ.

ભક્તિથી શય્યાની પ્રદક્ષિણા કરી—આ વર્ણનથી લગ્નપ્રેમની ભાવનાને કેવળ કામવાસનાના સ્થૂલ પ્રદેશમાંથી ઊચકી લઈ જઈને દિવ્યતાના સૂક્ષ્મ વાતાવરણમાં સ્થપાયછે; અથવા તો એ પ્રેમનો કામરૂપી અંશ દિવ્યતાના અલૌકિક જ્યોતિથી રંગાઈ દિવ્ય બનેછે.

કડી ૩૬.

આ કડીમાં મૂળમાંનો કેટલોક વૃત્તાન્ત ટાળી દઈને સંકેલી લીધુંછે. વચમાંનો ભાગ એ છે કે પોતાના ખંડમાંથી **સિદ્ધાર્થ** બ્હાર નીકળ્યો, ત્ય્હાં અનેક સુન્દર દાસીઓ નિદ્રામગ્ન દીઠી, હેમને સંબોધીને પણ સ્વગત કેટલાક વિરહદુઃખના ઉદ્દગાર કાઢેછે; પણ પછી માનવ-દુઃખના પ્રબળ આકર્ષણથી દોરાયછે; અને અંતે વદાય લેઈને કહેછેઃ—

" While life is good to give, I give and go
To seek deliverance and that unknown Light."

આ ભાગને ગાળીને, જરાક જ ફેરવીને આ કડી મૂકીછે; ત્હેમાં ઉપરની અંગ્રેજી બીજી પંક્તિનો ભાવ કાંઇક જુદે રૂપે આ કડીના ઉત્તરાર્ધમાં પ્રગટાવ્યોછે.-

"ચાલ્યો,શ્યામ રજનિમાં ચાલ્યો,માર્ગ જ્યોતિ અનુપનો ઝાલ્યો!"

અહિં શ્યામરજનિમાં, અને જ્યોતિનો માર્ગ ઝાલવાનું-એમ મ્હારાં કરેલાં રૂપાન્તર છે.

આ પંક્તિ માટે પ્રો. **આણંદશંકર**ના નીચેના શબ્દો મૂકવાથી નવો પ્રકાશ પડશેઃ—

" 'ચાલ્યો શ્યામ રજનિમાં ચાલ્યો' એમ કીર્તનકારે ગાયું,—અને અંધારી રજની વિસ્તરેલી—પ્રત્યક્ષ દેખાઈ, તે વારે એ શ્યામ રજનીનો અન્ધકાર પણ મ્હારાં નેત્ર આગળ **ગૌતમ બુદ્ધના** જ્ઞાનતેજથી ફેડાતો હોય એમ દીસવા લાગ્યું અને,

**'या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी'**

એ પંક્તિનો અર્થ બેવડા સત્યથી ભરાએલો મ્હારી નજર આગળ આવ્યો."

( "આપણો ધર્મ," પૃષ્ઠ ૩૭૪ ).

**પ્રભાતમાં પ્રાર્થન.**—પૃષ્ઠ ૮૨.

પાછલા કાવ્યની શ્યામ રજનિમાંથી નીકળી પેલો અનુપ **જ્યોતિ** તો નહિં, પણ પ્રભાતનો ભવ્ય જ્યોતિ જોઈને પ્રાર્થનકારા બીજો **અનુપ જ્યોતિ** ( વધારે મ્હોટો **જ્યોતિ** )—જોવાની ઇચ્છા દર્શાવવા આ કાવ્યનું અહિં સ્થાન સુયોજિત જણાશે.

આ કાવ્યની ઉત્પત્તિ કાંઈક બાહ્ય દબાણથી છે. ગુજરાતી 'વાંચનમાળા' હાલ ચાલેછે તે રચાતી હતી તે વખતે હેમાં દાખલ કરવા માટે એક મિત્રની માગણીથી આ કાવ્ય રચીને યોગ્ય સ્થળે —તે મિત્રની મારફત—મોકલ્યું હતું. 'વાંચનમાળા'માં એ દાખલ થયું હોય એમ જણાતું નથી.

શ્લોક ૧ તથા ૨ તે પ્રકૃતિમાં પસરેલી રજનિ, સૃષ્ટિની જાગૃતિ, પક્ષિગણનાં ગાન, ઇત્યાદિ ઉપસ્થિત કરેછે; ત્હેના કાંઇક પ્રતિબિમ્બરૂપે જ શ્લોક ૩ તથા ૪ માં માનવની મોહરજનિમાં નિદ્રા, દિવ્ય જ્ઞાનનો પ્રકાશ, સ્તુતિગાન, ઇત્યાદિ મૂકાયાંછે.

શ્લોક ૨. ચરણ ૧. રક્ષા કીધી—સૃષ્ટિના સર્વ સજીવ નિર્જીવ પદાર્થનું રક્ષણ કર્યું.

ચરણ ૨ સ્તુતિગાનો ગાતી—શ્લોક ૧ ચરણ ૪ માં વિહગ-ગણનાં ગાન કહ્યાંછે તે વડે સ્તુતિ ગાતી.

ચરણ ૩. પ્રકૃતિ પોતાના નિયમમાં યથાસ્થિત ચાલ્યે જાય તે જ કર્તવ્યપથમાં ચાલવું.

**વીણાનું સ્વરમેલન.** પૃષ્ઠ ૮૨-૮૬.

એકવાર **વાં**દરાના દરિયા કિનારે એક મિત્રે મ્હને પ્રશ્ન પૂછ્યો:- "આ સમુદ્રમાં કિયા રાગ ગવાયછે ?" મ્હેં તત્કાળ ઉત્તર ના દીધો. બે ચાર દિવસ પછી આ કાવ્ય પ્રેરાયું અને ઉત્તરને ઠેકાણે એ મિત્રને વાંચી સંભળાવ્યું.

કાવ્યનો આછો કથાભાગ સ્પષ્ટ છે. કવિની 'ઉરવીણા' સ્વભાવશુદ્ધ છતાં 'જગમર્કટ'ને સોંપી હોવાથી હેના તાર બગાડી નાંખેલા, તેથી સમુદ્રના ગાનના સૂર હેમાં, અનેક યત્નો કર્યાં છતાં, પ્રતિધ્વનિ ઉત્પન્ન કરતા ન્હોતા. આ વખતે એક ભવ્ય સુન્દર દિવ્ય મૂર્તિ સન્ધ્યાના આકાશમાં આલેખાયછે, અને આખું ગગન વ્યાપીને ઊભી રહેછે. અખિલ બ્રહ્માણ્ડમાં વ્યાપી રહેલા દિવ્ય સંગીતની અધિદેવી આ છે. એ આ દિવ્ય ગૂઢ સંગીતનું રહસ્ય વર્ણવેછે: પછી પોતે અલૌકિક નૃત્ય કરેછે. આ નૃત્યની અલૌકિકતા એક હેવી હતી કે એ નૃત્યમાંથી જ અવનવું ગાન ઊપજ્યું; દેવીના ઉર ઉપરના હારના તારા તે ગાનસ્વર બની ગયા, અને સહસ્ર હાથમાં અસંખ્ય ફૂલ તે તીવ્ર કોમળ ઇત્યાદિ સ્વરના પેટાભેદ બની ગયા, અને દેવીએ પ્હેરેલા સાળૂના વિવિધ ઇન્દ્રધનુષ્યરંગ તે સ્વરમૂર્છના બની ગયા.

આમ "બ્રહ્માણ્ડતણી વીણા"નું અપૂર્વ રૂપે શ્રવણ થતાં કવિ પ્રાર્થના કરેછે કે એ સૂર સાથે મ્હારી ઉરવીણાના સૂર મેળવી આપ્ય. આ પ્રાર્થના સ્વીકારાઈ; દેવીએ કવિની ઉરવીણા હાથમાં લીધી અને સૂર મેળવી કાયમનો "અચલ હાદ" સ્થાપ્યો. આ **વીણાનું સ્વરમેલન.**

શ્લોક ૧. આ પ્રશ્ન મિત્રે પૂછેલો.

શ્લોક ૨. આ શ્લોકમાં એ પ્રશ્નનો અધૂરો જવાબ છે.

શ્લોક ૯. ચરણ ૧-૨. અહિં અન્ત્યયમકમાં દોષનો ભાસ જણાશે: પરંતુ ચરણને અન્તે આવેલો 'અલૌકિક'નો અન્ત્ય અકાર દીર્ઘ અને કાંઇક વિવૃત ઉચ્ચારાયછે, તેથી 'સુરમાલિકા'ના અન્ત્ય આકાર જોડેનો યમક કાંઇક અંશે સચવાયછે. આ પ્રકારનો જ યમક 'હૃદયવીણા'માં 'વાટયજોતી' કાવ્યના શ્લોક ૫ મામાં ( પૃષ્ઠ ૧૧૦ મે ) આવેલોછે:—

સિન્ધુ અસીમ પડિયો ધરી ઊંડું ધ્યાન
ઉદ્બોધતો ધ્વનિ ગભીર અનન્તતાના.

શ્લોક ૧૦. અખિલ બ્રહ્માણ્ડમાં વ્યાપી રહેલા ગૂઢ સંગીતની કલ્પના અહિં કરીછે, તે ઉપરથી મિ. **અ. ફ.** ખબરદારના 'વિલાસિકા'માંના 'સ્વર્ગીય ગાન' ( પૃષ્ઠ ૩૦-૩૪ મે આવેલા ) કાવ્યમાંની કલ્પનાનું સ્મરણ થશે. પરંતુ એ કલ્પનાથી આ કેકાણેની કલ્પના સૂચવાયલી નથી, તેમ એ બંને કલ્પના વચ્ચે સૂક્ષ્મભેદ પણ કાંઇક છે.

શ્લોક ૧૧. સુરધનુ ( ઇન્દ્રધનુષ્ય ) અને કુસમોના રંગમાં પણ ગાનને સંતાયલું કવિ જુવેછે. સૌન્દર્યના સર્વ આવિર્ભાવમાં ઘટક તત્ત્વ શબ્દના માધુર્યનું મૂળ બનેલા ગાનને જ કલ્પ્યુંછે. સૌન્દર્ય-બીજના અદ્વૈત સ્વરૂપની છાયા અહિં જણાશે.

શ્લોક ૧૨. ગજવતો-હેનો કર્તા એક વાક્યમાં ' અરણ્યસમીર' છે, અને પછીના વાક્યમાં, 'જળધોધ' છે; અર્થાત્, બીજા વાક્યમાં 'ગજવતો' એ પૂર્વોક્ત ક્રિયાપદનો અધ્યાહાર થાયછે.

શ્લોક ૧૩. અનાહત નાદ.—નાદની, શબ્દની, સ્થૂલરૂપે ઉત્પત્તિ પદાર્થને થતા આઘાતથી થતી ગણાયછે. આ આહત નાદ. પરંતુ નાદને માટે આઘાત અલ્પતમ થતે થતે સ્થૂલ શ્રવણગોચરતા પણ તેટલી જ અલ્પતમ થશે, અને અંતે શૂન્યવત્ આઘાતમાં સૂક્ષ્મનાદ વિલીન થશે; આ અનાહત નાદ; હેનું અસ્તિત્વ સૂક્ષ્મરૂપે વ્યાપક સર્વત્ર છે એમ દર્શાવ્યુંછે. આમ સરિત્, સમીર, પક્ષી વગેરેના

નાદ પૂર્વગત શ્લોકોમાં કહ્યા તે ઉત્પન્ન થઈને સંભળાતા બંધ થતાં વિનાશ નથી પામતા, પણ ક્રમે ક્રમે સૂક્ષ્મતમ રૂપ ધારી અનાહત નાદ બની જઈને સર્વે જગદીશના ચરણમાં રેડાયછે.

શ્લોક ૧૫. અત્યાર સુધી ભૌતિક નાદનાં જ સ્વરૂપ કહ્યાં. આ શ્લોકમાં માનવ હૃદયના ભાવ—સુખદુઃખ—હેને મૂર્તરૂપ આપતાં હસિત રુદિત અને તે દ્વારા હેનાં કારણરૂપ હૃદયભાવ—એ પણ નાદસ્વરૂપ-માં લીધાછે.

શ્લોક ૧૬. અસંખ્ય બ્રહ્માણ્ડની સતત ગતિમાં ગૂઢ રૂપે એક પ્રકારની સમતાનતા રહેલીછે. તે સ્વરૂપનો આ વ્યાપક ગાનમાં સ-માવેશ અહિં કર્યોછે.

અન્તિમ લક્ષ્ય—સર્વ બ્રહ્માણ્ડ અનન્તતામાં ગગડતાં ક્હાં જાય-છે ? કોઇ જાણતું નથી. નિશ્ચિત રૂપે જાણતું નથી. પરંતુ બ્રહ્માણ્ડ-ચાલક પરમ પુરુષે નિર્માણ કરેલું અજ્ઞાત લક્ષ્ય છે જ તે અન્તિમ લક્ષ્ય, છેવટનું સ્થાન.

> " અણગણ્યા બ્રહ્માણ્ડના
> ગોળ નિજ પલ્લવ ભરી,
> પ્રકૃતિ ઘન અંધારમાં
> ચાલી, અનન્તપણા ભણી. "

('ધ્રુવક'; પાછળ પૃષ્ઠ ૪૩; કડી ૫ મી; )—સાથે આ પંક્તિયો સરખાવો. 'ધ્રુવક'ની પંક્તિયોમાં અજ્ઞાતવાદનું દર્શન છે, અહિં શ્રદ્ધા-વાદની નિશ્ચિતતાનું સ્થાપન છે.

શ્લોક ૨૦. 'હૃદયવીણા'માં 'પ્રકૃતિરહસ્ય અને માનવબાળ' એ કાવ્યમાં ( પૃ૪ ૧૫૬ મે )

> સ્યામ રજનિ નિજ અંગુલિ નચવે
> વ્યોમપટે જે વાર,
> તારકમય ગાન ચમકી એ રૂહે;

એ પંક્તિમાં ગાનના સૂરને તેજોમય તારાગણનું પ્રત્યક્ષરૂપ લેતા કહ્યાછે; અહિં એથી વિપરીત ક્રમ છે; તારા, કુસુમ, ઇન્દ્રધનુરંગ, એ નયનગોચર પદાર્થો શ્રવણગોચર નાદના સ્વરનું રૂપ ધારણ કરતા કલ્પ્યાછે. પૂર્વોક્ત પ્રકારમાં સ્વર તે જાણે ઠરી જઇને તારા બનેછે, અને આ વર્ણનમાં ઠરી ગયેલું રૂપ પાછું વીધરી જઇને (તારા વગેરે) સૂક્ષ્મરૂપ સ્વર બની જાયછે; પ્રથમમાં અદૃશ્ય તે દૃશ્ય બનેછે, અહિં દૃશ્ય તે અદૃશ્ય બની માત્ર શ્રવણથી જ અનુભવગમ્ય થાય-છે. અર્થાત, આ દેવીનાં વસ્ત્રાભરણોમાં તારા, કુસુમ, ઇત્યાદિ પદાર્થનું મૂળ ઉપાદાન તો નાદ સ્વર જ—એમ દર્શાવવાનો હેતુ છે. દેવીના નૃત્યનું દર્શન થતાં કવિ એ ખરું મૂળ સ્વરૂપ જોઇ સકેછે એમ આ રીતે બતાવ્યું છે.

શ્લોક ૨૬. ઠાઠ. }
શ્લોક ૨૭. અચલઠાઠ. }
સંગીતમાંના જુદાજુદા રાગનું વર્ગીકરણ રાગના સ્વરૂપસાધક સ્વર-સમુદાયના ધોરણે કરવામાં આવેછે; તે એ રીતે કે અમુક સ્વર-સમુદાયના બીબામાં અમુક અમુક રાગ આવી સકે; પ્રત્યેક રાગની વિલક્ષણતા સ્થાપનારાં તત્ત્વ બીજાં પેસે, પરંતુ કોમળ તીવ્ર અમુક સ્વરમંડળની રચના હોય, તો તે ખોખામાં, તે બીબામાં, અમુક અમુક રાગો સમાવી સકાય: હેનું નામ ઠાઠ. પરિણામ એ થાય કે અમુક ઠાઠમાં સૂર મેળવેલી સારંગી વગેરે વાદ્ય હોય તો તે ઠાઠ-માંના રાગ વગાડાય, પરંતુ બીજા ઠાઠનો રાગ વગાડવાનું થાય તો તરત ઠાઠ બદલવો પડે. પરંતુ કેટલાંક વાદ્ય હેવાં હોયછે—જેમકે સંપૂર્ણ શ્રુતિઓવાળી વીણા—કે હેમાં ઠાઠ બદલવાની જરૂર જ ના પડે; બધા ઠાઠની સામગ્રી હેમાં સ્થાપેલી હોય. આ અચલ ઠાઠ.

કવિની ઉરવીણામાં દેવીએ અચલ ઠાઠ સ્થાપ્યો; એટલે હવે કોઇ પણ રાગના ધ્વનિ ઊપજાવી સકાય હેવો ગુણ આવ્યો; વિશ્વના અનેક બનાવો, મનુજહૃદયના અનેક ભાવ, સર્વ જોડે હવે સૂર મેળવી પ્રતિધ્વનિ ઊપજાવી સકાય, ઉરવીણા સ્વર ઝીલી ના સકે

એમ ના થવાનું. માત્ર એટલું સાચવવાનું કે દેવીએ અર્પેલી વિશુદ્ધ સ્વરયોજનાને કથળાવવી નહિં, 'જગમર્કટને' વીણા સોંપવી નહિં (અર્થાત્. ઐહિક ક્ષુદ્ર ભાવનાઓનો સ્પર્શ થવા દેવો નહિં).

**દિવ્યયોગિની.** પૃ૪ ૮૭—૮૯.

**સત્ય**ના તત્ત્વને દેવીરૂપ, દિવ્ય યોગિની, કન્યકાની મૂર્તિમાં રહેલી યોગિની કલ્પીને તે વિશે આ કાવ્ય છે.

**સત્ય**નું સ્વરૂપ જેમ અગમ્ય, તેમ અનન્તદેશી છે, અને મનુષ્યથી એમ હિમ્મતથી કહી સકાશે નહિં કે **સત્ય**નું પૂર્ણ અથવા સર્વદેશી દર્શન હું કરી સકયોછું; આમ સ્થિતિ છે, છતાં મનુષ્યો **સત્ય**નું દર્શન કરવા અનેક મથનો કરેછે, અને હેનું એકદેશી તેમ જ ઝાંખું સ્વરૂપ જોઈને ભ્રમથી માની લેછે કે પૂર્ણ અને સર્વદેશી દર્શન હમને થયુંછે. કવિત્વની ઉચ્ચતમ કક્ષામાં **સત્ય**નું દર્શન કવિતદેવીના ભક્તોને કવચિત્ થાયછે. તોપણ હેનું વાણીમાં પ્રદર્શન કરવાનું સામર્થ્ય કવિયોમાં પણ પૂરું નથી હોતું, તેથી એ લોકો પણ હેનાં "આછાં જ આછાં પ્રતિબિમ્બ પાડે" છે. આ મનુષ્યની જ્ઞાનની મર્યાદા અને એ મર્યાદાના અજ્ઞાનથી થતા ભ્રમનું આ કાવ્યમાં કાંઇક ઉલ્લેખન કર્યુંછે.

આ **સત્ય**ની દેવીને–દિવ્ય યોગિનીને–આ કાવ્યમાં **હિ**માલયના ઉચ્ચ શિખરમાં સ્થાપીછે; આ કાવ્યસંગ્રહમાં આરમ્ભમાં 'અવતરણ' કાવ્યમાં કવિતદેવીને પણ હિમાલયના શિખરમાં મૂકીછે; 'ભારત જનનીની અશ્રુમાળા'માં પણ 'ભારત જનની'ને એ અગમ્ય પર્વતમાળના શિખર ઉપર રહેલી દીઠીછે, અને આ દિવ્ય યોગિનીને પણ એ જ શિખરોમાંના એકમાં ઊભેલી વર્ણવીછે. આમ **હિ**માલયનાં શિખરો તરફનો પક્ષપાત દોષરૂપ કોઇને લાગે તો ક્ષમા માગવી જોઇશે. બાકી **હિ**માલયના ઉચ્ચ પ્રદેશ, બરફથી છવાયલાં શિખરોની અગમ્ય ગૂઢતા, ઇત્યાદિની છાપ હૃદય ઉપર પડયા પછી આ પક્ષપાતનું કાંઇક કારણ સમઝાશે એમ આશા છે. એ કબૂલ કરવું

જોઈયે કે આ ત્રણ કાવ્યોમાંથી એકાદ કાવ્ય તો હિમાલયનું પ્રત્યક્ષ દર્શન થયા પૂર્વે જ રચાયલું હતું. પરંતુ હેમાં પણ વાસ્તવિકતાનો અથવા પ્રકૃતિવિરોધનો દોષ પ્રવેશ પામ્યો નથી એમ માનુંછું. હેનાં કારણો સોધવાનો આ પ્રસંગ નથી.

શ્લોક ૨. ઉત્તરાર્ધ.

સત્યની દેવી કોઇ પણ વસ્ત્રથી ઢંકાયલી હોય તો સત્યનું શુદ્ધ સ્વરૂપ પણ ઢંકાઈ જાય; માટે 'લાવણ્ય ના ઢાંકતોં અંગ કેરું' એમ, અર્થાત્ વસ્ત્રરહિત આ યોગિનીને કલ્પીછે. છતાં કેવળ નગ્નાવસ્થાની દૂષણરૂપ અને જુગુપ્સાજનક સ્થિતિ નથી એ 'દિવ્ય પ્રભા એ જ દુકુલ હેનું'—એ વર્ણનથી સૂચવાયછે. હેના શરીરની દીપ્તિની દિવ્યતા હેવી હતી કે હેની નગ્નાવસ્થાને ઢાંકનાર દુકૂલ ( વસ્ત્ર ) રૂપ એ પ્રભા ( દીપ્તિ ) બની રહી હતી.

શ્લોક ૩, પૂર્વાર્ધ.

સત્યની જ આ દેવી છે; પણ તે પોતે કોક દૂર દૂર રહેલા ગૂઢ તત્ત્વ તરફ સ્થિર નયને જોતી રહીછે; અર્થાત્, ઉચ્ચતમ, ગૂઢતમ, સત્યતત્ત્વની સુદૂરતા, ગૂઢતા આમ સૂચવીછે.

ઉત્તરાર્ધ--પરંતુ તે કારણથી નિત્ય વ્યવહારમાં અનુભવમાં આવતાં સત્યદર્શનોથી વિચ્છિન્ન આ કન્યકા નથી.

આમ ઉચ્ચતમ, ગૂઢતમ, તેમ જ નિત્ય પરિચયમાં આવતાં સત્યોનું સંમેલન અહિં કર્યુંછે.

શ્લોક ૪, ઉત્તરાર્ધ.

સનાતન સત્યો અને વ્યક્ત સાપેક્ષ સત્યો એ બેનો પરસ્પર સંબન્ધ અહિં સૂચવ્યોછે. અનન્તતાનાં ઊંડાણમાં સનાતન સત્યોનો વાસ; ત્હેમાંથી એ સમુદ્ર ખેડીને, છાનાં ( ગૂઢ ) રત્નો ( વિશિષ્ટ સાપેક્ષ, મૂર્તરૂપ સત્યો ) કાઢીને આ યોગિની ગૂંથેછે.

શ્લોક ૫–૬.

સત્યનું એક બીજું વાસસ્થાન આત્માના અન્તઃસ્વરૂપમાં છે. **धर्मस्य तत्त्वं निहितं गुहायां** ("ધર્મનું તત્ત્વ ગુહામાં સંતાડી મૂક્યુંછે") એ વચનમાં **गुहा** તે આત્માનું અન્તઃસ્વરૂપ, મનુષ્યના હૃદયનું ઊંડાણ, એ જ છે. **तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम्** ("જે ધીર પુરુષો પરમાત્માને પોતાના આત્મામાં જુવેછે ત્હેમને શાશ્વત શાન્તિ મળેછે, બીજાને નહિં.") એ વચનમાં પણ પરમસત્યરૂપ પરમાત્માનું સ્થાન આત્માની અન્તર્ગુહામાં જ દર્શાવ્યુંછે. આ દર્શાવનારા આ બે શ્લોકો છે.

શ્લોક ૫, ઉત્તરાર્ધ.

પોતાના જ અન્તરમાં રહેલા પોતાના અન્તઃસ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન શી રીતે થાય ? ઉત્તર કે–કોઇ અદસ્ય દર્પણમાં પોતાના આત્માના બિમ્બની ખૂબી–દર્પણમાં એ બિમ્બનું પ્રતિબિમ્બ પડેલું ત્હેની ખૂબી-પ્રત્યક્ષવત્ જુવેછે. આ દર્પણ તે અલૌકિક જ્ઞાન—આત્મજ્ઞાન—ની શક્તિ. આ પ્રત્યક્ષીકરણ શ્લોક ૬ ઠ્ઠામાં વીગતથી વર્ણવ્યુંછે.

શ્લોક ૭. સામાન્ય માનવવર્ગ સત્યની દેવીનું દર્શન કરવાને સામાન્ય પ્રયાસ કરી અડધે અટકેછે ત્હેનું વર્ણન અહિં છે.

શ્લોક ૮. અહિં એક ક્રમ ઊંચે ગયેલા મનુષ્યોની સ્થિતિ દર્શાવીછે. પર્વત ચ્હડી, શિખરોની ટોચે તો પ્હોચીને નહિં, પણ શિખરોની નીચે રહીને, આ યોગિનીનાં અંગો જોવાને મથેછે; પણ હેનું સ્પષ્ટ દર્શન થતું નથી; ધુમસથી ઘેરાયલાં અંગ રહેછે. એ ધુમસ યોગિનીની કાન્તિને પ્રભાવે સુવર્ણરંગી હોયછે. અર્થાત્ સત્યનું સ્વરૂપ કેવળ અજ્ઞાત તો નથી રહેતું, પણ કાંઇક વિકાર, અજ્ઞાન ઇત્યાદિના ધુમસથી ઢંકાયલું રહેછે;

અને—

શ્લોક ૯. એ ધુમસમાં કદી કદી છિદ્ર પડેછે ત્હેમાંથી સત્યની દેવીના પ્રકાશમય સ્વરૂપનું દર્શન–અર્ધદર્શન–થાયછે; અને એ અર્ધ-

દર્શનને લીધે સત્યની દેવીનું રૂપ વિકૃત થયેલું, બદલાયલું, નજરે પડે છે.—છતાં

શ્લોક ૧૦. મનુષ્યો પોતાની સંકુચિત અવસ્થાને લીધે એ પૂર્ણ દર્શન માનેછે, અને યોગિનીને દીઠી–પૂર્ણ સૌન્દર્યમાં દીઠી–એમ માનેછે; ધુમસમાં હેની મૂર્તિનાં પ્રતિબિમ્બ વાંકાં પડેલાં—refraction ( કિરણોના વક્રીભવન ) ને લીધે વિકૃત થયેલાં—તે એ જ કન્યા–દિવ્ય યોગિની ( સત્યની દેવી ) એમ માનીને ભ્રમમાં ઘૂમેછે–આનન્દ પામી બધે જ્ઞાનનો ડોળ દર્શાવતા ફરેછે.

શ્લોક ૧૧. અહિં વળી એક ક્રમ ઊંચો દર્શાવ્યોછે. એ ધુમસનું આવરણ છતાં–એ જ આવરણને લીધે એ કન્યાના સૌન્દર્યને વિલક્ષણ દીપ્તિ મળેલી કોઇ વિરલ ધન્ય–ભાગ્યશાલી–જ્ઞાની મનુષ્યો જોઈ સકેછે. અજ્ઞાનના આવરણનું ખરું સ્વરૂપ જાણીને પણ, એ આવરણના પડછામાં તેમ જ એ આવરણને બળે જ કાંઇક સત્યનું સૌન્દર્ય ઉલટું જુદા પ્રકારનું જોવાની શક્તિ હેવા જ્ઞાનીઓમાં હોયછે.

પરંતુ આ જ્ઞાનકક્ષા કરતાં પણ હજી વધારે ઊંચો ક્રમ છે; તે–

શ્લોક ૧૨–૧૩ માં સૂચવ્યોછે, કવિત્વની દિવ્ય પ્રેરણાને બળે સત્યની દેવીનું પૂર્ણ, વિકારના આવરણ વિનાનું, દર્શન થાયછે; તે દર્શનમાં એ યોગિની પૂર્ણ તેજે દીપતી પ્રત્યક્ષ થાયછે; ધુમસ ખરી પડેછે, અને 'દિવ્ય પ્રભા એ જ દુકૂલ હેનું ' હેવી વિશુદ્ધ સ્વરૂપે યોગિની નયન આગળ ઊભી થાયછે.

કવિતાની દેવી પોતાના પ્રિય ભક્તોને પોતાના કલ્પના (દિવ્ય પ્રેરણાથી ઊડતી કલ્પના)ના વિમાનમાં બેસાડીને ગિરિના શિખરની છેક ટોચ ઉપર મૂકેછે, ત્ય્હારે આ આવરણ છિન્નભિન્ન થયેલું દર્શન થાયછે. છતાં—

શ્લોક ૧૪ એ કવિત દેવીના ભક્તોના હૃદયમાં આ યોગિનીની છબી પડેલી તે આ મર્ત્યલોકમાં દર્શાવવાની હેમની પણ પૂર્ણ શક્તિ નથી. એ છબીનાં પ્રતિબિમ્બ, પોતાનાં કાવ્યોની દ્વારા, પાડેછે, પણ તે આછાં આછાં જ પડેછે.

હેવાં આછાં પ્રતિબિમ્બ પણ-કવિત દેવીના ભક્તોએ સાક્ષાત્ દીઠેલી યોગિનીની છબીનાં આછાં પ્રતિબિમ્બ પણ-જોઈને કૃતાર્થ થવાની ઇચ્છા દર્શાવી આ કાવ્યના ઉદ્ગાર સમાપ્ત થાયછે.

**વિયોગિની યશોધરા.** પૃષ્ઠ ૮૯-૯૪.

બુદ્ધચરિતનો આ એક કથાભાગ-'The Light of Asia'-માંથી ભાષાન્તર કરીને પ્રગટ કર્યોછે. એ મહાકાવ્યના ૭મા સર્ગના આરમ્ભની ૮૮ પંક્તિયોનું ભાષાન્તર આ કાવ્યખણ્ડમાં છે.

કડી ૧, પંક્તિ ૨.

નિજ—આ શબ્દનો સંબન્ધ કડી ૨ માંનાં 'શુદ્ધોદન રાજા' સાથે છે.

'મુખ વચન' અને 'દર્શન શ્રવણ' એ યથાસંખ્ય સંબન્ધમાં લેવાનાં છે; 'દર્શનને મુખ' અને 'શ્રવણને વચન' દુર્લભ થયાં; પોતાના પુત્રના મુખનું દર્શન અને વાણીનું શ્રવણ દુર્લભ થયાં.

કડી ૨, પંક્તિ ૧.

શુદ્ધોદન—**સિદ્ધાર્થ**નો પિતા. તેથી બુદ્ધને (સિદ્ધાર્થને) શૌદ્ધોદનિ (શુદ્ધોદનનો પુત્ર) એમ પણ નામ અપાયછે.

**શાક્ય** સામન્ત—**સિદ્ધાર્થ** જે clan-જાતિ-માં જન્મ્યો હતો તે જાતિનું નામ **શાક્ય** હતું; એ જાતિના લોકો ખેતીનો ધંધો કરતા હતા; હેમાંનાં થોડાંક કુટુમ્બો રાજવંશી હતાં. ગોતમ બુદ્ધ (સિદ્ધાર્થ) જે રાજકુટુમ્બમાં જન્મ્યો તે રાજકુટુમ્બને પણ **શાક્ય** નામ અપાયલું જણાયછે.* શુદ્ધોદનના તાબાના ઉમરાવો (Lords) એમ મૂળમાં છે, તે 'સામન્ત' શબ્દથી મ્હેં રૂપાન્તર કર્યુંછે.

પંક્તિ ૨, મન અતિ મન્દે-અતિ મન્દ મને.

વિભક્તિનો પ્રત્યય વિશેષ્યને બદલે વિશેષણને આમ ઉથલાવીને લગાડવાની છૂટ્ય કવિતામાં લેવાયછે.

---

* Childers' "Pali Dictionary" માં S'âkya શબ્દ નીચે આપેલી હકીકતમાંથી.

કડી ૩, પંક્તિ ૨.

વિરલ વૈધવ્યનું કારણ તરત જ નીચે કડી ૪ થીમાં દર્શાવ્યું-છે;–પતિ જીવેછે છતાં નથી જીવતો; કેમકે ક્યહાં છે તે પત્તો નથી; માટે એ છતે પતિયે વિધવાપણું.

કડી ૬, પંક્તિ ૧.

'જણાવે' ના કર્તા શબ્દો કડી ૫ માંના 'ઉષ્ટ્રયૂથો ચારનારા' અને 'વણિકગણ' છે.

કડી ૮, પંક્તિ ૧.

'કપિલવસ્તુકુલમૌલિ'—કપિલવસ્તુ નગરના રાજાના કુલના મુકુટરૂપ–**સિદ્ધાર્થ**.

કપિલવસ્તુ—**શુદ્ધોદન** રાજાની રાજધાની.

એ નગરનું સ્થલસ્થાપન કાંઇક સંદિગ્ધ આજ સૂધી હતું. **વિન્સેન્ટ એ. સ્મિથ**ના કહેવા પ્રમાણે **બસ્તી** જિલ્લાની ઉત્તરે આવેલું હાલનું **પિપ્રાવા** તે પ્રાચીન **કપિલવસ્તુ**; પણ એ ઉમેરેછે કે **હ્યુએન સંગે** વર્ણવેલું **કપિલવસ્તુ** તે તો **તિલૌરા કોટ** અને આસ-પાસનાં ખંડેર તે જ નક્કી છે. ("The Early History of India," p. 147, note.)

એ જ પુસ્તકમાં પૃષ્ઠ ૨૮૩ મામાં **વિન્સેન્ટ સ્મિથ** કહેછે કે **ચન્દ્ર-ગુપ્ત વિક્રમાદિત્યના** સમયમાં (ઈ. સ. ૩૭૫થી ૪૧૩ સૂધી **ચન્દ્રગુપ્તનું** રાજ્ય હતું તે સમયમાં) **ફા–હીયેન** મુસાફરના પ્રવાસની વખતે **કપિલવસ્તુ** (અને **કુશીનગર**) ઉજડ અને નિર્જન હતાં; માત્ર થોડાક સાધુઓ વગેરે ત્યહાં રૂહેતા હતા. **ફા–હીયેન**ના પુસ્તકનો વિષય ઈ. સ. ૩૯૯ થી ૪૧૪ સૂધીનો છે. (The Early History of India, p. 21.)

Rhys Davids (રિહ્સ ડેવિડ્સ)ના "Buddhism" નામના પુસ્તકમાં (ઈ. સ. ૧૮૮૬ ની આવૃત્તિમાં પૃષ્ઠ ૨૫ મે) કહ્યુંછે કે **કપિલવસ્તુ** હાલની **કોહાના** નદી તે પ્રાચીન **રોહિણીને**

કિનારે, બનારસથી ઐશાની દિશામાં ૧૦૦ માઈલ છેટે હતું. એ જ પુસ્તકને પૃષ્ઠ ૨૭ મે ફૂટનોટમાં કનિંગહમકૃત Ancient-Geography ('પ્રાચીન ભૂગોળ') નો આધાર બતાવી હાલનું નગર નામનું ગામડું તે પ્રાચીન કપિલવસ્તુ એમ સૂચવ્યુંછે.

કપિલ મુનિના વાસસ્થાન તરીકે આ નગરનું નામ કપિલવસ્તુ પડેલું જણાયછે. 'વસ્તુ' શબ્દનો અર્થ વાસસ્થાન નથી થતો; 'વાસ્તુનો' થાયછે. અશ્વઘોષના "બુદ્ધચરિત" મહાકાવ્યમાં "કપિલ-વાસ્તુ' એમ નામ નજરે પડેછે (સર્ગ ૬, શ્લોક ૩૦. પ્રો. કાવેલે (Cowell) પ્રગટ કરેલી આવૃત્તિ, પૃષ્ઠ ૫૦, પાઠાન્તર C તથા P નાં જુવો.) પાલી ભાષામાં **कपिलवत्थु** શબ્દ છે; અને **वत्थु** તે **वस्तु** તેમ જ **वास्तु** નું રૂપાન્તર બને; તેથી ભ્રમથી કપિલ-વસ્તુ એમ સંસ્કૃત મૂળ ઠરાવી દેવામાં આવ્યું હોય એમ સંભવ છે.

પૃ. ૧૧૪ ચોપાઈ—ત્રણ તાળની ચોપાઈ કહેવાય છે તે.

કડી ૧૩, પંક્તિ ૧.

ઉદ્યાનસરિતા—બાગમાં થઈને વ્હેતી નદી, ન્હાની નદી.

કડી ૧૩ તથા ૧૪ યુગ્મક છે.

'પ્રિય બે' (બે પ્રિયજન, સિદ્ધાર્થ અને યશોધરા) એ 'નિ-રખતાં' નો કર્તા છે.

અહિં (આ નદીને કિનારે) પૂર્વે સુખનો સમય વીતી ગયો તે સમયમાં એ બે પ્રિયજન સ્હામસ્હામાં બેશીને પદ્મ (કમળ) ના કોશ–બીડાયલાં કમળ–થી ખચિત (ભરચક બનેલો) કિનારો જે'નો છે હેવા (નદીના) જળરૂપી દર્પણ (ચાટલા)માં મધુર અધર અધર (એક બીજાના અધર) જે ચુમ્બતા તે નિજ પ્રતિબિમ્બે–પોતાનાં પ્રતિબિમ્બમાં–જોતાં હતાં.-આમ અન્વય છે.

કડી ૧૪, ચરણ ૪.

અહિં એક માત્રા માપ કરતાં વધી જાયછે. 'મધુર' એ શબ્દને સમેટી લઈને ઝડપથી બોલીને બેસાડવું પડેછે. 'મધુર' શબ્દને બદલે

'મૃદુ' કે એમ ફેરવવાનો વિચાર થયો; પણ છે તે શબ્દયોજનામાં કર્ણને શ્રવણ વધારે સારું લાગવાથી માત્રાદોષ સ્વીકારીને છે તેમ જ રાખ્યું છું.

કડી ૧૫, પંક્તિ ૧.

તેમ જ એક બીજાના હાથ (કરશું કર–કર સાથે કર) ગૂંથા-યલા (પ્રતિબિમ્બમાં પણ તેમ રહેલા) જોતાં હતાં.

જળબિમ્બિત = જળમાં પ્રતિબિમ્બત થયેલું જોડું (સિદ્ધાર્થ અને યશોધરાનું જોડું) તો ઉપર કિનારે બેઠેલું; એટલે પ્રતિબિમ્બ-માંનું જોડું જુવે એમ અર્થ ના લેવાનો; પણ જેનું પ્રતિબિમ્બ જ-ળમાં પડયું છે તે–એમ અર્થ લેવાનોછે.

કડી ૧૬. લીધાં–હરી લીધાં. આંસુથી (રોઈ રોઈને) આંખ્યો-માંની દીપ્તિ જતી રહેલી.

અધરૌષ્ટ—અધર (નીચલો હોઠ), અને ઓષ્ઠ (ઉપલ્યો હોઠ); બંને હોઠ.

કડી ૧૭, પંક્તિ ૧.

એકવેણીધરા—માથાના વાળની જુદી જુદી વેણી ગૂંથ્યા વિના, અને સેંથી પણ પાડયા વિના, એક જ વેણીમાં વાળ રાખેલા હેવી.

વિરહિણીને એકવેણી રાખવી એ ઉચિત છે.

પંક્તિ ૨. સંસ્કારહીન–ધૂપેલ વગેરે કશું નાંખ્યા વિનાના; લૂખા.

કડી ૧૮. પ્હેરેલું લૂગડું કમરેથી મેખલાના મણિ જડેલા ચાપડાથી બાંધેલું નહિં, અને તેથી હેનો છેડો ઉર ઉપર આડો-સોડિયું વાળેલો–હતો.

કડી ૧૯.

પૂર્વાશ્રમમાં—પતિ જોડે સંયોગનું સુખ હતું એ પૂર્વકાળની સ્થિતિમાં. જીવનમાં ચાર આશ્રમો છે, ત્હેમાં સંન્યાસના આશ્રમને સંબન્ધે પૂર્વાશ્રમ તે ગૃહસ્થાશ્રમ એમ 'પૂર્વાશ્રમ' શબ્દ વપરાયછે, તે જ અહિં સંયોગકાળના સુખ અને હાલની વિરહદશાના દુઃખ

વચ્ચે વિરોધ સૂચવવાને વાપર્યોછે. મૂળમાં તો "In old years" એટલું વચન છે.

પ્રેમાવ્હાનો—પ્રેમભર્યાં આવ્હાન (= બોલાવવાં.). પ્રેમથી પતિ બોલાવતો તે વચનો.

સંભ્રમ—ગભરાટ; ઝડપ; ઉત્સાહનો ગભરાટ.

પાટલપાંખડી—પાટલ = ગુલાબનું ફૂલ.

ગુલાબનું ફૂલ ખરું જોતાં મુસલમાનોનો હિન્દુસ્તાનમાં પ્રવેશ થયા પછીનું છે; સંસ્કૃતમાં હેનું બરોબર નામ જડતું નથી; તેથી એ સમીપમાં સમીપ નામ લીધુંછે; પાટલ (વિશેષણ)= ગુલાબી રંગનું-એમ છે. પણ પાટલ (નામ) = trumpet flower છે. પણ વિશેષણમાં રંગનું નામ છે તેટલા ઉપરથી ગુલાબ માટે 'પાટલ' નામ યોજવું પડયુંછે.

ગુલાબના ફૂલની પાંખડી જેવા હલકા ચરણ પડતા હતા—એમ ભાવ છે.

કડી ૨૧. જ્યોતે-જ્યોતિ વડે. ઉદ્દ્યોતે-દીપિત કરે, પ્રકાશિત કરે; ક્રિયાપદ છે; હેનું કર્મ 'શાન્તિ' અને કર્તા 'રવિકિરણો' છે.

અન્વયઃ—ઘેરા તિમિરમાંથી નીકળતાં ઝળહળતાં રવિકિરણો જે'વાં ( જેમ ) અરુણોદયની જ્યોતિવડે ( પ્રકાશ વડે ) રજનીની શાન્તિને ઉદ્દ્યોતે (પ્રકાશિત કરે).

કડી ૨૨. હેવાં—એ રવિકિરણો જેવાં.

પ્રેમદીપ—પ્રેમ જે'માં પ્રકાશિત થાયછે હેવા દીવા-એ યશોધરાની આંખ્યો.

કડી ૨૩ નેનબિમ્બ-આંખ્યોના ડોળા.

કડી ૨૫. અશ્રુપૂર્ણ દિનો તણી માત-એ રાત્રિ તે તે પછીના દિવસો આંસુથી ભરેલા હેની માત, અશ્રુભરેલા દિવસોને જન્મ આપનારી.

સિદ્ધાર્થ ચાલ્યો ગયો તેથી તે રાત્રિ પછીના આંસુભરેલા દિવસોની જનની થઈ.

એ અલૌકિક પ્રેમવીર–સિદ્ધાર્થ–ને પોતાના પ્રેમને માત્ર આ લોકના જીવનના બન્ધનમાં પૂરી રાખવો ના ગમ્યો; હેવો હેનો વિશાળ, ઉદાર, પ્રેમ, ક્ષણિક જીવન કરતાં વધારે વ્યાપક પ્રદેશમાં, માનવસૃષ્ટિ, સર્વ જીવસૃષ્ટિ, વગેરે વિશાળ પ્રદેશમાં હેનો પ્રેમ વ્યાપ્યો.

કડી ૨૭. આ કડીની પૂર્વેની બે કડીઓ કાૈંસમાં પૂરેલા વિચારોની આવેલી હોવાથી, આ કડીનો સંબન્ધ પાછળની કડી ૨૪ માંના 'એક કરમાંહિં મૌક્તિક દામ' જોડે લેવાનોછે. એક હાથમાં મોતીની માળા, બીજા હાથમાં પોતાનો પુત્ર રાહુલ આંગળીએ વળગેલો–એમ સ્થિતિ હતી.

[નિજ—આ શબ્દ અહિં વાક્યસંબન્ધ જોતાં કાંઇક બરોબર નથી આવતો લાગતો. 'હેનો' એમ અર્થ ઉદિષ્ટ છે ત્યહાં પોતાનો એ અર્થનો શબ્દ જરાક રૂઢિભંગ કરતો લાગેછે; પરંતુ 'નિજકુંજ' એમ કાવ્યસંગ્રહને એક જણે નામ આપ્યુંછે ત્હેના જેટલું કે જેવું તો અનૌચિત્ય અહિં નથી; કેમકે–'નિજકુંજ' એ નામમાં જે જે વાંચે ત્હેનો કુંજ એમ અનર્થ થાયછે, અને અહિં તો યશોધરાની જોડે પોતાનો (નિજ) સુત, રાહુલ હતો–એમ રૂઢિને ક્ષોભ ના થાય એ રીતે બંધ બેસાડાયછે.

ચરણ ૩. અલ્હેતો = નિર્દોષ; અજ્ઞાન; દુનિયાંના રંગથી અસ્પૃષ્ટ. (**अलक्षत** ઉપરથી હશે ?). મૂળમાં આ શબ્દને પ્રતિરૂપ શબ્દ નથી.

નર્મકોશમાં 'હલેતો' શબ્દ આપી 'દુનિયાંદારીની પુરી ખબર નહિં હોય ત્હેવું'–એમ અર્થ આપ્યોછે. પ્રાથમિક અર્થ 'હળવું' (=હલકું) આપ્યોછે તે ઉપરથી લાગેછે કે **अलक्षत** એ વ્યુત્પત્તિની કલ્પના નર્મદ કવિયે ના કરતાં 'હળવું' ના મૂળ જોડે સંબન્ધ કલ્પ્યો હશે.

કડી ૨૮. પગપ્હાનિયે દોડે.

પગનાં આંગળાંવાળો અગ્રભાગ–આંગળાં–તે જ જમીન ઉપર મૂકીને દોડતો હતો, એમ અર્થ અહિં ઉદિષ્ટ છે. ત્યહાં પ્હાની શબ્દ

વખયે અનુચિત જણાશે; કેમકે 'પ્હાની' એટલે તો પગની એડી–તળિયા પાસેના ભાગ સહિત. પરંતુ આંગળાં ઉપર ચાલવાને પણ પ્હાનીએ ચાલવું. કહેવાયછે એમ યાદ છે તેથી તેમ પ્રયોગ કર્યોછે.

કડી ૨૯. 'જે'ને હ્યડે નહિં દુઃખભાર'—નિર્દોષ, અજ્ઞાન બાળ રાહુલની સોલ્લાસ હૃદયદશા યશોધરાના ગમ્ભીર દુઃખની જોડે પડછામાં અહિં દર્શાવીછે.

કડી ૩૦–૩૧. એ એની હૃદયની સ્થિતિનો વિરોધ અહિં વળી વિશેષ સ્પષ્ટતાથી દર્શાવાયોછે.

કડી ૩૩. અકસ્માત—શુદ્ધ સંસ્કૃતના ખોડા ત્ ને સ્થાને આખો ત છન્દને માટે કર્યોછે.

કડી ૩૪. નભવાસી—'વાસી' શબ્દશઃ લાગૂ નહિં પડે. 'નભ-ચારી' એમ અર્થ છે.

વલાકા = બગલી. 'બલાકા' પણ રૂપ છે.

કડી ૩૫, પૂર્વાર્ધ.

અહિં પણ રાહુલનો નિર્દોષ આનન્દ અને રાણીનો ઊંડો શોક એ એની વચ્ચે છાયાભેદ આલેખ્યોછે.

કડી ૩૬, ચરણ ૧. રાજદ્વાર રાજમહેલ.

ચરણ ૩. 'આપણા'—આ શબ્દનો વિશેષ્ય શબ્દ ૪ થા ચરણમાંનો 'પુર' શબ્દ છે. 'આપણા પુરમાંહિં'–એમ.

ચરણ ૪.—હસ્તિનપુર–'હસ્તિનાપુર'નું આમ **ના** ને બદલે **ન** વાળું રૂપાન્તર છન્દને અર્થે કરવાની છૂટ મ્હેં તો લીધી ધારી હતી; પરંતુ **આપ્ટે**ના સંસ્કૃત–અંગ્રેજી કોશમાં બંને રૂપ આપ્યાં જણાયાં.

કડી ૩૭, ચરણ ૧.

અશ્વઘોષકૃત "બુદ્ધચરિત" કાવ્યમાં (સર્ગ ૧૫, શ્લોક ૭૬. માં, આ વૃત્તાન્તમાં નહિં પણ અન્ય પ્રસંગમાં) ત્રપુષ અને ભલ્લિક

એમ નામ છે. ( એ સર્ગ **અશ્વઘોષ**ની કૃતિ નહિં, પણ **અમૃતાનન્દે** રચેલા છેલ્લા ચાર સર્ગમાંનો છે. )

Light of Asia માં નામ મૂકયા પ્રમાણે મ્હેં લીધેલાં કાયમ રાખવાને બહુ બાધ નથી.

કડી ૩૦, ચરણ ૧. તેજાન–તેજાના. છન્દને માટે ‘ ના ’નો ‘ ન ’ કર્યોછે.

કડી ૪૦. સિદ્ધાર્થના જન્મ વગેરે વિશે કહેવાયલુંછે કે એ બુદ્ધ થશે, જગ ઉદ્ધારશે, ઇત્યાદિ ભવિષ્ય લાંબા વખત પૂર્વેથી કહેવાયલું હતું; હેનું અહિં અનુલક્ષણ છે.

કડી ૪૨, પંક્તિ ૨. પાંપણ્ય–પાંપણ્યોમાં; સપ્તમીનો પ્રત્યય લુપ્ત. રેલી—રેલાઈ. કર્મણિ અર્થમાં કર્તરિ રૂપ.

કડી ૪૩, ઉત્તરાર્ધ.

હિમનગ ( = પર્વત )–હિમાલય—માં ગંગા નદીની સેરય–બરફ બની ગયેલી હોય તે હુનાળામાં–પીગળીને ઊછળે તેમ.

કડી ૪૪, પંક્તિ ૧.

ભર ઉત્કંઠે-ઉત્કંઠાભેર; ઉત્કંઠાથી ભરેલી થઈને; ભર (ભરપૂર) ઉત્કંઠાએ.

કડી ૪૫.–ઉદન્ત = વાર્તા; વૃત્તાન્ત: સમાચાર.

તેહ–પાન = ત્હેનું પાન. ‘ઉદન્તના પાન કાજે શ્રવણ તૃષિત થયાછે.’—આ માટે ‘આર્તનો પુકાર’ એ કાવ્યની કડી ૩ ઉપરની ટીકા, પાછળ પૃષ્ઠ ૧૮૦ મે જુવો. અહિં પૂરવણી તરીકે ઉમેરુંછું કે રસનેન્દ્રિય-વિષય સર્વમાં તીવ્ર હોયછે તેમ આલ્હાદક પણ હોયછે એમ કોઇ માને તો મનાય; અને ‘ રસ ’ શબ્દનો મૂળ અર્થ તો રસનેન્દ્રિય—ચાખવાના ઇન્દ્રિય–નો સંબન્ધી જ છે; રસ = ચાખવું એ મુખ્ય અર્થ છે; પછી લાક્ષણિક અર્થ બીજા રસ માટે થયો.

કડી ૪૬. પંક્તિ ૧.

જાવ—'જાઓ' નો 'ઓ' ટૂંકાઈને થયેલું રૂપ. પાછળ (ટીકા પૃષ્ઠ ૧૮૧ મે) 'નૂતન વર્ષ' કાવ્યની કડી ૧ પંક્તિ ૨ ઉપરની ટીકામાં 'ગાઓ' એમ રાખેલુંછે—'ગાવ' એમ ના કરતાં–તે વિશે તે સ્થળે કહ્યું છે કે 'ગાવ' એ રૂપ બહુ પરિચિત નથી. તે સાથે આ 'જાવ' પ્રયોગનો વિરોધ ગણવાનું કારણ નથી; અપરિચિત છતાં રૂપ સ્વીકાર્યું એટલું જ; તેમ વળી 'જાવ' એ રૂપ વધારે પરિચિત છે, 'ગાવ' એ ઓછું પરિચિત છે.

વ્હેપારી—વ્હેપારીને; બીજી વિભક્તિનો પ્રત્યય લુપ્ત છે.

કડી ૪૭, પંક્તિ ૨. ગ્રન્થિ = ગાંસડી, કોથળી.

કડી ૪૮. સોનૈયો = સૂનાનો શિક્કો; સૂનામ્હોર.

પંક્તિ ૨. જે.—જે રત્ન.

**છાનાં અશ્રુ**—પૃષ્ઠ ૯૪–૯૮.

આ જીવનમાં દુઃખનો અનુભવ—જાત્ય અથવા અન્ય જનના દુઃખનો અનુભવ–માનવ આત્માના વિકાસને માટે આવશ્યક છે. દુઃખના ચિહ્નરૂપ અશ્રુ છે. એ અશ્રુની આ કારણથી કીંમત અસાધારણ છે. અને આત્માના વિકાસના સાધન તરીકે અશ્રુ તે અમૃતરૂપ જ છે; આત્માને જડ, મૃતવત્, થતો રોકનાર અમી એ અશ્રુ છે. પરંતુ આ અશ્રુનું અમૃત જગત્માં પ્રકટ કરવાને બદલે છૂપું જ રેલાયાથી હેની કીમત સવિશેષ થાયછે. છતાં અશ્રુની કીમત આમ વિશેષ છે.

આ અશ્રુની ગૂઢતા બે રીતે છે; એક તો સમભાવજનિત અશ્રુ પ્રગટ કરવાની અનિચ્છાથી ગૂઢ રાખેલાં તે; અને બીજી એ કે અનાથ, રંક જનોનાં તેમ જ અનેક અન્યાય નીચે ચગદાયલાં જનોનાં અશ્રુ, પોતાના જ સુખ વૈભવ ઇત્યાદિમાં મદાન્ધ થયેલા ઇતર જગત્ની નજરે જ પડતાં નથી તેથી એ ગૂઢ; છાનાં અશ્રુ.

અશ્રુના આ સ્વરૂપને ઉદ્દેશીને આ કાવ્ય રચાયુંછે.

શ્લોક ૩, પૂર્વાર્ધ.

જગત્‌માં પ્રવર્તતા અન્યાય ઇત્યાદિ જોઈ હેના બલિ થયેલાં જનો તરફ સમભાવથી પ્રગટ થયેલાં અશ્રુ (શ્લોક ૨ માં કહ્યા પ્રમાણે) બહુવાર ઊભરાઈ જાયછે: જગત્ આગળ પણ પ્રગટ થઈ જાયછે, અને ત્‍હારે હૃદયના પર્વતમાં છૂપા રહેલા એ અશ્રુસરોવરમાંથી ઝરણરૂપે, નદીઓ રૂપે, વ્હેણ વ્હેછે. તોપણ એ સરોવરનું જળ–અશ્રુ–ખૂટતું નથી; કેમકે હેની ઉત્પત્તિ સ્વર્ગના સુન્દર વનમાંથી છે; દિવ્ય સમભાવમાંથી ઉત્પત્તિ છે; અને એ સમભાવને પ્રવૃત્ત કરાવનારા જગત્‌માંના અન્યાયનો અન્ત જ નથી.

ઉત્તરાર્ધ—ઊભરાઈ પ્રગટ થતાં અશ્રુ વિશે આમ કહ્યું. પરંતુ જગત્‌થી છાનાં રહેલાં અશ્રુ–જે દીન જનનાં અશ્રુ તરફ જગત્ જોતું નથી તે અશ્રુ, તેમ જ તે અશ્રુ સાથે સમભાવ રાખનાર મનુષ્યનાં અશ્રુ—વિશેષ મોંઘાં અને મધુર હોયછે. હેમાં ગમ્ભીરતા અને મૌનના અંશને લીધે ખૂબી વધેછે.

શ્લોક ૪, ઉત્તરાર્ધ.

અહિં વિશ્વનાં મોતીની નિન્દા–અપકર્ષ–ઉદ્દિષ્ટ હોવા છતાં 'આંસુ-મોતીડાં' એ રૂપકમાં આંસુને મોતીનું રૂપક આપી ઉત્કર્ષ–મોતીપણાને લીધે થતો ઉત્કર્ષ–દર્શાવવામાં **મમ્મટે** 'વ્યાહતત્વ' નામનો અર્થદોષ કહ્યોછે તે દોષ પ્રગટ થાયછે એમ કહી સકાશે. પરંતુ **મમ્મટે** એ દોષ બતાવવામાં કાંઇક અતિ ચીકાશ વાપરી જણાયછે; **ભ**વભૂતિના 'માલતીમાધવ' નાટકમાંનું ઉદાહરણ **जगति जयिन:** ઇ. વાળું લઈ ચન્દ્રિકાને નિન્દીને પણ **માલતીને** પોતાનાં નયનની ચન્દ્રિકા કહી ત્‍હેમાં આ દોષ બતાવ્યોછે; પણ હેનું સમાધાન થઈ સકે એમ છે; જગત્‌ની ચન્દ્રિકા કરતાં આ જુદી જ ચન્દ્રિકા એમ ઉદ્દેશ કવિનો હશે એમ બચાવ કાંઇક થાય એમ છે. હજી એ બચાવમાં કાંઇક વાંધો જણાશે, કેમકે જગત્‌ની ચન્દ્રિકા અને આ બીજી અપૂર્વ ચન્દ્રિકા એમ વ્યંજના થાય હેવાં વચન બરોબર એ

શ્લોકમાં નથી. પરંતુ આ સ્થળે તો 'વિશ્વનાં મૌક્તિકો' કરતાં એ 'આંસુમોતીડાં' મોઘાં એ વચનમાં સ્પષ્ટ રીતે એક મોતીની સામાન્યતા અને બીજાં ઉત્કૃષ્ટ તરીકે બતાવવાનાં (આંસુ) મોતીની અસાધારણતા સ્પષ્ટ રીતે બતાવીછે, એટલે વ્યાહતત્વદોષ ખરી રીતે અહિં સમર્પાશે નહિં.

શ્લોક ૫, ચરણ ૧. પ્રેમશિક્ષાઓ—પ્રેમયુક્ત શિક્ષણો.

શ્લોક ૬.

માતાપિતાના પ્રેમસંસ્કાર વિનાનાં બાલ્યકાળમાં જ નમાયાં નબાપાં થયેલાં માણસો મ્હોટી ઉમરે પ્રેમના અમૃતનો લાભ ભાગ્યે જ લઈ સકે. અમી (ચરણ ૪) તે પ્રેમનું અમી.

શુષ્ક રણ—માબાપના પ્રેમાર્દ્ર સંપર્કને અભાવે જીવન સૂકા રાન જેવું માટે શુષ્ક રણ.

શ્લોક ૮, પંક્તિ ૧.

નમાયાં ને નબાપાં-એ વિશેષણોનો વિશેષ્ય શબ્દ 'જન' અનુક્ત છે. બાલ્યકાળમાં નમાયાં નબાપાં, પણ ઉપર પ્રમાણે આંસુ રેડે તે વખતે તો મ્હોટાં થયેલાં.

શ્લોક ૯, પૂર્વાર્ધ.

સરોવરમાં ખરેખરું અમી ન્હોતું: પણ ભાસ થયેલો: દૂરથી અમીનું સરોવર જોયું-જાણ્યું.

શ્લોક ૧૦, પૂર્વાર્ધ.

પાન કરતા ન કરતામાં; ખરું પાન થયું જ નહિં એટલામાં, એ માનેલા અમીનો સ્વાદ કડવો લાગ્યો. તરત જ શઠ જોડેના અયોગ્ય પ્રેમસંબન્ધની દુઃખમયતાનું ભાન થયું.

કટુ—સંસ્કૃતમાં **कटु** શબ્દનો અર્થ 'તીખું' છે; (અને **तिक्त** નો અર્થ 'કડવું' છે); ગુજરાતીમાં આવતાં અર્થ બદલાઈ ગયોછે.

ચરણ ૪. હવે—આ સ્વાદ કડવો લાગ્યા પછી તરત જ શઠની શઠતા પ્રગટ થતાં, પશ્ચાત્તાપ ઉત્પન્ન થયા પછી.

શ્લોક ૫ થી ૭ સુધી નમાયાં નબાપાંનાં અશ્રુના ઉદ્‌ભવ સાથેનો વિલાપ મૂકયોછે; અને ૮ મામાં એ અશ્રુવડે માળા ગૂંથી કહીછે. શ્લોક ૯ થી ૧૧ માં શઠે ઠગેલી યુવતીનો વિલાપ, અને શ્લોક ૧૨ માં એ અશ્રુ માળામાં ગૂંથવા લીધાં કહ્યાંછે. પછી શ્લોક ૧૩ થી ૧૭ માં બીજાં વિવિધ અશ્રુની માત્ર ગણના જ કરાવીછે. એ માળા કવિ વાચકને અર્પેછે, પણ (શ્લોક ૧૯ પૂર્વાર્ધ) ખરી રીતે તો પોતાના ઉરમાં જ ગૂઢ રૂપે ધારી રાખેછે.

શ્લોક ૧૩, ચરણ ૩.

દિવ્ય પ્રેમરૂપી દીપ લઈને જોઈયે–sympathy, સમભાવ, પ્રેમનો ભાવ હોય–તો જ છાનાં અશ્રુના ભંડાર નજરે પડે; સમભાવ વિનાના નિષ્ઠુર જગતને એ નજરે ના જ પડે.

શ્લોક ૧૭. આ શ્લોકમાંનાં અશ્રુ સાધુજનોના હૃદયમાં ઊભરાતી ઉપકારવૃત્તિથી ઉત્પન્ન થયેલાં હોઈ, અત્યાર સુધી વર્ણવેલાં અન્યાય, આઘાત, ઇત્યાદિથી ઊપજેલાં આંસુથી જુદાં પડશે. પરંતુ સાધુજનની ઉપકારવૃત્તિનો સૂક્ષ્મ સંબન્ધ દીન રંકનાં અશ્રુ સાથે છે જ, એટલે આ આંસુમાં પણ વિજાતીયતાને લીધે ભાસતો વિરોધ નહિં આવે.

શ્લોક ૧૯, ચરણ ૪.

છૂપું ધન—ઉપર વર્ણવેલાં છાનાં અશ્રુની માળા, ઉરમાં સંઘરી રાખે તે.

**ગૂઢદર્શન.** પૃષ્ઠ ૯૮–૯૯.

માનવની બુદ્ધિશક્તિના, હૃદયગુણના, જ્ઞાનના, સંકોચને લીધે, તથા તે સર્વનો યોગ્ય વિકાસ ના થવાને લીધે, સાધારણ રીતે આ જગતમાં સ્થિતિ હેવી છે કે અનેક સુન્દર તત્ત્વો, અનેક છાનાં દુઃખો ઇત્યાદિનું દર્શન સર્વને થતું નથી; એ ગૂઢ વસ્તુઓનું દર્શન કોને, શી રીતે, અને કય્હારે થઈ સકેછે તે ઇશારો કરનારું આ કાવ્ય છે.

શ્લોક ૪, ચરણ ૩.

ત્ય્હાં—એ વિશ્વમાં; અથવા, વિશ્વજન સુખમાં રમેછે તે જ સ્થળે, તે જ ક્ષણે.

શ્લોક ૫, પૂર્વાર્ધ.

ભૂતને પક્ષે તિમિર તે ભૌતિક અન્ધકાર; અને જગજનને પક્ષે તિમિર તે અજ્ઞાન. ભૌતિક અન્ધકારમાં જેમ ભૂતડાં નાચતાં હસેછે, તેમ માનસિક અન્ધકારમાં ( અર્થાત, અજ્ઞાનમાં ) જગજન નાચતાં હસેછે. અજ્ઞાનમાં છતાં અજ્ઞાન છે તે ન જાણીને હેમાં જ આનન્દ માનેછે; નાચવું તથા હસવું તે આનન્દનું પ્રગટ સ્વરૂપ.

ઉત્તરાર્ધ.–જ્યોતિ દૂર હોવાથી પ્હોચી ના સકે તેથી ત્હેનાં કિરણ ત્ય્હાં વસતાં નથી. ભૂતડાંને વિશે ભૌતિક જ્યોતિ દૂર હોવાથી હેમની સમીપ પ્રકાસતો નથી. એમ અર્થ છે: જગજનને પક્ષે, જ્ઞાન-જ્યોતિ હેમના અજ્ઞાનના પ્રદેશથી દૂર હોવાથી તે પ્હોચતો નથી: જ્યોતિના ગુણમાં ખામીને લીધે નહિં, પણ અન્ધકારનાં પડની જડ-તાને લીધે, એ દૂર અને ન પ્હોચનારો બનેછે.

શ્લોક ૬, ચરણ ૪. **હરિ**–એ સંબોધન છે.

શ્લોક ૭. વિશ્વ**માયા**ના પ્રભાવથી આ સર્વ ગૂઢદર્શનો અન્ધ-કારમાં નિગૂઢ રહેછે; તેથી પોતાના પરાક્રમમાં મત્ત થઈને વિશ્વ**માયા** ‘ દમામથી ’ ( વિજયના દમ્ભથી ) બધે ઘૂમેછે. સર્વત્ર એ **માયા**–અજ્ઞાનાવરણ–ને પરિણામે એ અન્ધકાર વ્યાપી રહ્યોછે, ને ગૂઢદર્શનો થતાં નથી.

શ્લોક ૮, ૯.

પરંતુ એ **માયા**નો વિજય ચિરકાળ નથી ટકવાનો; અન્તે તો સનાતન **સ**ત્યનો વિજય છે: અને **સ**ત્યનો સુન્દર જ્યોતિ, બધાં તિમિરનાં પડ છેદી નાંખીને, પ્રગટ થવાની સાથે એ સર્વ ગૂઢદર્શનો પ્રત્યક્ષ થશે, અને સર્વમાં વ્યાપેલું દિવ્ય ગીત નિરન્તર સંભળાશે.

શ્લોક ૯, ચરણ ૧.

વસ્તુ તે—તે ગૂઢદર્શનની વસ્તુ: વાસ્તવિક સ્વરૂપ ધરનારાં સવ તત્ત્વ, ભાવ, ઇત્યાદિ.

**સ્વેચ્છાસ્વીકાર**—પૃષ્ઠ ૯૯–૧૦૩.

આ કાવ્યનો આધાર એક અસાધારણ કલાવિધાનવાળા ચિત્રમાં છે. એ ચિત્રનું નામ "Thc Choice" (પસંદગી,–પોતાની સ્વેચ્છાથી બેમાંથી એકનો સ્વીકાર, **સ્વેચ્છાસ્વીકાર**) એમ છે; હેનો ચિત્રકાર સર **નો**એલ **પે**ટન ( Sir Noel Paton ) નામે હતો. એ ઈ. સ. ૧૮૨૧ માં જન્મ્યો હતો. અને ઈ. સ. ૧૮૬૭ માં હેને 'નાઇટ'નો ઇલ્કાબ મળ્યો હતો.

મ્હેં કેટલાંક વર્ષ ઉપર **અ**મદાવાદ પ્રાર્થનાસમાજમાં આ વિષય ઉપર જ વ્યાખ્યાન–આ ચિત્રનો આધાર લઈને–કર્યું હતું ત્હેમાંથી એક બે ઊતારા આપ્યાથી આ ચિત્રની રૂપરેખા સ્પષ્ટ થશે.

"ચિત્રમાંની સ્થિતિ આ પ્રમાણે છે:

એક વીર ( Knight ) બે સુન્દર સ્ત્રીઓની વચમાં ઊભેલો છે; એક સ્ત્રી જરાક ઊંચા ભાગમાં ઊભી છે, બીજી વીરથી નીચા ભાગમાં ઊભી છે. પ્રથમની સ્ત્રીને દિવ્ય પાંખો છે.– હેના માથાની આસપાસ halo (પરિવેષ)–દિવ્ય પ્રકાશનું વર્તુલ–વીંટાયલુંછે; અને એ અલૌકિક સૌન્દર્યની દીપ્તિવાળી ચીતરીછે. બીજી સ્ત્રી પણ સૌન્દર્યવાળી તો છે, પરંતુ હેના સૌન્દર્યમાં કાંઇક વિકાર—વિષયવિકાર—ની છાયા છપાઈછે; અને હેના રૂપમાં કાંઇ જુદી રીત્યનું પણ સબળ આકર્ષણ પૂર્યુંછે. સહજ જણાઈ આવેછે કે પેલી દિવ્ય દીપ્તિવાળી સ્ત્રી તે પુણ્યવૃત્તિ અને આ મોહનીશક્તિવાળું સૌન્દર્ય ધારણ કરનારી તે **પા**પવૃત્તિ; અને એ બેની વચમાં રહેલો વીર તે માનવ. પુણ્યવૃત્તિના અર્ધશિથિલ આશ્લેષમાંથી ખેંચી લઈને પોતાની તરફ લેવાને **પા**પવૃત્તિ પ્રયત્ન કરતી ચીતરીછે.

માનવવીર હેનો સપાટો છોડવવાને મથેછે–હાથથી છોડવવાનું કરેછે, છતાં વીરની નજર પાપવૃત્તિના મોહક મુખ ઉપર કાંઇક આકર્ષણથી લોભાતી ગઇછે; પણ તે સાથે વળી વીરની મુખમુદ્રા ઉપર કાંઇ વિલક્ષણ અન્તઃક્ષોભની છાયા જણાયછે. પુણ્યવૃત્તિ વીરને બચાવવાનો ખાસ પ્રયત્ન કરતી નથી જણાતી. હેને પોતાના બળથી જ છૂટવાનો પ્રસંગ પૂરો મળવા દેતી જણાયછે.--આ સ્થળે જ choice (સ્વેચ્છાપૂર્વક પસંદગી, સ્વીકાર) નું તત્ત્વ સૂચિત થાયછે.—છતાં અંદરની વૃત્તિ આખર એ વીરને પોતાના પુણ્યમય આશ્લેષમાં જ રાખવાની હોય એમ હેના pose ( અંગવિન્યાસ, આકૃતિસ્થિતિની લઢણ ), મુખચર્યા, સ્નેહપૂર્ણ દયામય દૃષ્ટિ, વગેરેમાં પ્રકાશી નીકળેછે.

"માનવને વીરનું શસ્ત્રાદિ ધરનારું સંગ્રામપર સ્વરૂપ આપ્યુંછે તે એટલા માટે કે આ સંસારમાં મનુષ્યને અનેક બળોની વચમાં રહી, અનેક વધતા ઓછા વિષમ પ્રસંગોમાં યુદ્ધ કરવાને ઈશ્વરે મૂકેલોછે તે સૂચવવુંછે. એ યુદ્ધ તે કાયિક યુદ્ધ નથી, અને તે માટે ભૌતિક સામગ્રી–શસ્ત્રાદિકની સામગ્રી–નો ઉપયોગ નથી, પણ આધ્યાત્મિક બળ, સંયમ, દઢતા, શ્રદ્ધા, તપ ઇત્યાદિ શસ્ત્ર કામ આવશે, અને આધ્યાત્મિક યુદ્ધ કરવું પડશે. પરંતુ ત્હેને ચિત્રમાં પ્રતિબિમ્બિત કરવાને શસ્ત્રધારીપણાનું રૂપક આપ્યા વિના છૂટકો નથી.

"પછી, પેલી બે સ્ત્રીઓનાં સ્વરૂપ જોઇયે. બંને સુન્દરતાથી પૂર્ણ છે; પરંતુ બેનાં સૌન્દર્યમાં કે'વો ઝીણો અને જોવા જઇયે તો સ્પષ્ટ તફાવત છે! પુણ્યવૃત્તિનું સૌન્દર્ય દિવ્ય તેજોમય છે, અને માટે જ ખરું સૌન્દર્ય છે; તે બતાવવા પરિવેષ ( halo )–તેજનું વર્તુલ–દિવ્ય પાંખો, વગેરે મૂકયાંછે તે તો સ્પષ્ટ ચિહ્નો છે, પરંતુ મુખમુદ્રામાં જ, અને આખા શરીરમાં પણ, કાંઇક અવર્ણ્ય કાન્તિ હેવા પ્રકારની પૂરીછે કે હેમાં અલૌકિક દિવ્યતાની જ છાયા દીપી નીકળેછે. આથી ઉલટું પાપવૃત્તિનું સૌન્દર્ય પૂર્ણ જોરદાર છે, તોપણ

હેમાં સ્પષ્ટ રીતે વિષયવિકારની ખોટી ઝળક પૂરેલી છે તે બારીકીથી તપાસતાં જણાઈ આવેછે. અને વેશ, અલંકાર, વગેરે કેટલાંક બાહ્ય ચિહ્ન પણ એ વિકારમય સ્વરૂપનો જ ઇશારો કરેછે. આમ હેનું સૌન્દર્ય હલકા પ્રકારનું છે છતાં કાંઇક મોહક, આકર્ષક, વિશેષ જોરદાર, સબળ હોય એમ ભાસ થાયછે. હામાં પણ અર્થ સમાયો-છે. પુણ્યવૃત્તિ તે પાપવૃત્તિ કરતાં પ્રથમદર્શને મનુષ્યને ઓછી આ-કર્ષક લાગેછે, પાપવૃત્તિનો બાહ્યાડમ્બર લોભક હોયછે; પરંતુ ઊંડું તપાસતાં ખરું સૌન્દર્ય પુણ્યવૃત્તિમાં જ છે. એ જણાવવાનો હેતુ એ ચિત્રના આ અંશનો છે. પુણ્યવૃત્તિનું પ્રથમદર્શને ઓછા પ્રભાવવાળું સૌન્દર્ય ચીતરેલુંછે છતાં હેમાં અલૌકિકતા, દિવ્યતા વગેરે ઊંચા અને ઊંડા ભાવોની કૌમુદી જેવી છાયા, અમૃતની રેલ જેવો વિસ્તાર, વગેરે અંશો જણાઈ આવેછે તે એ સૌન્દર્યના તાત્ત્વિક દૃષ્ટિયે ચઢિયાતાપણાની જ સાબીતી માટે છે.

"આ ઉપરથી સૂચવાયછે કે મનુષ્યને પાપવૃત્તિનું આકર્ષણ યદ્યપિ મોહક અને સબળ લાગેછે તથાપિ આખર જોતાં, સત્ય જોતાં, પુણ્યવૃત્તિનું બળ જ સાચું અને સુખમય છે. આ બે સ્ત્રીઓનાં સ્થાન ગોઠવવામાં પણ ચતુરાઈ ચિત્રકારે વાપરીછે. પાપવૃત્તિને કાંઇક નીચે રાખીછે, અને પુણ્યવૃત્તિને કાંઇક ઊંચે રહેલી ચીતરીછે. તે એમ સૂચવેછે કે પાપવૃત્તિ મનુષ્યને અધઃપાત કરાવનારી છે. અને પુણ્યવૃત્તિ, દિવ્ય લોકમાંથી આવનારી હોઈ, મનુષ્યને ઉન્નત દશામાં, દિવ્ય માર્ગમાં ખેંચી ચઢાવનારી છે."

આ કાવ્યમાં વિષયભૂત કરેલા "સ્વેચ્છાસ્વીકાર" ના તત્ત્વની ચર્ચા પણ એ વ્યાખ્યાનમાંથી ઊતારુંછું, જેથી ખુલાસો થશેઃ—

"આ જગતમાં પાપપુણ્યનું યુદ્ધ ચાલ્યા કરેછે. મનુષ્યનામાં પાપ અને પુણ્ય એ બેમાંથી એકનો સ્વીકાર અને બીજાનો ત્યાગ કરવા માટે સ્વેચ્છાશક્તિ ઈશ્વરે મૂકેલીછે, તે શક્તિનો ખરો ઉપયોગ કરવો મનુષ્યના પોતાના હાથમાં છે; માત્ર ઈશ્વર પોતાની કરુણામય દૃષ્ટિ

મનુષ્ય ઉપર હેવા સ્વીકારસંશયના પ્રસંગે રાખેછે, અને, મનુષ્ય ઇચ્છે તો, એ કરુણામાંથી વ્હેતું બળ આપી હેને મદદ કરવાને ઈશ્વિર તત્પર છે;–ઇત્યાદિ અનેક સત્યો આ ચિત્ર એક જ ઝળકમાં પ્રગટ કરી દેછે.

" પુણ્યવૃત્તિનો આશ્લેષ આ વીરના ઉપર અર્ધશિથિલ દર્શાવ્યોછે, હેમાં પણ ઊંડો ભેદ રહેલોછે, અને બે પ્રકારનાં તત્ત્વ સૂચવેછે. મુખ્ય અર્થ તો એ કે **પાપવૃત્તિના** તત્ક્ષણ સફળ થતા આક્રમણમાંથી એ વીરને છોડવીને પોતાના સંપૂર્ણ પ્રભાવને પૂરવાને પુણ્યવૃત્તિ કશો સાક્ષાત્ ઉદ્યોગ, પ્રયાસ, નથી કરતી, કેમકે એ વીર પોતાની શક્તિના બળે જ એ મોહનીની જાળમાંથી છૂટીને દિવ્ય માર્ગ તરફ જાય ત્હેમાં જ વિજય, વિજયનું મહત્ત્વ, અને વિજયના ફળનું શાશ્વતપણું. બીજો અર્થ એ કે, **પાપવૃત્તિ** ક્ષણભર વિજય પામતી જણાયછે અને પુણ્યવૃત્તિનો ગ્રહ વીર ઉપરથી શિથિલ કરેછે.

" પરંતુ એ વિજય દૃઢ રૂપ હજી પામ્યો નથી; વીર એ મોહની શક્તિનો અસહાય દાસ બન્યો નથી. કેમકે એ ચિત્રના અંશોનો એક ક્રમ આગળ જોઇયે છિયે તો જણાયછે કે વીર **પાપવૃત્તિના** ભુજબન્ધનને છોડવવાનો પ્રયત્ન કરેછે. આટલી સુદશા હજી છે. પણ વળી ધારીને જોઇયે છિયે તો શું દેખિયે છિયે ? જે ક્ષણે આમ હેના વિષમય ભુજબન્ધનમાંથી છૂટવાને વીર મથેછે તે જ ક્ષણે એ **પાપવૃત્તિની** મોહની મુખશોભા–ખોટા સૌન્દર્યની પણ ઉત્કટ આકર્ષણવાળી મુખશોભા–ની તરફ એ વીરની નજર મન્ત્રમુગ્ધ થઇને જડાઈ ગઈછે. પણ તે છેક મોહલુબ્ધતામાં નથી પડયો. વીરની મુખમુદ્રા ઉપર **પાપવૃત્તિ** તરફ કાંઇક અરુચિ, કંટાળો, જણાયછે, અને છતાં હેના મોહથી છૂટવાની આશા પણ દેખાઈ આવેછે. આમ આ વીર આ બે સદસદ્વૃત્તિયોનાં આકર્ષણો વચ્ચે અનિશ્ચયના આન્દોલનમાં પડયોછે. પ્રલોભનમાં ફસાતાં રોકાવાની ઇચ્છાનું પ્રાબલ્ય અને ત્હેની જ સાથે એ પ્રલોભનના મોહથી જડ બની જઈ થતી

સ્તબ્ધતા-આમ અદ્દભુત ભાવવિરોધમાં માનવ પડયોછે.

"ક્ષણવાર એમ લાગેછે કે **પાપવૃત્તિ** વિજય પામશે કે શું? ઉપર કહ્યું તેમ પુણ્યવૃત્તિ એ વીરને પોતાની તરફ ખેંચવાનો ખાસ પ્રયત્ન પણ નથી કરતી તેથી આ ભય વધતો લાગેછે. પરંતુ એ યથાઘટિત જ છે. ઉપર કહ્યું તેમ choice-સ્વેચ્છાયુક્ત પસંદગી-નું તત્ત્વ જ હેમાં સમાયુંછે. પુણ્યવૃત્તિ માત્ર પોતાની જબરદસ્તીથી જ વીરને ખેંચી પોતાના તાબામાં લે તો હેમાં એ વીરનું પરાક્રમ શું રહ્યું? હેની પોતાની ઇચ્છાથી સદસદ્ વચ્ચે પસંદગી કરીને સ્વીકાર કરવાનો પ્રસંગ જ ક્યહાં રહ્યો? માટે ભલે ક્ષણવાર **પાપવૃત્તિ** વિજયિની થતી જણાય; ભલે વીરનું આમ ભાવતુમુલમાં ભ્રમણ થાય; એ જ તુમુલમાંથી સ્વપરાક્રમે કરીને વીર વિજય પામશે તો પુણ્યવૃત્તિના સૌન્દર્યની, બળની, અને પોતાના ઉપર હેના પ્રભાવની વિશેષ કીમત એ વીરને પોતાને જ જણાશે.

"હાવા ભાવથી જ પુણ્યવૃત્તિ સ્નેહદયાથી, આર્દ્ર નયનથી, અને કોમળ મુખમુદ્રાથી, વીર તરફ નિહાળી રહીછે. આશ્લેષ શિથિલ છે ખરો, જો કે તે પોતે વીર તરફ ઉદાસીન થઈને શિથિલ નથી કર્યો પણ **પાપવૃત્તિના** ઉદ્ધત આઘાતથી થયેલોછે; પરંતુ એ આશ્લેષ છોડી દીધો નથી. જે ક્ષણે એ વીર **પાપવૃત્તિને** જીતીને બન્ધનમાંથી છૂટે કે તે જ ક્ષણે પોતાના શુદ્ધ પ્રેમમય આશ્લેષમાં વીંટવા માટે એ પુણ્યવૃત્તિ તત્પર રહીને ભુજ પસારતી જ ઊભીછે; આશ્લેષનું અર્ધ-શિથિલપણું ઉલટું આમ પુનઃસ્વીકારની તત્પરતા જ બતાવેછે. જેમ-નિરન્તર સંરક્ષણ કરનારી માતા બાળકને ચાલતાં શીખવતી વખત બાળક અડબડિયાં ખાઈ પડી જાય એમ છતાં ક્ષણવાર ઉપાડી લીધા વિના જ-ખરી હાનિ થાય તે વખતે જ ઉપાડી લેવાની ઇચ્છાથી—બાળકની તરફ થોડીવાર સ્નેહ, મમતા, વગેરે ભાવથી ઊભેલી જ રહેછે, હેના પ્રયાસથી મળતું બળ અપાવવાને પોતે નિશ્ચેષ્ટ જ રહેછે, હેવો કાંઈક ભાવ આ પુણ્યવૃત્તિનો જણાયછે. **પાપવૃત્તિનું** બળ ફાવતું

જણાયછે ખરું, પણ ત્હેની જ સાથે એ વીરને માથે દિવ્ય દયાની કૌમુદી જેવી દીપ્તિનું રક્ષણ કાયમ જ છે. અન્ધકારમાં પડતા પ્હેલાં, યોગ્ય કાળે હેને બચાવવાને તત્પર રહેલી ઈશ્વરકરુણા આ પુણ્યવૃત્તિની મૂર્તિના સૌન્દર્યની દ્વારા પ્રકાશિત થાયછે."

આ ચર્ચા મ્હેં કરી તે વખતે પ્રસ્તુત ચિત્રની નકલ "ગ્રાફિક" નામના સાપ્તાહિક પત્રમાં જોયેલી ત્હેના સંસ્કાર મન ઉપર રહેલા તે ઉપરથી કરી હતી. હાલ એ ચિત્રની એક engraving ની મ્હોટી પ્રત પેદા કરીને પૂર્ણ દર્શન કરવાનો લાભ મ્હને મળ્યોછે. તે પછી ઉપરની ચર્ચામાં ફેરફાર કરવાનું કારણ જણાયું નથી. માત્ર, આ કાવ્ય રચ્યું તે 'ગ્રાફિક'માંનું ચિત્ર જોયા પછી (સંસ્કારને આધારે જ) આશરે બાર તેર વર્ષે; તેથી એક વીગતની ભૂલ્ય આવી ગઈછે તે મ્હોટું ચિત્ર (કાવ્ય રચ્યા પછી અઢી વર્ષે હમણાં) પેદા કર્યું ત્યહારે જણાઈ. તે કાવ્યના શ્લોક ૧ ચરણ ૨ માં 'ગગનમાં' શબ્દ છે તે સ્થળે ભૂલ્ય છે. ચિત્ર જોતાં વીર ખડકમાં ઊભેલો છે. માટે 'ગગનમાં'–ને બદલે 'ખડકમાં' એટલો ફેરફાર કરવાની વિનંતિ કરુંછું.

આ મ્હોટું ચિત્ર પેદા કર્યું ત્હેની નીચે "The Choice" એ નામ અને નીચે પ્રમાણે motto—ગર્ભવચન–આપ્યુંછે:—

"Abhor that which is evil, cleave to that which is good."

(Romans, xii, 9.)

આ 'સ્વેચ્છાસ્વીકાર'ના તત્ત્વને સમર્થ રીતે સ્થાપનારાં વચન કઠોપનિષદ્‌માંથી જડેછે તે અહિં મૂકવાં અસ્થાને નહિં ગણાય:—

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषं सिनीतः।
तयोः श्रेय आददानस्य साधु भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥१॥
श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ संपरीत्य विविनक्ति धीरः।
श्रेयोहि धीरोऽभिप्रेयसो वृणीते प्रेयोमन्दो योगक्षेमाद् वृणीते॥२॥

(કઠોપનિષદ્ ૧–૨–૧, ૨.)

મ્હારા કાવ્યમાં ઉપર કહેલા ચિત્રને પ્રેરણા ઉત્પન્ન કરનાર આધારરૂપે જ લીધુંછે; એટલે હેમાં સહજ ફેરફાર કે નવા અંશને સ્થાન આપ્યુંછે તે સ્પષ્ટ જણાઈ આવશે; ઉદાહરણાર્થ, ચિત્રમાં જે અશક્ય જ તે, બંને સુન્દરીઓનાં ગીત.

શ્લોક ૩ ઊંડાં—કોકિલા ઊંડે સંતાયલી માટે ઊડાં ગાન; તેમ બીજી રીતે અર્થ લેતાં, ઊંડા ભેદવાળાં ગાન.

નિરન્તર હાસમાં—આ શબ્દોનો સંબન્ધ જુદે જુદે સ્થળે જુદી રીતે જોડવાનોછે; પ્રથમ પંક્તિમાં 'વસજે' જોડે; છેવટનીમાં—'રમતાં' જોડે. વીર તું નિરન્તર હાસમાં વસજે—એમ પ્રથમમાં; અમીઝરણુ નિરન્તર હાસમાં, ને દિવ્યવિલાસમાં, રમતાં—એમ છેવટનીમાં.

શ્લોક ૪ મરણોથી—મરણનું બહુવચન અહિં હેતુપુરઃસર મૂકયુંછે. માનવનું આત્મા અને દેહના વિશ્લેષરૂપ મરણ ઐહિક જીવનને અન્તે છે તે તો એક જ છે. પરંતુ આ જીવનમાં અનેક ઘોર પાપ વગેરેથી આત્માનાં મરણ અનેક સંભવેછે તેથી બહુવચન.

શ્લોક ૫ ચરણ ૨. પરિવેષ = halo; દિવ્ય જનોના માથાની આસપાસ તેજનું વર્તુલ ચીતરેલું હોયછે તે; ચોમાસામાં ચન્દ્રની આસપાસ જળકુંડાળું બનેછે ત્હેવું.

શ્લોક ૭ ચરણ ૨. કરે ધરી—સુન્દરી પોતાના કરવડે સુવીરને ધરીને—પકડીને.

શ્લોક ૮ ચરણ ૧. નયનોને નચવતી.—નયનોનું નૃત્ય ચિત્રમાં પ્રગટ ના જ થઈ સકે, એ નવો ઉમેરો છે.

ચરણ ૩. મ્હારી કને હવે આવેલું ચિત્ર જોતાં પાપવૃત્તિનાં અંગ કુસુમકોમળ ચીતરેલાં નથી. આ ફેરફારની છૂટયનો હક સ્વીકારાશે એમ આશા છે,

ચરણ ૪. ત્હાં જ જડિયાં—ત્હાં = એ અંગોમાં.

ચિત્રની સ્થિતિથી આ પણ ફેરફાર છે. ચિત્રમાં તો વીરનાં નયન પાપવૃત્તિના મુખ ઉપર જ જડાયલાંછે. (શ્લોક ૧૫ ઉત્તરા-

ર્ધમાં તે સ્થિતિ બતાવીછે.)

શ્લોક ૯, પંક્તિ ૨. વીરતણું—એ શબ્દનો અન્વય (દેહલી-દીપન્યાયે) બે બાજૂ લેવાનોછે, પૂર્વગત શબ્દ 'રુધિર' સાથે તેમ જ પછી આવનાર શબ્દ 'ચિત્ત' સાથે.

શ્લોક ૧૦, પંક્તિ ૧. રેલી = રેલાઈ.

શ્લોક ૧૧, પંક્તિ ૧. રેલતો = રેલાતો.

પંક્તિ ૨. રા. મણિશંકર ભટ્ટની 'વસન્તવિજય'માંની એક મનહર પંક્તિમાંનું—"ગાળી નાંખે હલાવી રસિકહૃદયને" એ વચન અહિં સંસ્કારબીજ છે.

શ્લોક ૧૨, પંક્તિ ૨. મધુ = મદ્ય, મદિરા.

,, પંક્તિ ૪. રેલિયે = રેલાવિયે.

શ્લોક ૧૩, ચરણ ૩. ડગલું ડગવાની ક્રિયા—અથવા તો ડગવાની ને ન ડગવાની એ અનિશ્ચયની ક્રિયા—ચિત્રમાંની સ્થિતિમાંથી વ્યઙ્ગ્યરૂપે જ લઈ સકાશે; ચિત્રમાં સંચલન તો ના જ નિરૂપાય.

ઉત્તરાર્ધ—ડગ્યો જણાયછે ને ન ડગ્યો જણાયછે, તેમ જ સ્થિરતા હૃદયમાં વસેછે ને નથી વસતી;—આ વર્ણનમાં વીરના મનની અનિશ્ચયદશા, દોલાયમાન અવસ્થા, સૂચવાયછે.

શ્લોક ૧૪, પંક્તિ ૨. આશ્લેષો છોડવા જતી.—આ કૃતિ મૂળ ચિત્રમાં આ રૂપે નથી; નવીન ઉમેરો છે.

શ્લોક ૧૮,૧૯,૨૦ એ કવિના હૃદયની વાણી છે; ગ્રીક Chorus ના જેવાં કાંઇક ઉદ્દગારગાન છે.

શ્લોક ૨૦.—પાછળ પૃષ્ઠ ૧૫ મામાંના 'દિવ્ય આશા' નામના કાવ્યની ૪ થી કડીમાં "વિશ્વમોહનીનું બીન બેસૂરું રે લોલ મૂક થાય" એ કલ્પનામાં આ સ્થળના ભાવિદર્શનના ભાવનું બીજસામ્ય જાણાશે.

આ કાવ્ય ઈ. સ. ૧૯૧૧ ના નૉવ્હેમ્બરમાં રચાયુંછે.

**પુરૂરવ અને ઉર્વશી.** પૃ૪ ૧૦૩—૧૦૭.

આ કાવ્ય સમઝાવા માટે પુરૂરવ અને ઉર્વશીની કથા તથા કાલિદાસના વિક્રમોર્વશીય નાટકમાં એ કથાના થયેલા રૂપાન્તર ઉપર લક્ષ રાખવાને વિનંતિ છે. કથા તથા નાટક સુપ્રસિદ્ધ છે. છતાં આ કાવ્યમાં જે ભાગોનો સંપ્રલ સૂચનરૂપે થયોછે તે સંક્ષેપમાં અહિં નોંધવાથી સુગમતા થશેઃ—

ઉર્વશી પુરૂરવ જોડે રૂહેવાને કબૂલ થઈ ત્હેને અંગે શરતોમાં એક એ હતી કે ઉર્વશીનાં ત્રણ ઘેટાં છોકરાં જેવાં વ્હાલાં હતાં તે હમેશાં ઉર્વશીના પલંગે બાંધી રાખવાં, એને કોઇને લઈ જવા દેવાં નહિં; બીજી એ હતી કે કદી પણ પુરૂરવે ઉર્વશીની દષ્ટિયે નગ્નાવસ્થામાં ન પડવું. ઉર્વશીને સ્વર્ગમાં પાછી આણવાને દેવો ઉત્સુક થયા ત્હારે ગંધર્વો કને ઉર્વશીનાં ઘેટાં એક રાત્રે ચોરી લેવડાવ્યાં; એટલે ઉર્વશીએ બૂમો પાડી, પુરૂરવ જાગ્યો અને નગ્ન છતાં તલવાર લઈને દોડયો; એટલે ગન્ધર્વોએ જબરો વીજળીનો ઝબકારો પ્રગટ કર્યો, એટલે ઉર્વશીએ પુરૂરવને નગ્ન દીઠો; શરતમાં ભંગ થયાથી ઉર્વશી અદૃશ્ય થઈ ગઈ.

આ ભાગ શ્રુતિ તથા પુરાણમાંથી છે. નાટકમાંથી નીચેના ભાગ પ્રસંગોચિત છેઃ—

(નાટકનો ચોથો અંક જોવો). ઉર્વશીને પ્રાપ્ત કર્યા પછી પુરૂરવ અમાત્યોને રાજ્યતન્ત્રની સંભાળ સોપીને, ઉર્વશીના લઈ જવાથી, એ તથા ઉર્વશી બે એકલાં કૈલાસ પર્વતમાં આવેલા ગન્ધમાદન વનમાં વિહાર કરવાને ગયાં. ત્હાં કેટલોક કાળ વિહાર કર્યા પછી ઉર્વશી કાંઇક નિમિત્તે રીસાઈ અને વનના અન્ય ભાગમાં જતી રહી; કાર્તિકેયના વનમાં સ્ત્રીઓથી પ્રવેશ ન થાય તે નિયમ, બૃહસ્પતિયે દિવ્ય જ્ઞાનના નાશનો શાપ દીધેલો તેથી, ભૂલી જઈને તે વનમાં પેઠી; પેઠી કે તરત લતાના રૂપમાં બદલાઈ ગઈ; આ અનિષ્ટ પરિણામનો પ્રતિકાર એક એ જ હતો કે પાર્વતીના પગના અળતામાંથી

ઉત્પન્ન થયેલો સંગમનીય નામનો મણિ પ્રાપ્ત થાય અને તે લતાને અડકાડાય તો જ પાછું ઉર્વશીનું પોતાનું રૂપ મળે.

ગન્ધમાદન વનમાં પુરૂરવ વિરહથી ઘેલો બની ગયેલો ભમવા લાગ્યો, ઉર્વશીને સોધવા લાગ્યો, અકસ્માત્ લતા બનેલી ઉર્વશી કને એ આવ્યો; આવતા પ્હેલાં શિલાના ચીરામાં સંગમનીય મણિ હતો તે દેખીને ઉપાડયો. આકાશવાણીદ્વારા શિવે એ મણિનું ઓળખાણ આપી ગુણ કહ્યો, એ મણિ પોતાને માથે ધારણ કરીને પુરૂરવે લતાને (ઉર્વશી છે એમ જાણ્યા વિના જ, હેના જેવું લાલિત્ય જોઈ લલચાઈને) આલિઙ્ગન કર્યું; કે તરત લતા મટી જઈ ઉર્વશી પ્રગટ થઈ. ઉર્વશીએ કહ્યું આપણી રાજધાની પ્રતિષ્ઠાન છોડયે બહુ સમય વીત્યો, પ્રજા અને મન્ત્રીઓ આપણને દોષ દેશે, માટે ચાલો જઇયે; પુરૂરવ સંમત થયો. ઉર્વશીએ પૂછયું–"શા રીતે જવાની ઇચ્છા છે ?"

પુરૂરવે કહ્યું:—

"ચપળાનોઁ ચારુ ફરુકે ધજા, અને
સુરચાપનું નવલું તોરણે બને;
વિધ એ વિચિત્ર ઘનના વિમાનમાં
નિજ રાજધાનીઁ લઈઁ જા મુને હવાં."

એમ અલૌકિક મેઘવિમાનમાં લઈ જવાની માગણી કરી. તે પ્રમાણે મેઘવિમાનમાં બેશીને ચાલ્યાં.

અહિં નાટકનો વૃત્તાન્ત ચોથા અંકમાં અટકેછે. પાંચમામાં પુરૂરવ રાજધાનીમાં આવેલો જ નજરે પડેછે.

આ કાવ્યમાં પુરૂરવ તથા ઉર્વશી મેઘવિમાનમાં બેઠાં અને પ્રતિષ્ઠાન પ્હોંચ્યાં તે દરમ્યાનનું વર્ણન, વાર્તાલાપ, પ્રગટ કર્યાંછે. આ કલ્પિત ભાગ ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ માનવ પ્રકૃતિના એક અતિ રૂઢ છતાં અતિ ગૂઢ સ્વરૂપનું દર્શન કરાવવું એ છે, એ સ્વરૂપની સૂચના આ કાવ્યના ૧૭ મા શ્લોકમાં કરી છેઃ

સુખમાં ભાવિ દુઃખોની છાયા જોતો સદા ફરું,
ભયનો ભાર ધારીને સુખાસ્વાદ જ ના કરું.

આ સ્વરૂપને પરિણામે મનુષ્ય વર્તમાન સુખ ચાખવાને બદલે કલ્પિત ભાવિ દુઃખ ટાળવાના સતત મથનમાં પડીને દુઃખને પોતાની સમીપ બોલાવી લેવા જેવું કરેછે. જે સુખ વર્તમાન સમયમાં પ્રાપ્ત થયુંછે તે સાચવી રાખવાના ઉપાય કરવાને બદલે તે ટકશે કે નહિં એ ભયથી જ માનવ પોતાના સુખમાં દુઃખ રેડેછે. આ સ્વરૂપ દર્શાવવા માટે આ કાવ્યની યોજના કરીછે.

આ કાવ્યમાં પુરાણકથામાંથી ઘેટાના શિશુ સંબન્ધે ઉલ્લેખ અને બાકીના પ્રસંગ નાટકમાંના એ બેની ગૂંથણી ભેગી કરવામાં કાંઇક ઘટનાક્ષતિ જેવું લાગે ખરું, પરંતુ એ દેખાતી ક્ષતિનું સમાધાન અસાધ્ય નથી.

શ્લોક ૨, ચરણ ૨.

જેંણે—જે વીજળીએ: ચોથા ચરણમાં ' તે વીજળી ' છે તે સાથે સંબન્ધ છે.

ચરણ ૧. નિહાળી—નો સંબન્ધ ચરણ ૪ માં ' લપાઈ જાતી ' જોડે છે; ચરણ ૨ માંના 'ઉજાળી' જોડે નથી.

ચરણ ૩. થાતી—આ વર્તમાન કૃદન્ત પૂર્ણ ક્રિયાપદને સ્થાને નથી લેવાનો; થાયછે—એમ અર્થ નથી લેવાનો; પણ 'થઈને' એમ અર્થ દર્શાવનાર વર્તમાન કૃદન્તનું જ રૂપ લેવાનું છે.

શ્લોક ૪, પૂર્વાર્ધ.

પુરૂરવ અને ઉર્વશીના આશ્લેષ તે ઉદ્દીપનરૂપ બનતાં, વિમાન બનેલા મેઘ અને હેની પ્રિયા વીજળી પણ લજ્જા ભૂલી જઈને એ યુગ્મની પ્રેમલીલાનું અનુકરણ અનાયાસે જ કરેછે. ઝબકીને લુપ્ત થતી વીજળીના સહજ બનાવનો ખુલાસો ઉર્વશી આ રીતે આપેછે.

ઉત્તરાધ.

પોતાના વિમાનની જ વાર્તામાંથી સહસા ફરી જઈને ઉર્વશી હિમગિરિ શિખરો તરફ નજર કરીને નવી ઊર્મિ ( શ્લોક ૫ માં દર્શાવેલી ઇચ્છા ) ને પ્રસંગ આપનારી સ્થિતિ તરફ લક્ષ ખેંચેછે.

શ્લોક ૫, ઉત્તરાર્ધ.

લોલ—આ શબ્દ લાલિત્યદર્શક પૂરક શબ્દરૂપે લેવો હોય તો લેવાશે; પરંતુ અહિં લોલ = 'ચંચલ,' 'હાલતું' એમ અર્થ લેઈને 'ચુમ્બનો'ના વિશેષણ તરીકે લેઈ સકાશે. ચાલતા વિમાનમાંથી બરફવાળાં શિખરરૂપી દર્પણમાં ચુમ્બન પ્રતિબિમ્બિત થાય તે હાલતાં જ જણાય.

મેઘવિમાન જેવા અન્તરિક્ષ ઉંચા સ્થાનમાંથી જ આ દર્શન સંભવે અને હાવો અપૂર્વ કોડ પૂર્ણ થઈ સકે.

ચરણ ૪. મુજ—એ 'કોડ'નું વિશેષણરૂપ લેવું. મ્હારા કોડ.

મુજ કોડ—મ્હને કોડ થાયછે.

શ્લોક ૬. કૈલાસશિખરથી ઊપડેલું વિમાન હિમગિરિના સમીપ પ્રદેશમાં આકાશમાં ઊડેછે; તે એટલી ઊંચાઇયે હોવાને લીધે ત્ય્હાંથી સિન્ધુનું દૂરદર્શન થવું શક્ય છે.

ઉર્વશી હિમગિરિનાં ઊંચાં શિખરોમાં ચુમ્બનદર્શન ઇચ્છેછે; એ એમ સ્વર્ગીયજનને ઉચિત ઊંચા પ્રદેશના વિલાસ તરફ દોરાયછે; ત્ય્હારે માનવ પુરૂરવ નીચે સિન્ધુ તરફ જ આકર્ષાયછે; અને ( શ્લોક ૭ ) એ નીચે રહેલા સિન્ધુમાં જ કનકનૌકામાં સુખ માણવાને ઇચ્છા પ્રવૃત્ત કરેછે.

ઉત્તરાર્ધ.—ચાંદની પથરાઈને ( = પથરાયાથી ) વિશાળ પટ ( સિન્ધુનો ) ઝળકેછે; આમ અન્વય અને અર્થ છે.

શ્લોક ૮.—( વિમાન નીચું ઉતારીને )–ઉર્વશી સ્વર્ગની સુન્દરી હોવાથી વિમાન ચલવવું કરવું તે કુશળતા હેની જ હોય. વિક્રમોર્વશીય નાટકના ચોથા અંકનો છેલ્લો શ્લોક ઉપર અવતરણચર્ચામાં મ્હેં મૂક્યોછે, ત્હેમાં પણ પુરૂરવને ઉર્વશીની કને વિમાનમાં પોતાને લઈ જવાની માગણી કરતો દર્શાવ્યોછે. **नय मां नवेन वसतिं पयोमुचा** એમ મૂળમાં પંક્તિ છે; તે રા. કેશવલાલના ભાષાન્તરમાં— 'નિજ રાજધાનીં જ સિધાવિયે હવાં'' —એમ કર્યાંને લીધે ઉર્વશીની આ વિમાનચાલનકુશલતા ઢંકાઈ જાયછે, જે મૂળમાં **नय मां** "મ્હને લઈ જા" એ બે શબ્દમાં સહજ સૂચવાયછે; તેથી એ શ્લોક ઊતારતાં

મ્હેં છેલ્લી પંક્તિમાં ફેરફાર કરી 'જ સિધાવિયે'ને બદલે 'લઈ જા મુને' એમ કર્યું છે તે આ હેતુથી. મ્હારા કાવ્યમાં વિમાનચાલિકા ઉર્વશી બે સ્થળે દર્શાવાઈ છે; એક આ શ્લોકમાં અને બીજે, શ્લોક ૧૨ માના ઉત્તરાર્ધમાં.

શ્લોક ૯, ચરણ ૪. ચિત્રલેખા = વિચિત્ર લેખ, ચિત્ર, આકૃતિવાળી, (ભૂમિ). અહિં શ્લેષદ્વારા ઉર્વશીની સખી ચિત્રલેખાના નામનું પણ સૂચન કાંઈક છે; અર્થમાં વિશેષ પૂર્તિ કરનારું નહિં, પરંતુ પોતાની પ્રિય સખીનું નામ સ્મરણપ્રિય લાગતું હોય એમ સ્ત્રીજનસ્વભાવ દર્શાવનારું.

શ્લોક ૧૧. નાટકમાં સંગમનીયમણિ ઉર્વશીને લલાટે લટકાવેલો છેલ્લો (વિમાનમાં ચઢતા પ્હેલાં) આપણે દીઠોછે. મ્હેં તે પછી ફેરફાર કલ્પ્યોછે, તેથી એ મણિ પુરૂરવે કંઠે ધારણ કરેલો અહિં દર્શાવ્યોછે.

શ્લોક ૧૨, પૂર્વાર્ધ.

શ્લોક ૧૦ માં આરમ્ભાયલી સુખનાશના ભયની સ્થિતિ, અહિં રૂપાન્તરે પ્રગટ થઈ છે; સુખની અશાશ્વત સ્થિતિને લીધે નાશભય અને સુખાસ્વાદનો લોપ એ તત્ત્વ અહિં પ્રગટ કરવાનો આરમ્ભ થાયછે. શ્લોક ૫ મામાં પણ ઉર્વશી હિમાલયમાં ચુમ્બનદર્શન સૂચવેછે, ત્યહારે શ્લોક ૬–૭ માં પુરૂરવ વિયોગ થયેલા વનવાળા અને અને હેની સમીપના સર્વ પ્રદેશોને પુષ્કળ દૂર મૂકવાની ઇચ્છાથી ઠેઠ નીચે સિન્ધુમાં જઈ સુખનો ઉપભોગ નવીન પ્રદેશમાં અને નવીન રીતે જ કરવાનો લોભ દર્શાવેછે. એ સુખલાલસા બાજૂ ઉપર જ રાખીને આ ૧૨ મા શ્લોકમાં નિશ્ચિન્ત સુખ સાધનો આપનાર, દઢભૂમિ; પોતાની રાજધાનીમાં જ જવાની ઇચ્છા દર્શાવેછે.

ઉત્તરાર્ધ.

પ્રતિષ્ઠાન–પુરૂરવની રાજધાનીનું નગર; એ પ્રાચીન ચન્દ્રવંશી*

* પુરૂરવ તો ચન્દ્રનો પૌત્ર એટલે બે પેઢીનું જ છેટું.

રાજાઓની રાજધાની હતી, અને ગંગા તથા **યમુના**ના **સંગમ** ઉપર એ નગર હતું. (ગોદાવરીને કિનારે આવેલું **શાલિવાહન**ની રાજધાની બનેલું નગર **પ્રતિષ્ઠાન** તે બીજું; **प्रतिष्ठानं**–પ્રા. **पइट्ठाणं પઇઠણ**).

"સંચરાવ્ય વિમાનને"—શ્લોક ૮ માની ટીકાનો આરમ્ભ જુવો.

શ્લોક ૧૩. **પ્રતિષ્ઠાન** ભણી વિમાન લઈ જવાની **પ્રાર્થના** **પુરૂરવે** કરી તે તરત સ્વીકારી અને ઉર્વશી વેગવાળા વિમાનને **યમુના** કિનારે રહેલા એ નગરનું દર્શન થાય તે સ્થળે લાવી પણ ખરી; તે પછીનું હવે સંભાષણ છે.

રાત્રિનો **સમય** છે;—એ તો શ્લોક ૬ ઠ્ઠામાં ચાંદની સિન્ધુપટ ઉપર પથરાયલી વર્ણવીછે તે ઉપરથી સ્મરણમાં .રૂહેશે જ. મધ્ય-રાત્રિ પછીની **શાન્તિ**માં નગર સૂતું જણાયછે ત્હેનું **અહિં** ચિત્ર છે.

ચરણ ૨, સ્વપ્નસમું તરે—ઉત્તરાર્ધમાં વર્ણવેલું સ્વરૂપ, આછું ધુમસ અને વિમલ ચાંદની, એ આ સ્વપ્નસમાન દર્શનના સાધક અંશ છે; ચાંદનીમાં અને ધુમસમાં નગર જાણે તરતું હોય એમ કલ્પના છે.

ચરણ **૧—૩.**

ઘનનિદ્રામાં નગર છે, અને ઊંઘમાં સૂતેલાને અનુકૂળ હોડવાનું વસ્ત્ર–ધુમસપટ છે.

શ્લોક **૧૪.**

આછા **ધુમસ** જેવાં સૂક્ષ્મ અંગોવાળી અપ્સરા ઉર્વશી નગરને સ્વપ્નસમું તરતું જુવેછે. ત્યહારે માનવ **પુરૂરવ** હેનું દર્શન અન્ય રૂપે **કરેછે,** તે આ શ્લોકમાં રેખાઙ્કિત થાયછે; સ્વપ્નસમું તરતું નગર તે **પુરૂરવ**ને **યમુના**જળના પ્રતિબિમ્બમાં–સ્થિર જળમાંના પ્રતિબિમ્બમાં-સ્થિર જણાયછે.

ચાંદની અને ધુમસથી સ્વપ્નસમ સુન્દર નગરની પ્રતિમા તે પોતાના હૃદયમાં પડેલી ઉર્વશીની છબી જોડે સરખાવવામાં બંનેના **સૂક્ષ્મસૌન્દર્ય**નું ભાન થાયછે.

વિક્રમોર્વશીય નાટકના અંક ત્રીજામાં **ચિત્રલેખાનું** ઉર્વશીને પુરૂરવના મહેલના **યમુના**જળમાં પડેલા પ્રતિબિમ્બનો આડકતરો ઇશારો કરનારું વચન આમ છે. **ननु प्रतिबिम्बितमिव यामिनी· यमुनायां कैलासशिखरसश्रीकं ते प्रियतमस्य भवनमुपगते स्वः ।**

અહિં કલ્પનાનો મરોડ જુદો છે, છતાં આ શ્લોકમાંની કલ્પના જોડે તેમ જ ૧૫ મા શ્લોકના પૂર્વાર્ધની કલ્પના જોડે સરખાવવા જેવું છે.

એથી પણ વિશેષ અંક ૨ જામાં અન્ય સ્થળે સાક્ષાત્ ઇશારો છે;

**सखि पश्य पश्य इदं भगवत्या भागीरथ्या यमुनासंगमपावनेषु सलिलेषु पुण्येषु अवलोकयतश्चात्मानं प्रतिष्ठानस्यशिखाभरणभूतमिव तस्थराजर्षेर्भवनमुपगते स्वः ।**

નગરીનું **યમુના**માં પ્રતિબિમ્બ એટલો સમાન અંશ મનમાં સંસ્કાર રૂપે રહ્યો હોય તો નવાઈ નહિં: શ્લોક ૧૪ ના ઉત્તરાર્ધમાં ઉપમા ઉપજાવી છે તે માત્ર નવી છે.

ચરણ ૪. ઉર્વશીની.—ઉર્વશીને જ આ વચન સંબોધીને કહેલું છે તો 'ત્હારી' એમ કહેવાને બદલે તૃતીયપુરૂષમાં ઉર્વશીનું નામ દઈને કહેવામાં ઉર્વશી ઉપરનો રસિક અને તીવ્ર પ્રેમ તેમ જ એક પ્રકારનું રસિક સૌજન્ય વ્યંજિત થાયછે. જાણે કોઈ બીજાને જ કહેતો હોય તેમ ઉર્વશીનું નામ દીધાથી ત્હેને જ મ્હોંએ ત્હેનાં વખાણ કરવાનો સૌજન્યભંગ ટળાયછે; ઇત્યાદિ વ્યઙ્ગ્યો રસિક વાચકને જડશે.

શ્લોક ૧૫, ચરણ ૪.

અભંગ—રાજમહેલમાં આવીને વસ્યા પછી ગન્ધનમાદન વનની પેઠે ભૂલ્યથી નિષિદ્ધ સ્થળમાં જઈ લતા બની જવાનું વગેરે સુખભંગના પ્રસંગ જ ના આવવાના, એટલે અભંગ સુખ મળશે,—એમ ભાવ છે.

શ્લોક ૧૬.—અહિં કાવ્યના ઉદ્દેશની સૂચનાનો વળી ધ્વનિ

થાયછે,—" એ સુખ વિશે દુખ ગૂઢ દેખું, " —એ વચનમાં એ જણાઈ આવેછે.

ચરણ ૨.શિશુ મેષ કેરું—કથામાં ઘેટાં ત્રણ કહેલાંછે; અહિં એક જ મેષશિશુ કહી વાર્તામાં ફેર કરવાની છૂટ લીધીછે.

ઉત્તરાર્ધ—આ બનાવની પૂર્વચ્છાયારૂપે ભ્રમણા જ અહિં પ્રગટ કરીછે. ઘેટાનું હરણ વગેરે હજી થયું જ ન્હોતું. છતાં હેનું હરણ થવા ના દેવું એ શરતમાં આ સંભવ સમાયેલો હોવાથી ભાવિ દુઃખનો ભાસ ચીતર્યોછે.

નાટકમાં ઘેટાનો પ્રસંગ કાઢી નાંખી કાયમ સંયોગનું પરિણામ છે; પરંતુ તે વાતને આ કાવ્યના ઉદ્દેશ જોડે બાધ આવેછે, તેથી કથામાંથી ઘેટાના પ્રસંગનું સૂચન ( બીજે બધે નાટકમાંના પ્રસંગો લીધાની સાથે જ ) અહિં હેતુપુરઃસર અને બુદ્ધિપુરઃસર ભેગું વર્ણ્યુંછે.

ચરણ ૪. ઉર્વશી મુજ.—અહિં તો વાકયમાં અંગ્રેજીમાં જેને direct construction કહે છે તે યોજના હોવાને લીધે ઉર્વશી એમ તૃતીય પુરુષમાં નામગ્રહણ છે.

શ્લોક ૧૭. કાવ્યનું બીજભૂત હાર્દ આ શ્લોકમાં છે તે આરમ્ભમાં અવતરણચર્ચામાં કહેલું જ છે.

શ્લોક ૧૮–૧૯.

માનવહૃદયની સુખની શાશ્વતતા વિશે અશ્રદ્ધાનું તીવ્ર સ્વરૂપ અહિં સૂચવાયુંછે. હિમાલયના પ્રદેશમાં ગન્ધમાદન વનમાં થયેલા વિયોગના ભણકારા પુરૂરવને ભય આપતા હતા; તેથી નીચેના સિન્ધુપટમાં કનકનૌકામાં વહી જવાની ઇચ્છા ક્ષણભર થઈ; તે પણ મનમાં સ્થિર ના રહી; અને પોતાની રાજધાનીમાં રાજમન્દિરના દૃઢ સ્થાન તરફ મન ગયું; ત્હાં પણ પલંગના પાયા સાથે બાંધેલા ઘેટાએ વિયોગની છાયા ઊભી કરી;—તેથી પાછી આખર આકાશમાં અનન્ત આકાશમાં—ઊડવાની ઇચ્છા કરી; અનિશ્ચિત સુખ, ભાવી દુઃખ,—એ ભયને પરિણામે અજ્ઞાત અનન્તપથમાં ન્હાસી જઈ એ

નવી અનિશ્ચિતતામાં ઝંપલાવાનું મન કરેછે, પણ હેની અનિશ્ચિતતાનું ભાન થતું નથી; કેમકે એ એમ માનેછે કે સંભવનીય વિયોગનું સ્મરણ આપનારા પદાર્થોથી દૂર જવાય તો બસ,—"જાઉં, આંહિંથી હું જાઉં" (અહિંથી-એટલે ભાવિદુઃખના ભણકારા કરનારા સ્થળમાંથી), અને ઉરમાં ઉર્વશીને તો સ્થિર પકડી જ રાખું, પછી ગમે ત્ય્હાં ભલે જવાય. પણ આ રીતે પણ દુઃખનો આઘાત નહિં જ આવે: ત્હેની ખાતરી શી ? તેથી આ કરતાં પણ પ્રબળ તીવ્રતર, સૂક્ષ્મ ઈચ્છા-દુઃખ પણ સ્પર્શ ના કરે હેવું અવ્યક્ત શૂન્ય સ્વરૂપ પ્રાપ્ત કરવાની,—૧૯ મા શ્લોકમાં પ્રગટ કરેછે; પોતે ઘન બને, ઉર્વશી વિદ્યુત્ બને, હેને પોતાનામાં શમાવી દે (વીજળી મેઘમાં લીન રહે તેથી) અને પછી પોતે મેઘના ધૂમમયરૂપદ્વારા ઝીણો ધૂમ બનીને ઊડી જાય, લુપ્ત જ થઈ જાય, નિર્વાણ પામે; પછી વિયોગ, દુઃખ, કોને ક્ય્હાં સ્પર્શ કરશે ? બંને અન્યોન્યમાં વિલીન થઈ બંનેનું એકરૂપ થઈ તે પણ શૂન્યમાં લીન થઈ જાય—પછી દુઃખ પણ ફાંફાં મારશે. "ઝીણો ધૂમ બની ઊડી જાઉં"—એટલે ધૂમનો પ્રત્યક્ષ આકાર રહેલો હેવો થઈને ઊડીને અન્ય સ્થળે જાઉં, એમ નહિં; પરંતુ—વરાળ રૂપ થઈ અંતે વરાળના પણ પરમાણુ વેરાઈ જઈ લુપ્ત થાયછે તે રીતે તદ્દન વિલુપ્ત થાઉં.

આમ દુઃખની ભયાનક મૂર્તિથી ભય પામીને હેનાથી દૂર રહેવાને વિલક્ષણ અને તીવ્ર વાઞ્છનાને મૂર્ત કરીછે. ત્હેમાં દુઃખથી ન્હાસવા જતાં એ અવ્યક્ત, શૂન્ય, દશામાં સુખ ભોગવવાની શક્તિ તથા સાધન પણ લુપ્ત થશે એ વાત પોતે ભૂલી જાયછે.

શ્લોક ૧૮, ચરણ ૩.

"જાઉં, આંહિંથી હું જાઉં,"—'મકરન્દ'ના "તું ગઈ" એ મથાળાના સુન્દર, ભાવપૂર્ણ, કાવ્યમાંની નીચેની પંક્તિનું સ્મરણ થશે:—

"જાઉં અહિંથી, અહિંથી જ જાઉં."

ચરણ ૪. ઉર્વશી—અહિં સંબોધ્ય ઉર્વશી છતાં હેના નામગ્રહણ-માં ઉર્વશીની અમૂલ્યતા, હેના ઉપર અગાધ પ્રેમ, ઇત્યાદિ ભાવ વ્યંજિત થાયછે.

શ્લોક ૧૯. પોતે ધનરૂપ બને અને ઉર્વશી વિદ્યુત્ બને—એ વિચાર સમીપ રહેલા વીજળીયુક્ત મેઘ—વિમાન બનેલા મેઘ—ને જોઈને પુરૂરવને, અજાણતાં જ, સૂઝ્યો હોય એમ જણાશે. કાવ્યના આરમ્ભમાં મેઘ અને હેના ઉરમાં લપાઈ જતી વીજળીનું દર્શન પુરૂરવે કર્યુંછે, ત્હેનું આ અન્ત્યભાગમાં પ્રકારાન્તરે પરિવર્તન કરાયુંછે. વિમાન બનેલા વીજળીસહવર્તનમાન મેઘમાં બેઠેલાં પુરૂરવ અને ઉર્વશી મટી જઈને પુરૂરવ તે જ મેઘ અને ઉર્વશી તે જ વીજળી એમ અભેદની દશા માગીછે; એટલું જ નહિં, પણ પુરૂરવ અને ઉર્વશી વચ્ચે પણ અભેદ સ્થપાઈ એ અભિન્ન સ્વરૂપ પણ વળી શૂન્યમાં લીન થવાની માગણી છે. આરમ્ભમાં ઉપમા જેવું સામ્ય, પછી રૂપક જેવા અભેદમાં થઈ ને ઉપમાનોપમેયનું એક બીજામાં અંતે નિગરણ,—ડૂબી જવું; અને પછી છેવટે તેથી પણ આગળ વધી નિતાન્ત લોપ, શૂન્યમાં વિલીનતા; એમ કલ્પના છે.

**તિમિરવિલોપન,** પૃષ્ઠ ૧૦૭–૧૦૮.

ઈશ્વરને જનનીસ્વરૂપ—વાત્સલ્યાદિ ગુણના ઉદ્રેકને લીધે—જોઈને આ પ્રાર્થન છે. મોહરજનિના તિમિર—અન્ધકાર—નું વિલોપન કરવાની પ્રાર્થના છે.

કડી ૧, પંક્તિ ૨. અટવી=જંગલ; અરણ્ય.

કડી ૨, પંક્તિ ૧. મુદદાયિની=આનન્દ આપનારી.

મુદ્ (સં.) નું ગુજરાતીમાં 'મુદ' એમ રૂપાન્તર કરી આમ સમાસની છૂટ લીધીછે.

દયાળ—ઈશ્વરને સંબોધન છે તે અહિં પુંલ્લિંગમાં છે; તે જનની એ સંબોધનના સ્ત્રીલિંગ જોડે વિરોધમાં આવતું જણાશે. પરંતુ ઈશ્વરને

તો પુંલ્લિંગથી જ જોઈ ' દયાળ ' એમ કહેવામાં અને અન્ય સ્થળે ' જનની ' કહેવામાં બાધ નથી.

કડી ૩, પંક્તિ ૨. કૃપાળ—આ પુંલ્લિંગ માટે પણ ઉપર પ્રમાણે સમાધાન છે.

**ભક્તસંઘને સંબોધન,** પૃષ્ઠ ૧૦૮, ૧૦૯.

પાછળ પૃ. ૭૯ મે " ગોપીઓનું સંમેલન " એ ગીત છે, ત્હેનું રૂપાન્તર કરીને આ કાવ્ય શૃઙ્ગાર રસમાંથી શાન્ત રસમાં ઊતાર્યું-છે. મ્હારા એક કીર્તનને પ્રસંગે આ રૂપાન્તર કર્યું હતું. હેમાં કડી ૨ બંને કાવ્યમાં સમાન જ છે. કડી ૩ માં પંક્તિ ૩ માં ' સજનિ ' ને બદલે ' મધુર ' એટલો ફેરફાર બાદ કરતાં બાકી બંને કાવ્યમાં સમાન જ છે. કડી ૪ માં " સખી સ્યામરાય " ઇ. ને બદલે ' પ્રભુ કેરોં છાય ' ઇ. ફેરફાર છે. કડી ૫ માં ' સજનોંવૃન્દ ' નું ' ભક્તવૃન્દ ' તથા ' શ્રી ગોવિન્દ ' નું ' પ્રેમસિન્ધુ ' તથા ' સ્યામને ' ને બદલે ' તાતને ', અને ' **ભા**નુસિંહ ' ને બદલે ' ભક્તસંઘ ' એમ ફેરફાર છે.

**અવસાન,** પૃષ્ટ ૧૦૯, ૧૧૦.

અંગ્રેજી કવિ **શેલી**ના " Mnsic when soft voices die " ઇત્યાદિથી શરૂ થતા કાવ્યમાં, તેમ જ ' કુસુમમાળા ' ના ' અવસાન ' કાવ્યમાં, એ જ અંગ્રેજી કાવ્યનું હાર્દ છે તે કાવ્યમાં, કલ્પના છે તેથી તદ્દન જુદી કલ્પના અહિં આ કાવ્યના આરમ્ભમાં છે. પૂર્વોક્ત કાવ્યોમાં સંગીતાદિ મધુર પ્રકારો ઉત્પન્ન થઈ લુપ્ત થયા પછી પણ હેના સંસ્કાર પાછળથી ગણગણ્યા, ભમ્યા, કરેછે એમ તાત્પર્ય છે; આ કાવ્યમાં તો ગીતધ્વનિ ઉત્પન્ન થઈ પાછો શૂન્યમાં લીન થાયછે, વીજળી અન્ધકારમાંથી ઊપજી પાછી અન્ધકારમાં શમે-છે, ઇત્યાદિ પ્રકારો દર્શાવ્યાછે, અને આ ' નૂપુરઝંકાર 'નાં કાવ્યોના ઝંકાર પણ તે જ રીતે મૌનમાંથી ઊપજી મૌનમાં શમશે, છતાં આનન્દ આપશે તો કૃતાર્થતા થશે–ઇત્યાદિ ભાવ છે. સંક્ષેપમાં કહિયે તો, પૂર્વોક્ત કાવ્યમાં પશ્ચાત્સંસ્કારના ધ્વનનની અને એ રૂપે અસ્તિત્વ

લંબાવાની વાત છે; અને પ્રસ્તુત કાવ્યમાં બનાવના તત્કાળ જેટલા સુખદ સ્વરૂપની વાત છે, પછી ભલે શૂન્યમાં લીન થાઓ.

શ્લોક ૧, ચરણ. ૨. ઉલ્કા=Meteor; ખરતો તારો.

ક્ષણ ઝળકતી વીજળી, ઝળકી હોલવાઈ જતા ખરતા તારા, ઉત્પન્ન થઈ વિલીન થતો ગીતધ્વનિ, એ સર્વની પેઠે માનવહૃદયમાં આનન્દ પણ ઉત્પન્ન થતાં વાંત લુપ્ત થાય હેવો છે.—આમ ભાવ છે.

શ્લોક ૨, પૂર્વાર્ધ. તથાપિ એ ઇન્દ્રજાલરચના ભારે ભર્યાં હૃદયને ક્ષણ હર્ષ આપી (આપીને) ગમતી (ગમેછે.);–આમ અન્વય છે.

ચરણ ૧ ઇન્દ્રજાલરચના=જાદૂ જેવી માયારચના.

શ્લોક ૨ માં કહેલા પ્રકારો તે, ક્ષણિકતાને લીધે, ઇન્દ્રજાલ જેવા.

ચરણ ૨. ભારે ભર્યાં–દુઃખના ભારથી ભરેલાં.

શ્લોક ૪. મિ. ખબરદારના ‘ વિલાસિકા ’ માંના “ સ્વર્ગીય ગાન ” નામના કાવ્યને અન્તે

“ તુજ મધુર ધ્વનિના સ્વપ્નમાં આ જગતથી સરી જાઉં હું ” એમ મધુર કલ્પના છે તે આ શ્લોકમાંની કલ્પનાથી જુદી જ છે. હેમાં તો કવિ ગાનના ધ્વનિના સ્વપ્નમાં જગતથી સરી જવાની ઇચ્છા દર્શાવેછે; અહિં તો શાન્તિમાં થતા (નૂપુરઝંકારના) નાદની પેઠે કવિ પણ મૌનના સિન્ધુમાં લય પામે તે પ્રસંગને ઉદ્દેશીને વચન છે. “ અવસાન ” કાવ્ય તે પરમ **અવસાન** તરફ દૃષ્ટિ નાંખનાર અહિં બને છે.

---

## અવસાન.

## "આર્તનો પુકાર" (પૃ૦ ૬૧)—એ ગીતના સ્વરની યોજના.
### (ટીકા પૃષ્ઠ ૧૮૦ ને અંતે આ વાંચવું.)

| | | | | | |
|---|---|---|---|---|---|
| દુરિત | કૂપે | પડયો | હું | હે | જગત્ત્રાતા |
| **સારીરી** | **પમધનૂીપ** | **ધમપગ** | **રીગરીપમગ** | **ગા** ૪ | **સારીનૂીસા** ૨ ૭ ૪ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| લૅાભન | લતા | નિરખી | મુજ | પૅાય—અ—અ- | ચૂૅકયો |
| **પૂપૂનૂી** ૩ | **નૂીસા** ૫ | **રીસારો** ૫ | **રીરી** | **પમગરીગ** | **ગરીગરીમગરીસા** |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| શ્રવણ | ન | ધર્રી | તુજ | વાણી | મંગલ | કૂપ | મુખ | અંધે | બની |
| **પપની** | **ની** | **સૅાર્સૅા** | **સૅાર્સૅા** | **નીધપમપ** | **પરીસૅારી** | **સાધ** | **સાસા** | **સૅારીસૅાની** | **ધપ** ૨ ૩ |
| | | | | (૩+૧૧)=૧૪ | (૨+૧+૧૧)=૧૪ | | | | |

| | | |
|---|---|---|
| ચરણ | | મૂકયો. |
| **પનૂીધપ** | **મ** | **ગરીગપમગરીસાનૂીસા** |

---

સંજ્ઞાઓ:—**નૂીપૂ** = મન્દ્ર સપ્તકનો **ની** તથા **પ**
**સૅારી** = તાર સપ્તકના **સા** તથા **રી**
**નૂી** = કોમળ **ની**

બાકીના મધ્ય સપ્તકના શુદ્ધ સ્વરો.
**મ** આ ગીતમાં બધે શુદ્ધ છે.
જે સ્વરો નીચે અંક મૂકયાછે તે સ્વરો તેટલી માત્રા લંબાવવાના છે; બાકીના એક એક માત્રાના.

# "આર્તનો પુકાર"—એ ગીતના તાલની યોજના.

(તાલ ઝંપા—અન્યમતે, દીપચંદી.)

(તાલની માત્રા ૧૪)

મુખ

તાલના ઠેકા— | ૧ ૨ ૦ ૩ ૧ ૨ ૦

અક્ષરો— | દુ રિ ત કૂ . . ઉ ઉ ઉ ઉ પે . . (અ) પ ડયો હું . . ઉં . . . હે . .

માત્રા— | ૧/૨ ૩ ૪ ૧ ૨ ૩ ૧ ૨ ૩ ૪ ૧ ૨ ૩ ૧ ૨ ૩૪ ૧ ૨ ૩ ૧ ૨ ૩ ૪ ૧ ૨ ૩

ઠેકા— | ૩ ૧ ૨ ૦ ૩ ૧

અક્ષરો— | (અ) જ ગ ત્ત્રા આ આ તા . . (અ) દુ રિ ત | કૂ ૦

માત્રા— | ૧ ૨ ૩૪ ૧ ૨ ૩ ૧૨ ૩૪ ૧ ૨ ૩ ૧ / ૨ ૩ ૪ |

અસ્તાઈ.

ઠેકા— | ૧ ૨ ૦ ૩ ૧ ૨ ૦

અક્ષરો— | લૉ ભં ન - અ : અ લ તા અ અ આ નિ ર ખી . . ઈ મુ જ પૉ ય - અ -

માત્રા— | ૧ ૨ ૩ ૧ ૨ ૩ ૪૧ ૨ ૩ ૧૨ ૩ ૪ ૧ ૨ ૩ ૧૨ ૩ ૪ - ૧ ૨ ૩

૩ ૧ ૨ ૦ ૩ ૧

આ મૅ કર્યો - ઓ ઓ ઓ ઓ (અ) | દુ રિ ત | દૂ ૦

૧૨ ૩ ૪૧ ૨૩ ૧૨ ૩૪ ૧૨૩ ૧ | ૨ ૩ ૪ |

## આંતરો.

ઠેકા | ૧ ૨ ૦ ૩ ૧ ૨ ૦ ૩

અક્ષરો | શ્ર વ ણુ - આ ના ધ રૉ તુ જ - અ - અ વા . . ણી - ઈ ઈ . . ઇ ઈ

માત્રા | ૧ ૨ ૩ ૧૨ ૩૪ ૧ ૨ ૩ ૧૨ ૩ ૪ ૧ ૨ ૩ ૧૨ ૩૪ ૧ ૨ ૩ ૧૨ ૩૪

ઠેકા | ૧ ૨ ૦ ૩ ૧ ૨ ૦ ૩

અક્ષરો | મં ગ લ-અ-અ-અ-અ-અ-અ-અ-અ-અ-અ દૂ પ મુ ખ-અ અં . . ધ . બ .

માત્રા | ૧૨ ૩ ૧ ૨ ૩ ૪ ૧ ૨ ૩ ૧ ૨ ૩ ૪ ૧૨ ૩ ૧૨ ૩ ૪ ૧ ૨ ૩ ૧ ૨ ૩ ૪

ઠેકા | ૧ ૨ ૦ ૩ ૧ ૨ ૦ ૩ ૧

અક્ષરો | ની . . ઈ-ઇ ચ ર-અ ણુ-અ મૂ- ળ કર્યો-અ-ઓ-ઓ-ઓ . . (અ) | દુ રિ ત | દૂ ૦

માત્રા | ૧ ૨ ૩ ૧ ૨ ૩ ૪ ૧ ૨ ૩ ૧૨ ૩૪ ૧૨ ૩ ૧૨ ૩૪ ૧ ૨ ૩ ૧ | ૨ ૩ ૪ |

# નૂપુરઝંકાર.

## ટીકાની પૂરવણી

### (क)

પૃષ્ઠ ૧૬૮. 'ગૂઢ કોકિલા' ઉપર ટીકામાંના અંગ્રેજી અવતરણ પછી.—

અહિં બીજા પૅરેગ્રાફમાં 'ભાવગીત' શબ્દ વાપર્યોછે તે lyricના અર્થમાં અણધાર્યો યોજાયો છે. 'સંગીતકાવ્ય' એ મ્હારો યોજેલો શબ્દ છે. આ 'ભાવગીત' શબ્દ આ સ્થળે સુઘટિત જ છે. એ ક્યહાંથી જડ્યો ? યાદ આવતું નથી. ઈ. સ. ૧૯૧૪ માં આ શબ્દ મ્હેં વાપર્યો. તે પછી ઈ. સ. ૧૯૨૪ ના ઑગસ્ટ માસના **विविधज्ञानविस्तार**ના અંકમાં ઉલ્લેખ છે કે **મરાઠી** વિવેચન-સાહિત્યમાં lyric માટે **भावगीत** શબ્દની યોજના એ સમયની આસપાસ થયેલીછે. આ યોગ આકસ્મિક જ હોવો જોઇયે. 'નૂપુર-ઝંકાર' ની ટીકામાંનો શબ્દપ્રયોગ **મરાઠી** વિવેચકોના જોવામાં પણ આવ્યો નહિં હોય. ભલે. પણ 'ભાવગીત' શબ્દનો હક પણ lyric માટે યોજાયલા અન્ય શબ્દોની સાથે નોંધવા લાયક છે.

### ( ख )

પૃષ્ઠ ૧૬૯. અંત્ય ભાગ. શ્લો. ૩.

શશિકલાને નવયૌવના કહેવામાં અસંભવદોષ આવેછે. કૃષ્ણ-પક્ષના પ્હરોડનો અર્ધચન્દ્ર હતો, તે નવયૌવન ના જ સંભવે. આ દોષનો પ્રતિકાર જડતો નથી. હમણાં પંદરે વર્ષે, બી. એ. ના વિદ્યાર્થીઓ સાથે આ કાવ્યનો અભ્યાસ કરતે, એ દોષ એકાએક મ્હને પ્રગટ થયો. 'શશિકલા સુરસુન્દરી'—એમ ફેરફાર કર્યો હોય તો દોષ ટળે; છતાં મ્હારા દોષ સહિત જ હું ઊભો રૂહેવાનું પસંદ કરુંછું.

( ग )

પૃષ્ઠ ૧૯૫. શ્લો. ૬ ઉપરની ટીકા પછીઃ—

અશ્વઘોષના ‘બુદ્ધચરિત’ પ્રમાણે **રાહુલ**નો જન્મ થઈ ગયા **પછી** કેટલોક કાળ વીત્યે **સિદ્ધાર્થ** ગૃહત્યાગ કરીને ગયો એમ છેઃ

**काले ततश्चारुपयोधरायां यशोधरायां सुयशोधरायाम् ।**
**शौद्धोदनेराहुसपत्नवक्त्रो जज्ञे सुतो राहुल एव नाम्ना ॥**

( સર્ગ ૨, શ્લો. ૪૬ )

**बालपुत्रां गुणवतीं कुलश्लाघ्यां पतिव्रताम् ।**
**देवीमर्हसि न त्यक्तुं क्लीबः प्राप्तामिवश्रियम् ॥**
**पुत्रं याशोधरं श्लाघ्यं यशोधर्मभृतां वरः ।**
**बालमर्हसि न त्यक्तुं व्यसनीवोत्तमं यशः ॥**

( સર્ગ ૬, શ્લો. ૩૩–૩૪)

‘Light of Asia’ માં **રાહુલ** હજી **યશોધરા**ના ઉદરમાં હતો તે વખતે **સિદ્ધાર્થ** ચાલ્યો ગયો એમ વૃત્તાન્ત છે. (**અશ્વઘોષનું** કાવ્ય અસુલભ હોવાથી ઉપરના શ્લોક ઉતાર્યાછે.) સર્ગ ૬, ૩૩–૩૪ માંનું વચન **સિદ્ધાર્થ**ના અશ્વપાલ છન્દકનું છે.

Edwin Arnoldનો આધાર શો હશે તે ખબર નથી. પરંતુ ત્હેણે યોજેલો પ્રસંગ વધારે રસિકતા પૂરનારો છે હેમાં શક નહિં—એ સુજ્ઞ રસિક વિવેચક જોઈ જ સકશે.

